## છગનલાલ ઠાકોરદાસ મોદીએ રચેલાં પુસ્તકોની યાદી.

૧ **ઇરાવતી**–આવૃત્તિ ૩જી, રૂ. ૨–૮–૦

૨ **નળાખ્યાન**–મહાકવિ પ્રેમાનંદ કૃત–સટીક કડવાં ૧થી ૨૫. સંપૂર્ણ ટીકા, અનેક પાઠ તથા કવિજીવન સહિત (સ્વ. દામુભાઈ ડાહ્યાભાઈ સાથે) આવૃત્તિ ૧૪મી, રૂ. ૧–૨–૦

૩ **પુત્રીશિક્ષા**–આવૃત્તિ ૮મી, પાંચ આના.

૪ **નીતિબોધ**–આવૃત્તિ ૫મી, સાત આના.

૫ **હિતવચનમાળા**–નવીન આવૃત્તિ ૫મી–એક આનો.

૬ **સામાન્ય જ્ઞાન પ્રશ્નમાળા**–આવૃત્તિ ૨જી, રૂ. ૧

૭ **સામાન્ય જ્ઞાન પ્રશ્નમાળાના ખુલાસા**–રૂ. ૩

૮ **જ્ઞાન ગમ્મત**–જ્ઞાન સાથે ગમ્મત આપનારી રમતનાં પત્તાં–છ આના.

૯ **ગુજરાતના ઇતિહાસની વાતો**–આવૃત્તિ ૩જી–ચાર આના.

૧૦ **જિન્દગીનો ઉપયોગ**-મિ. જોન લબકના અંગ્રેજી 'યુસ ઓફ લાઇફ'નું ભાષાન્તર–ગુ. વ. સોસાયટી માટે.

૧૧ **દેશી રમતો, સચિત્ર**–રૂ. ૨; ૧૨ **કિલ્લે ડભોઈનાં પુરાતન કામો**–૨૨ ચિત્રપટ સાથે ડા. બર્જેસના અંગ્રેજી ગ્રંથનું ભાષાન્તર; ૧૩ **રાજધર્મ**–મેકિયાવેલીના 'પ્રીન્સ'નું ભાષાન્તર; ૧૪–૧૬ **પાકશાસ્ત્ર** ભા. ૧–૩; ૧૭ **સ્ત્રી શિક્ષણ;** ૧૮ **કમાનદડાનો ખેલ** (ક્રોકે); ૧૯ **દડીબારની રમત** (ક્રિકેટ); ૨૦ **ગેડીદડાની રમત** (ગૉલ્ફ); ૨૧ **જાળદડાનો ખેલ** (લૉન ટેનિસ); ૨૨ **બિઝિક** નામની પાનાંની રમત.–શ્રીમંત સરકાર મહારાજા સાહેબ ગાયકવાડ એમની આજ્ઞાથી અને વડોદરા રાજ્યના દેશી કેળવણી ખાતા માટે તૈયાર કરેલાં.

# ઈરાવતી

## ઐતિહાસિક નવલકથા

છગનલાલ ઠાકોરદાસ મોદી, બી. એ.,
વડોદરા રાજ્યના રિટાયર્ડ એજ્યુકેશનલ ઈન્સ્પેકટર;
તથા
પ્રેમાનંદકૃત નળાખ્યાન સટીક, નીતિબોધ, પુત્રીશિક્ષા, દેશી રમતો, કિલ્લે ડભોઈનાં પુરાતન કામો, પાકશાસ્ત્ર, સામાન્ય જ્ઞાન પ્રશ્નમાળા અને તેના ખુલાસા, ગુજરાતના ઇતિહાસની વાતો ઈ.ના કર્તા.

ત્રીજી આવૃત્તિ.

સન ૧૯૨૫ બાલાજી રોડ, સુરત સંવત્ ૧૯૮૧

મૂલ્ય રૂ. ૨-૮-૦



श्री. महाराजा सयाजीराव गायकवाड—वडोदरा

श्रीमंत सरकार

# મહારાજા સયાજીરાવ ગાયકવાડ

સેના ખાસખેલ સમશેર બહાદુર

જી. સી. એસ. આઈ. ઈત્યાદિ.

**દેશી** રાજાઓમાં **આપ મહારાજા** ઘણાજ વિદ્વાન અને કુશળ રાજકર્ત્તા છો, રૈયતના કલ્યાણને અર્થે ઘણી ખંત અને પરોપકાર બુદ્ધિ રાખો છો, પ્રજાને ઉપયોગી મહત્વનાં કાર્ય કરવે દક્ષ છો, વિદ્યા તથા હુન્નર કલાને ઉત્તેજન આપવા સદા તત્પર રહો છો—એ સઘળાથી મોહિત થઈ આ લઘુ પુસ્તક **આપ મહારાજા** સાહેબને અર્પણ કરૂ છુ તે સ્વીકારશો.

આપ મહારાજાનો આજ્ઞાંકિત સેવક

**છગનલાલ ઠાકોરદાસ મોદી.**

# પ્રસ્તાવના



વાર્તારુપી આ પુસ્તક સુજ્ઞ દેશી બંધુઓ સમક્ષ ધરતાં બે બોલ કહેવાની જરૂર જણાય છે. અકબર જેવા મહાસમર્થ તથા વિચક્ષણ મોગલ શેહેનશાહનો અમલ કેવા ઉત્તમ પ્રકારનો હતો, દેશી રાજાઓને તેની નીતિ તથા રહેણી કરણી કેવી દાખલો લેવા યોગ્ય છે, રાજ્યના શ્રેય માટે પોતાના હાથ તળે કેવા કાબેલ રાજનીતિવેત્તા પુરુષોને તે રાખતો હતો, હિંદુ સંસાર સ્થિતિ તે સમયમાં કેવી હતી, અને હિંદુ સ્ત્રીઓ સદ્‌ગુણસંપન્ન તથા શિયલવ્રત સાચવનારી હોઈને તે કાળમાં હિંદુ સંસારમંડળને તથા પોતાના ઘરને કેવી શોભાવતી હતી, તે સઘળાનો ભાસ આ વાર્તા ઉપરથી સહજ થાય છે. આ વાર્તા અસલ ડચ ભાષામાં રચાયેલી હતી, અને આટલો વખત આવું રસિક પુસ્તક લોકોની જાણમાં ન આવ્યું એ ખરેખર આશ્ચર્યકારક છે. વાર્તાનો મુખ્ય આધાર ઇતિહાસના બનાવો છે, પરંતુ વાર્તાનો રસ જાળવવા ખાતર કેટલાક ભાગોમાં મૂળ ગ્રંથકારને યોગ્ય ફેરફાર કરવો પડેલો છે. દરેક વર્ગના દેશી ભાઈઓ આ પુસ્તક વાંચી આનંદ સાથે સંતોષ પામશે તો મારી મહેનત ફળીભૂત થઈ એમ સમજીશ.

વડોદરા, ગુડી પડવો.
સંવત્ ૧૯૪૪
સન ૧૮૮૮

છગનલાલ ઠાકોરદાસ મોદી.

## બીજી આવૃત્તિની પ્રસ્તાવના

આ ઐતિહાસિક વાર્ત્તાની પહેલી આવૃત્તિ લાંબી મુદત થયાં ખપી ગયેલી હતી તેથી અનેક ગૃહસ્થો તરફથી તેની માગણી થવાથી, તેમજ 'ગુજરાતી' પત્રની 'સીલ્વર જ્યુબિલી'નો આનંદોત્સવ તા૦ ૨જી જુલાઈ ૧૯૦૪ને દિવસે કરવામાં આવ્યો તેના સ્મરણાર્થે આ નવીન આવૃત્તિ પ્રકટ કરવાનું ઉચિત ધાર્યું છે.

તા૦ ૩ જુલાઈ, ૧૯૦૪



## ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના

આ નવલ કથાની નકલ લાંબી મુદતથી મળી ન શકવાથી થતી માગણી અને સ્નેહીઓની સૂચના ઉપરથી તે ફરી છાપવામાં આવી છે. આ આવૃત્તિમાં ઘણાક ઘટિત ફેરફાર કરવામાં આવ્યા છે. ઉમેદ છે કે આ આવૃત્તિ શાળાઓમાં પણ વાંચન પુસ્તક તરિકે ગ્રાહ્ય થઈ ઉપયોગી થઈ પડશે.

સુરત, સંવત ૧૯૮૧.
પોષ માસ.

છગનલાલ ઠાકોરદાસ મોદી.



# અનુક્રમણિકા




| પ્રકરણ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧લું | તપસ્વી ... ... ... | ૧ |
| ૨જું | અલ્હાબાદ ... ... ... | ૧૭ |
| ૩જું | અકબરની રાજધાની ... ... ... | ૩૫ |
| ૪થું | અદ્‌ભુત દરબાર ... ... ... | ૫૪ |
| ૫મું | અજાણ્યો પુરૂષ ... ... ... | ૫૮ |
| ૬ઠું | કાશ્મીરની ખટપટ ... ... ... | ૭૧ |
| ૭મું | નવું ઓળખાણ ... ... ... | ૭૬ |
| ૮મું | ફત્તેહપુરની સ્વારી–જમીનનો બંદોબસ્ત ... | ૮૩ |
| ૯મું | વિચિત્ર શિવાલય ... ... ... | ૮૯ |
| ૧૦મું | રવી ( રિવ્યુ ) ... ... ... | ૯૫ |
| ૧૧મું | સલીમનો મેહેલ–અવનવા દેખાવ ... ... | ૧૦૨ |
| ૧૨મુ | અકબરના મેહેલમાં ખાનગી બેઠક... ... | ૧૧૬ |
| ૧૩મું | નવી મોહબત ... ... ... | ૧૨૬ |
| ૧૪મુ | રાજવંશી પરોણો ... ... ... | ૧૩૫ |
| ૧૫મું | રાજ ખટપટ ... ... ... | ૧૩૯ |
| ૧૬મું | એક મુલાકાત ... ... ... | ૧૫૦ |
| ૧૭મું | પરદેશીઓ ... ... ... | ૧૬૦ |
| ૧૮મું | ધર્મની સભા ... ... ... | ૧૬૪ |
| ૧૯મું | નજરાણાનો દરબાર ... ... ... | ૧૬૯ |
| ૨૦મું | અકબરની તુલા ... ... ... | ૧૭૨ |
| ૨૧મું | નવો વેહેમ ... ... ... | ૧૭૯ |
| ૨૨મું | અજીત અબળા ... ... ... | ૧૮૭ |
| ૨૩મું | નાયિકાની કસોટી ... ... ... | ૧૯૪ |

| | | |
|---|---|---|
| ૨૪મું | કાવતરૂં ... ... ... | ૨૦૦ |
| ૨૫મું | તૌહિદ-ઈ-ઈલાહી ... ... ... | ૨૦૫ |
| ૨૬મું | ખૂન ... ... ... ... | ૨૧૭ |
| ૨૭મું | નંદીગુપ્તના ખૂનની પેરવી ... ... | ૨૨૨ |
| ૨૮મું | 'ફેરવેલ' ... ... ... | ૨૩૧ |
| ૨૯મું | છેલ્લી મુલાકાત ... ... ... | ૨૩૯ |
| ૩૦મુ | ખરો રસ્તો કયો ? ... ... ... | ૨૪૪ |
| ૩૧મું | ગુલાબદાન અને સલહાના ... ... | ૨૫૦ |
| ૩૨મું | શેહેનશાહની છાવણી ... ... | ૨૫૭ |
| ૩૩મું | પિતાનો પ્રેમ-તે કેવો આડે આવે છે ... | ૨૬૭ |
| ૩૪મું | છેલ્લી કસોટી તથા સમાધાની ... ... | ૨૭૫ |
| ૩૫મું | હવે શું કરવું ? ... ... ... | ૨૮૪ |
| ૩૬મું | અનુભવીની સલાહ ... ... ... | ૨૯૨ |
| ૩૭મું | ધૈર્યનાં ફળ ... ... ... | ૨૯૮ |



# ઈરાવતી.

## પ્રકરણ ૧ લું.

### તપસ્વી.

અસ્ત પામતા સૂર્યનાં કિરણો આકાશ માર્ગે રાતા પ્રકાશ સહિત નિકળી આવ્યાં, અને બદરીનાથ તથા હિમાલયનાં ઉભાં શિખરો ઉપર આવેલા બરફથી તેઓ પરાવર્તન પામ્યાં; તે વેળા દક્ષિણ તરફથી વાતો મંદ મંદ વાયુ સારો દિવસ ખીણો ઉપર ઝઝુમી રહેલાં ઝાડ તથા ફુલની સુવાસ પર્વતની ટોચ તરફ ઘસડી ગયો. જ્યારે ઘણે દૂર માણુસો માંહોમાંહી લડતા અને કાપાકાપી કરતા, મોટાં સમર્થ રાજ્યો ઘણી આબાદ સ્થિતિએ પહોંચતાં અને પાયમાલ થતાં, અને વિચારવંત પુરૂષો સૃષ્ટિ ઉત્પન્ન થવાનાં હેતુ તથા કારણ શોધી કાઢવા વ્યર્થ વલખાં મારતા હતા, તે વખતે સંકડો વરસ સુધી તેનો તેજ સૂર્ય તેજ શિખરો ઉપર પોતાનાં કિરણો પસારી દેતો હતો, તથા ફુલોની ખુશબો પર્વતો ઉપર ફેલાઇ જતી હતી, અને તેમાં કોઇપણ જાતનો ફેરફાર માલમ પડતો નહીં કે તેમાં કંઇપણ ખલેલ પડતી નહીં.

ઇસ્વી સનના સોળમા સૈકાની આખરે જ્યારે **જલાલુદ્દીન મહંમદે** મોગલ લોકોના રાજ્યને ઉત્કૃષ્ટ તથા ચઢતી સ્થિતિમાં આણ્યું અને તેની કીર્ત્તિ સઘળે ઠેકાણે ફેલાઇ, તે વખતે ઉચો હિમાલય જે એક વાર સ્વર્ગના દેવતાઓનું, બીજાથી ભાગ્યેજ જઇ શકાય એવું, પવિત્ર ધામ હતું તે તેવો ને તેવોજ જંગલથી ભરપૂર તથા અવધડ ભરેલો રહ્યો હતો. આ અરણ્યમાં ક્વચિતજ કોઇપણ મનુષ્ય પ્રાણીએ પગલું મુકયું હતું. કદી કદી જતા આવતા શિકારી પક્ષીનો શોહોર અથવા આમતેમ ફરતા જંતુનો ઘોંઘાટ ત્યાં જે ધાડો શુનકાર પથરાઇ રહેતો તેમાં ભાગ્યેજ ભંગ પાડતો હતો.

એમ છતાં પણ ઉપર ઉપરથી અવલોકન કરનાર ધારે તેમ તે જગ્યા કંઇ તદ્દન સૂની નહોતી. ઉંચા વધેલા ઘાસમાં ઘણોખરો ઢંકાયલો ત્યાં એક

વાઘ પડેલો હતો. તેના ઇશ્વરદત્ત ઝભ્ભા ઉપર કાળા ચટાપટા પડેલા હતા. કેટલીક વાર બરફથી ઢંકાયલા શિખર તરફ તે ટકટક જોઇ રહેતો અને ત્યાર પછી ચળકાટ મારતા તેજ સામુ જોઇ, પોતાની આંખ અર્ધી બંધ કરતો–તેથી જાણે કે આરામ લેતાં પણ કંઇક ધ્યાનમાં તે ગરક થઇ ગયો હોયની તેવો લાગતો હતો. ઘણા ઉણ્ડાણમાં આવેલી રમણીય લીલી ખીણો, જે સ્વચ્છ આકાશમાં ઉંચા દેખાતા બીજા દૂરના પર્વતો સુધી પસરતી તથા દૃષ્ટિમર્યાદાના ભપકાદાર રંગો સાથે ભેળસેળ થઇ જઇને અદૃશ્ય થતી, તેવી ખીણો તરફ એણે નીચે નજર નાખી. એ શેનો વિચાર કરતો હતો વારૂ ? કોઇ વાર એકી દૃષ્ટિએ ઉંચે જોઇ રહેતો, કેટલીક વાર નીચે ઉણ્ડાણમાં આવેલી જગ્યા ઉપર નજર ફેકતો, તેથી કદાચ એમ તો નહી હોય કે એક સમયે બીજા રૂપમાં ભોગવિલાસી કાસ્મીર દેશ ઉપર એક સમર્થ રાજા તરિકે તે રાજ કરતો, તથા આશ્રિતો તેની આગળ આવી મુજરો કરતા, અને મનોહર સ્ત્રીઓ પોતા ઉપર રાજાની દૃષ્ટિ પડે એવા હેતુથી એક બીજા સાથે સ્પર્ધા કરતી, તે વખતની સઘળી મોજમજા શું એ યાદ કરતો હતો ? અથવા શું એ પૂર્વજન્મના કોઇ મહા સમર્થ પ્રતાપી રાજાનો આત્મા હતો ? કે શું કોઇ સમર્થ દૈત્ય કે જંગલી બિલાડો હતો ? ખરૂં જોતાં તો તે આ વખતે આખા જંગલનો રાજા હતો; તેના હક માટે વાંધો કાઢનાર કોઇ હરીફ ત્યાં નહોતો. અભિમાનપૂર્વક તે આસપાસ દૃષ્ટિ ફેકતો, તે ઉપરથી જણાતું હતું કે એ પોતાની શક્તિ બરોબર પિછાનતો હતો.

પણ આવા ધ્યાનમાંથી એકદમ તે જાગૃત થઇ ઉભો થયો ને કાન દઇ સાંભળવા લાગ્યો. કંઇ અવાજ–માણસનો સાદ તેના ચપળ કાન ઉપર પડયો.

પર્વતમાંથી જે ફક્ત એકજ રસ્તો હતો તેમાં થઇને ખીણ તરફ કેટલાક માણસોનું એક ટોળું થોડેક દૂરથી આવતું હતું. તે ટોળામાં એક જુવાન અને કાન્તિમાન્ પુરૂષ હતો અને તેની દમદમા ભરેલી આકૃતિ તથા કિમતી પોશાક ઉપરથી જણાતું હતું કે તે કોઇ ઉત્તમ કુળનું ફરજંદ હશે. આ જુવાન માણસ સાથે એક વૃદ્ધ અને વધારે ગંભીર પોશાકવાળો પુરૂષ હતો. બે પોતે તથા સાથે રાખેલા બે ચાકર મળીને તે ટોળામાં ચાર મનુષ્ય હતા. તે જુવાન પુરૂષ એક નાનો પણ મજબુત બાંધાવાળો અને

ચણો વેગી એવા અરબ્બી ઘોડા ઉપર સ્વાર થયો હતો. વૃદ્ધ માણસ કાળા રંગના જરાક વધારે મોટા ઘોડા ઉપર હતો અને બે ચાકરો પહાડી જોરાવર ટટ્ટુ ઉપર પલાણ નાખી બેઠા હતા. એક આસમાની રંગનું સોનાના બોરિયાવાળુ રેશમી બદન, મોટો ચોરણો તથા રાતા જોડા, અને હીરાજડિત લાંબી કલગીવાળી ટોપી, એ પેલા જુવાન માણસનો પોશાક હતો. તેની બાજુ તરફ એક નાની શમશેર લટકતી હતી; ઘણાજ કિમતી કમરબન્દ આગળ એક રત્નજડિત જમૈયો તેણે ખોસેલો હતો અને પોતાના જમણા હાથમાં તેણે એક લાંબો ભાલો રાખ્યો હતો. તે ઉંચો તથા કદાવર હતો અને સૂર્યનાં કિરણોની તેના ઉપર કંઈ અસર ન થયાને લીધે તે ગૌર વર્ણનો હતો; તેની આંખ તથા વાળ કાળા હતા અને તેની બદામી રંગની મૂછ ઉપરથી નક્કી માલમ પડતું કે તે કોઇ આર્ય પુરૂષ હતો. તેના સાથીનો બાંધો કદાવર પુષ્ટ હતો અને ચામડીનો રંગ જરાક કાળાસપર તથા ખભા પહોળા હતા; તોપણ તેના સુંદર ચેહેરા ઉપરથી જણાતું હતું કે તે પણ આર્ય કુળમાં ઉત્પન્ન થયેલો હતો. ગુચ્છાવાળી દાઢીથી તેનું મ્હોડું ઘણું ઢંકાઈ ગયું હતું અને તેના ઉપર વળી માથે પહેરેલી સફેત રંગની પાઘડીથી છાંયડો પડતો હતો. છેક પગ સુધી પહોંચતો કાળા રંગનો પણ ઉંચી જાતનો લાંબો ઝબ્બો તેણે પહેરેલો હતો અને કમ્મરે સોનાનો પટો બાંધી દીધો હતો. તેની પાસે પણ ભાલો અને શમશેર હતાં અને ખભા ઉપર એક નાની ગોળ ઢાલ તેણે બાંધી હતી. ચાકરોના પોશાકમાં એવું કંઈ વિશેષ હતું નહીં. તેમના કળુંઢા રંગના શરીર ઉપર માત્ર એક ઢીલો ડગલો હતો; અને તેમના દોડવાથી પોતાના પ્હોંચા તથા ઘુંટી ઉપર પહેરેલાં તાંબાનાં કડાંનો ખણખણાટ કરતો અવાજ નિકળતો હતો. તેમની પાસે હથિયારમાં ફકત નાની ઢાલ તથા ટુંકા ભાલા હતા.

આ મુસાફરો કોણ હતા, તેઓ ક્યાંથી આવ્યા તથા મુસાફરી કરવાનો તેમનો હેતુ શો હતો, તે તેમની વાતચિત ઉપરથી તરત જણાય તેવું હતું. આ જુવાન અમીર કાસ્મીરના પ્રધાનનો પુત્ર હતો. તેનું નામ **સિદ્ધરામ** હતું. આગ્રે જઈ પાદશાહના લશ્કરની એક રજપૂત ઘોડેસ્વારની ટુકડીના સરદારનો તેને હોદ્દો લેવાનો હતો અને એ કારણસર **શાહ**

**જલાલુદ્દીન** ઉપર કેટલાક અગત્યના કાગળ તેના પિતાએ તેને સોંપ્યા હતા. તેની સાથે તેનો શિક્ષક **કુલુક** હતો. એ ઉંચા કુળનો બ્રાહ્મણ, વિદ્વાન્ અને યોદ્ધો હતો. પોતાના શિષ્યને સર્વોત્કૃષ્ટ લખાણવાળી પવિત્ર સંસ્કૃત ભાષા શિખવવાનું તે જેમ જાણતો હતો, તે પ્રમાણે ગુરૂ દ્રોણપેઠે યુદ્ધકળા તથા વ્યૂહરચના પણ શિખવવાની તેનામાં સારી બુદ્ધિ હતી.

પણ આગ્રે જતા પહેલાં પર્વતોમાં રહેનાર એક તપસ્વીના દર્શનની તેમને ઇચ્છા હતી, અને ત્યાંથી તેમને અલ્હાબાદ જવા નિકળવાનું હતું. આ શેહેરમાં શાહ તરફથી **સિદ્ધ**નો કાકો ગંગા અને યમુનાના સંગમ ઉપર આવેલા કિલ્લામાં સેનાપતિ દાખલ હકુમત ભોગવતો હતો અને ત્યાં આ સેનાપતિની દીકરી, જેનો **સિદ્ધરામ**ની સાથે વિવાહ કીધેલો હતો તે, **ઇરાવતી** પોતાના ભવિષ્યના પતિને મળવાના દહાડા આંગળીપર ગણતી વિચારમાં ને વિચારમાં ગરક થયેલી રહેતી હતી.

કેટલોક વખત પોતાના શિક્ષકની સાથે સાથે આગળ વધ્યા પછી **સિદ્ધ** બોલ્યો. 'હે પૂજ્ય ગુરૂ, તમે આ રસ્તો જાણો છો તેથી મને કહો છો કે, **ગુરૂપાદ**ના આશ્રમ આગળ આપણે આવી પહોંચ્યા છિયે, એ ખરૂં હશે; પણ ગુફા જેવું મારી નજરે અહીં કાંઈ દેખાતું નથી. તે સાધુ પુરૂષ અહીંથી કદાચ નિકળી ગયો તો નહીં હોય ?'

'જરા ધીરજ ધરો,'–તે બ્રાહ્મણે જવાબ દીધો. 'સેહેજ વારમાં આપણે એક નવા માર્ગના ફાંટા આગળ જઇ પહોંચીશું અને **ગુરૂપાદે** પોતાનો એકાંત વાસ જે અરણ્યમાં રાખ્યો છે તે ખીણમાં આવેલું નાનું અરણ્ય ત્યાં આગળથી દેખાશે. પણ મને લાગે છે કે આવા અતિપૂજ્ય મહાત્મા વિષે તમારે વધારે સભ્યતાથી બોલવું જોઇએ. તોપણ હું ધારૂં છું કે તમે તેને મળશો ત્યારે એ વાત શિખશો.'

**સિદ્ધે** પ્રત્યુત્તર વાળ્યો: 'તેમની તરફ અનાદર બતાવવાનો કે અપરાધ કરવાનો મારો હેતુ નહોતો;' એટલામાં પર્વતની બાજુએ ઉંચું વધેલું ઘાસ જે પવન મંદ થતાં ધીમે ધીમે ફડફડતું હતું, તે તરફ બાણ બતાવીને એકાએક તે બોલી ઉઠયો કે, 'પણ પેલું શું દેખાય છે ?'

તેનો શાન્ત સોબતી તેને અટકાવી શકે ત્યાર પહેલાં તે ઉતાવળા શિકારીએ ઉંચા ઘાસમાં પોતાનો ઘોડો દોડાવી મુકયો; અને જ્યાં કંઈ હિલચાલ થયેલી જોઇ હતી તે તરફ તે જલદીથી ધસ્યો. પણ કુલુક કે તેના ચાકરો તેની પાછળ ધાઇને જાય છે એટલામાં તેને લગામ ખેંચતો અને પોતાની સન્મુખ ટગર ટગર જોતો સ્થિર ઉભો રહેલો તેમણે જોયો. ઘાસમાં હાલતું ચાલતું બંધ પડયું. એકે પણ પાંખડું ખડખડતું નહોતું અને કોઇપણ જાતનો અવાજ કાને પડતો નહોતો. પણ ત્યાર પછી ઘણે દૂર ફરીથી વળી ઘાસ હાલ્યું અને વાંકું વળી ગયું. એ પ્રમાણે થતાંજ એક મોટો ચકચકતો વાઘ કુદકા મારી નાસી જતો તેની નજરે પડયો. સિદ્ધે ઘોડાને એડ મારી દોડાવ્યો કે તે એક ક્ષણમાં જમીનપર લાંબો છટ થઇ પડયો. વનસ્પતિથી ખિચોખિચ ઢંકાઈ ગયેલા એક ખાડાને લીધે ઘોડો ને તેનો સ્વાર બન્ને પડયા, પણ બન્ને તરતજ પાછા ખડા થઇ ગયા.

જે ચાકર ટટ્ટુ ઉપરથી કુદી પડી પોતાના શેઠ પાસે ઉતાવળથી આવી પહોંચ્યો હતો તેને સિદ્ધે કહ્યું, 'વત્સ, એનો કંઈ હિસાબ નથી; હું ઘણોજ ધીમેથી પડયો છું, અને હું ધારૂં છું કે મારા ઘોડાને પણ કંઇ વાગ્યું નહીં હશે.' બરોબર તપાસતાં તેમને માલમ પડયું કે તે ઝપલાવીને પડનાર સ્વામીની માફક તેના ઉમદા ઘોડાને પણ કંઈ ઇજા થઈ નહોતી, પણ પેલો વાઘ કયાં નાસી ગયો તેની નિશાની કાંઈ વધારે દેખાઈ નહીં!

હવે ઘોડાપર સ્વાર થઇ આવી રીતે ભંગ પડેલી મુસાફરી પાછી શરુ કીધા શિવાય બીજો ઉપાય રહ્યો નહોતો. પોતાના અવિચારી સાહસ કામ માટે લજવાઇ ગયેલો સિદ્ધરામ પોતાના ગુરૂની જોડે મૂગો મૂગો અગાડી ચાલ્યો, પણ તેના ગુરૂએજ કેટલીક વાર પછી વાત ચલાવી; 'પ્રિય કુમાર, તે ખરેખરી છોકરવાદી ચેષ્ટા હતી.'

શરમિંદા અવાજમાં સિદ્ધ જવાબ વાળ્યો, 'બેશક એમજ હતું- આવી રીતે ગબડી પડવાથી ખરેખર હું ઘણોજ મૂર્ખો દેખાયો હઇશ.'

'પણ એમાં તારો ઉપાય નહોતો,' કુલુકે ઠપકો દીધો.

'છુપા ખાડાથી કોઇપણ છેતરાય એમાં સંદેહ નહીં,' શિષ્યે શરમાતા કહ્યું.

'મારૂં કહેવું તદન જુદુંજ છે.'

'તે શું?' શિષ્યે પુછ્યું.

'મને નક્કી લાગે છે,' કુલુકે કહ્યું, 'તે પ્રમાણે જો હોય તો તને તે થોડી વારમાં માલમ પડશે.' આ શબ્દો ઉચ્ચારતી વખતનું કુલુકનું હાસ્ય-વદન જોઇ સિદ્ધને વધારે ઇંતેજારી થઇ, પણ રસ્તામાં ચાલતાં ચાલતાં તેઓ એક વાંક આગળ આવી પહોંચ્યા; તેથી સિદ્ધ વધારે સવાલ કરી શક્યો નહીં. તે વાંક આગળ તેમની અગાડી સોનેરી રંગનાં સૂર્યનાં કિરણોથી છવાયલો ખીણનો બીજો ભાગ આવી રહ્યો હતો. આ પંથીઓની નીચે આવેલી અને જ્યાં આગળ થઇ રૂપાના દોરાની માફક દેખાતો એક નાનો વેહેળો વહેતો હતો તેવી એક ખિચોખિચ વૃક્ષોવાળી ઝાડી પોતાના ભાલાથી બતાવીને કુલુક બોલ્યો, 'વત્સ! પને જો, ગુરૂપાદ ત્યાં આગળ બિરાજે છે.' આ પછી વધારે વાતચિત કીધા વગર તે સ્વારો મેદાન તરફ ગયા: અહીં કેટલાક ભાગમાં કુદરતથી બનેલો અને કેટલાક ભાગમાં માણસે બનાવેલો માર્ગ હતો. ત્યાં થઇને ઉભા ઢાળપરથી તેઓ નીચે ઉતર્યા.

ઝાડોની ઘટામાં બરૂથી છાઇ લીધેલું તથા નાના વાંસનું બાંધેલું એક નીચું ઝુપડું આવેલું હતું. તેના ઉપર ઘણા વેલા પથરાઇ ગયેલા હોવાને લીધે તે તપશ્ચર્યામાં આસક્ત થયેલા એક સાધુ પુરૂષની નાની ગુફા કરતાં એશઆરામ લેવાની જગ્યાને વધારે મળતું આવતું હતું! પછવાડે ઘાડું જંગલ હતું અને અગાડી એક લીલું સરોવર હતું. તેના કિનારા તરફ કમળ તથા કુમુદ ઉગેલાં હતાં અને તેમાંથી સંકડો રંગો પરાવર્તન પામતા હતા. પેલો વેહેળો જે એક તરફથી દાખલ થઇને બીજી તરફ નિકળી જતો હતો તે દૂરના ધુમસમાં સેજસાજ નજરે પડતી નીચાણમાં આવેલી ખીણો સુધી વહેતો હતો. ઘણે દૂર જે પર્વતો ઉપર મનુષ્ય પ્રાણીએ કોઇએ વાર પગ મુકેલો નહીં તે પર્વતની હાર, ખડકના બનાવેલા રાક્ષસની માફક આકાશમાં ઘણે ઉંચે દેખાવ દેતી હતી. એકાએક આવો ભવ્ય તથા રમણીય દેખાવ જોવાથી ઘણો અચંબો પામી ગયેલા, આ પ્રવાસીઓ ક્ષણવાર એમના એમ સ્થિર ઉભા રહ્યા, પણ ધારેલી જગ્યા નજદીક તેઓ આવી પહોંચ્યા એવું તરતજ યાદ આવવાથી તેઓ ઘોડા ઉપરથી ઉતર્યા અને પોતાના ઘોડા

ચાકરોને સ્વાધીન કીધા. તેમના આવ્યાની ખબર આપવાના ઇરાદાથી **કુલુક** તે મકાન તરફ અગાડી ગયો. આમ તેણે ન કીધું હોત તો ચાલતે; કારણ કે તે ઘરના બારણા આગળ જઈ પહોંચ્યો નહીં એટલામાં જે તપસ્વીના દર્શન માટે તેઓ આવેલા હતા, તે ઉમરામાં આવી ઉભો હતો, અને તેની પાછળ એક સેવક હતો–જેણે પોતાના સ્વામી તરફથી ઇસારો થતાં આ મુલાકાતે આવેલા મુસાફરોના ઘોડા પોતાને સ્વાધીન લીધા.

**સિદ્ધરામે** આ સાધુ પુરૂષને જોયો તે વખતે તેના ઉપર જે અસર થઈ, તે ઘણી ચમત્કારિક હતી. પોતાનાજ દેશમાં તપશ્ચર્યામાં લીન થયેલા સાધુ તથા આત્મસંયમી અને પવિત્ર પુરૂષો તથા ભટકતા બાવાવેરાગીઓ પર્વતોમાં તથા જંગલોમાં એના જોવામાં આવેલા હતા. તેમાં કેટલાક તો ગમે તેવાં મેલાં ચિથરાં પહેરેલા, હાથમાં લાંબી ડાંગો અને બાજુએ માળા લટકાવેલી એવા હતા, કેટલાકને વલ્કલ પહેરેલા જોયેલા, અને કેટલાકને તદ્દન નગ્ન સ્થિતિમાં, દાઢી મુંડાવેલા અને આખે શરીરે ભસ્મ લગાવેલી એવા જોયેલા, અને તે સઘળાઓ ધર્માંધપણાની જનુનમાંને જનુનમાંજ મસ્ત રહેતા હતા. ઘણોજ પ્રવીણ તથા ઉત્તમ રીતભાતમાં ઉછરેલો **સિદ્ધરામ** આવા માણસો તરફ પૂરેપૂરો ધિક્કાર બતાવે તેમાં કંઈ આશ્ચર્ય પામવા જેવું નથી. પોતાનો ગુરૂ બદરીનાથના તપસ્વીનું નામ હમેશાં પૂજ્ય ભાવથી દેતો; અને પોતાના ગુરૂને તે યોગ્ય માન આપતો હતો; તોપણુ તેમનો સત્કાર કરવાને માટે આ વખતે પોતાના બારણા આગળ તૈયાર ઉભેલા પુરૂષ તરફથી **સિદ્ધે** ઘણીજ થોડી આશા રાખી હતી. તે કદાવર તથા પ્રૌઢ મહાત્મા ગૌરવપણાથી અને વળી તે સાથે મિત્રોને આવકાર આપવા જેવા ભાવથી તેમની સામે આવતો હતો, તેથી આ વેળા **સિદ્ધ** ઉપર થયેલી અસર વધારે ચમત્કારિક હતી.

તે તપસ્વી વૃદ્ધ હતો અને ઘણો સફેત ઝભ્ભો તેણે પહેરેલો હતો; થોડાક જુલ્ફા શિવાય તેના માથા ઉપર ટાલ પડી રહી હતી; અને જો કે તેની દાઢી લાંબી તથા રૂપેરી રંગની ચળકતી હતી તોપણુ મોટી ઉમ્મરને લીધે તેના શરીર ઉપર સહજ પણુ અસર થયેલી જણાતી નહોતી. તેના મમરૂર તોપણુ સ્નેહયુક્ત ચેહેરા ઉપરથી ખુલ્લી રીતે માલમ પડતું હતું કે

બીજાના હુકમમાં રહેવું કે તેને તાબે થવું, એવી સ્થિતિમાં તે કદી હશે નહીં, પણ તેણે પોતેજ બીજા ઉપર એક વાર હુકમ બજાવ્યા હશે.

પોતાની મુલાકાત માટે આવેલા બે જણ જેમણે તપસ્વીને જોઇને આદરયુક્ત નમસ્કાર કીધા, તેમને હાથે ઝાલી લઈ જતાં તે બોલ્યો, 'તમે મારા એકાંત વાસમાં ભલે પધાર્યા. તમારે વિષે, મારા દેશ ને લોકો', આ બોલતાં તે જરાક અચકાતો માલમ પડ્યો, પણ દૃઢતાથી બોલવું જારી રાખ્યું-'વિષે ફરીથી સાંભળવું ખરેખર મને આનન્દ ઉપજાવનારૂં છે.'

**કુલુક** કે **સિદ્ધ** આનો જવાબ આપે ત્યાર પહેલાં તેમની પાસે એક ઘુરકતો સાદ સંભળાયો. તે તરફ તેમનું ધ્યાન ખેંચાયું; અને ક્ષણ-વારમાં તે આશ્રમની પછવાડેની બાજુએથી એક મોટો વાઘ ધીમે ધીમે દબદબાથી પગલાં મુકતો મુકતો અગાડી આવ્યો. આમ તેમ પુછડી હલાવતો તે પેલા ત્રણ પુરૂષ પાસે જવા લાગ્યો કે તરતજ **સિદ્ધે** એકદમ પાછળ હઠીને પોતાના કમરબન્દમાં ખોસેલા જમૈયા ઉપર હાથ મુકયો

'એ રમકડાને ત્યાંનું ત્યાં રહેવા દે,' **ગુરૂપાદ** હસીને બોલ્યા; '**હરને** * ઇજા કરતો નહીં.' ત્યાર પછી તેણે વાઘ તરફ ફરીને તેને આજ્ઞા કરી બોલાવ્યો કે તરતજ આવીને તે પોતાના સ્વામીને પગે પડ્યો.

'મેં તને નહોતું કહ્યું?' **કુલુક** **સિદ્ધ** તરફ ફરી બોલ્યો, 'પેલી તારી ચેષ્ટા મૂર્ખાઈ ભરેલી શા માટે હતી તે હવે સમજ્યો!'

જે વાઘનો પોતે શિકાર કરવા જતો હતો તે તપસ્વીનોજ હતો એવું પોતાના મનમાં સમજવાથી **ગુરૂપાદ** આગળ હાથ જોડી **સિદ્ધ** બોલ્યો, 'ક્ષમા કરો હે પૂજ્ય સ્વામી, ક્ષમા કરો; ખરેખર હું જાણતો નહોતો.'

'હું સમજ્યો,' **ગુરૂપાદ** બોલી ઉઠયા, 'કે તમે **હરની** પાછળ લાગ્યા હતા. એવુંજ પહેલાં ઘણી વાર બનેલું છે. પણ મારો ચોપગો દોસ્ત બધી વાર છટકી ગયો છે ને શિકારીએ એની સામા કદી કાંદો કાઢયો નથી. અગર જો એ કેટલીક વાર ગુસ્સે થાય છે તોપણ જેઓ એને એકલો પડી રહેવા દે છે તેમને એ કદી નુકસાન કરતો નથી. **કુલુક** જાણે છે કે એ છેક નાનું બચ્ચું હતું ત્યારનો એ મારી પાસે રહેલો છે અને હવે અમે એક બીજા

---

* **હર એ વાઘનું નામ છે.**

સાથે ઠીક હળી ગયા છિયે; કેમ ખરૂં કેની હર ?' એવું તે વાઘ તરફ નીચો વળીને બોલ્યો કે તે થોડોક ઉંચો થઈ તેના સ્વામીના હાથ સાથે પોતાનું મોટું માથું ઘસવા લાગ્યો. 'અને મારા મિત્રો તે એના પણ મિત્રો છે, હવે જુઓ એની કૃતિ.' સિદ્ધે અગાડી વધી વાઘના ખભા ઉપર ધીમેથી હાથ મુક્યો કે તેની સાથે વારાફરતી બન્ને સામે જોઇને, તે વાઘ સિદ્ધને પગે પડ્યો ને તેના હાથમાં પોતાનું માથું ઘર્યું. આ વખતે તે જુવાન પુરૂષ પાછો હઠ્યો નહીં પણ તે પ્રાણીના માથા ઉપર હાથ ફેરવવા લાગ્યો, અને બગાસાં ખાતાં પોતાનાં મોટાં જડબાં ઉઘાડી, ધોળા તીણા દાંતની પંક્તિ ખુલ્લી મુકી, તે જોઈને પણ સિદ્ધ ચમક્યો નહીં.

હર પાછો ગુરૂપાદ પાસે આવ્યો કે સિદ્ધરામ સામે જોઈને બોલ્યા, 'ઠીક કીધી, મે તારા કરતાં મોટી ઉમ્મરના માણસો જોયેલા છે કે જેઓ એવીજ સ્થિતિમાં શાન્ત રહ્યા નથી પણ હવે એ વાત છોડી આપણે બીજી વાતનો વિચાર કરીએ. જે જંગલમાં કઈ ઘણું મળી શકતું નથી તેવા જંગલમાં આટલી લાંબી મુસાફરી કીધા પછી પથીઓને વિશ્રામની તથા ભોજનની જરૂર પડે છે માટે મારી સાથે ચાલો.' આટલું કહી તે તપસ્વી તેમની અગાડી જઈ પોતાના મકાનમાં પેઠો. મકાનના અંદરના ભાગમાં જરૂરની ચીજો શિવાય બીજું કંઈ હતું નહીં, પણ સઘળી ચીજો સફાઈ સાથે જોઇએ તેવી રીતે બરાબર ગોઠવેલી હતી. ભોંયપર પાથરેલા સુંદર દર્ભાસન ઉપર તેની સાથે બેસી પરોણાઓએ આરામ લીધા બાદ જે ચાકરે ઘોડાની બરદાસ્ત કીધી હતી તે ચાકર કેટલાંક પાત્રોમાં ભોજનના પદાર્થો લાવ્યો. તે તપસ્વી બીજી બાબતમાં મગરૂર હતો, તોપણ આ વખત ખુલ્લા દિલથી તથા ઉદાર દિલથી વાતચિત કરતો હતો. તે ઉપરથી જણાઈ આવ્યું કે તેને દુનિયાદારીનો અનુભવ હતો, અને કાશ્મીર દેશના પ્રધાનપુત્રના મનમાં તેને વિષે તરતજ પૂરી આસ્થા બેઠી. તેના પિતા, તેની વેવીસાળ કીધેલી ઈરાવતી તથા તેની પોતાની કાશ્મીર દેશમાં જિન્દગી ગુજારવાની રીતભાત સંબંધી, જે જે સવાલો ગુરૂપાદે સિદ્ધરામને પુછ્યા તે સઘળાના જવાબ તેણે માનપૂર્વક નિખાલસ દિલથી આપ્યા. કાશ્મીરમાં અસલ જે જે વાર્તા બનેલી તે સર્વે તે તપસ્વી જાણતો હતો એવું લાગ્યું

તેથી, તથા જે જે હકીકતો રાજમેહેલના છેક ખાનગી ભાગોમાં જનારે આવનારનેજ માલમ હોય તેવી છુપી બાબતોથી પણ તે વાકેફગાર જણાયો, તેથી સિદ્ધ ઘણુંજ આશ્ચર્ય પામ્યો. બેશક આગલા વખતમાંજ ગુરૂપાદ કોઇક રાજાનો વિશ્વાસુ સલાહકાર હોવો જોઇએ એમ એને લાગ્યું; પણ તપસ્વી આ પહેલાં કયી પદવી ભોગવતો હતો, તે વિષે અવિવેકી સવાલ કરવાની સિદ્ધ હિમ્મત કરી શકયો નહીં. ગુરૂપાદની વાતચિત આનન્દદાયક છે તથા તેની હાલની સ્થિતિથી તે પૂરો સંતોષી લાગે છે એવું સિદ્ધ સહજ બોલ્યો; તેમ છતાં પણ ઉત્તરમાં બનતા રાજકીય બનાવોની વાત કરતાં જાણે કે તે તત્ત્વજ્ઞાની પોતાનું મન દૃઢ હોવા છતાં સહજ ઉત્પન્ન થયેલો ઉદ્વેગ પ્રગટ થતો અટકાવી ન શકતો હોયની, તેમ તેના ભવ્ય ચેહેરા ઉપર ક્ષણવાર ઉદાસીનાં ચિહ્ન કેટલીક વખત જણાઈ આવતાં હતાં.

આમ વાતચિત કરતાં ઘણું અસુરૂં થઈ ગયું ને રાત્રી પોતાનો અમલ પૂર જોશમાં બજાવવા લાગી. વાંસની ટટ્ટીમાંથી નજરે પડતા બહારના દેખાવપર ચંદ્ર પૂર્ણ પ્રકાશથી પોતાનાં રૂપેરી કિરણો ફેકતો હતો. 'હવે,' ગુરૂપાદ ઉઠીને બોલ્યા, 'કુલવત સિદ્ધ, તમારી મડળીમાંથી તમારા ગુરૂ અને મારા મિત્ર કુલુક સાથે હું જરા દૂર જાઉ છું માટે ક્ષમા કરશો. મારે એમને ઘણી બાબત કહેવાની છે કે જે હાલમાં ગુપ્ત રાખવાની છે, ને તેમાં ઘણું કરીને તમને કંઈ લાભ જેવું નથી. તમારે થાક ઉતારી આરામ લેવાની ઇચ્છા હોય તો આ પાસે સરોવર છે, કારણ ખુલ્લી હવામાં ન્હાવાનો તમને ખરેખર મહાવરો હશેજ.'

તે બે વૃદ્ધ પુરૂષો ઓરડામાંથી જોડે નિકળ્યા ને ત્યાર પછી ઘડીભર એકએકના હાથ ઝાલી આમતેમ આંટા મારતા તથા એકાગ્રચિત્તથી વાત કરતા ઘણી વાર સુધી સિદ્ધે તેમને જોયા. તેઓ પાછા આવ્યા ત્યારે સુવાનો વખત થવા આવ્યો હતો, તેથી થાક્યાપાક્યા મુસાફરો ઘણી ખુશીની સાથે તેમને માટે તૈયાર કરેલાં બિછાનામાં પડયા ને થોડી વારમાં નિદ્રાવશ થયા.

બીજે દિવસે સવારના પોહોરમાં નાહી ધોઈ, સારી પેઠે નાસ્તો કરી આ પંથીઓ પાછી મુસાફરી કરવા તૈયાર થયા. ઘોડાઓ ઉપર જીન નાખી તેમને તૈયાર કરવામાં આવતા હતા, તે વખતે ગુરૂપાદે સિદ્ધરામને એક બાજુએ કુલુક ન સાંભળી શકે તેટલે દૂર લઈ જઇને નીચે પ્રમાણે કહ્યું–

'જ્યારે પવિત્ર સાધુઓ પાસે તરૂણ પુરૂષો આવે છે ત્યારે તેમને ઉપદેશ તથા શિખામણ આપ્યા વગર સાધુઓ તેમને જવા દેતા નથી. કદાચ મારી પાસેથી પણ તમે તેવીજ આશા રાખતા હશો. પણ એમાં તમે ભુલો છો. તમારા બુદ્ધિમાન્ તથા વિદ્વાન્ ગુરૂ કુલુકે બેશક તમને જે જે શિખવ્યું છે તેમાં હું કંઈપણ ઉમેરી શકું તેમ નથી. બાકીસાકી રહ્યું હશે તે જે જગ્યાએ તમે જાઓ છો તથા જે સંસારી જિન્દગીમાં તમે દિવસ ગાળશો તે શિખવશે, તેમ છતાં પણ મારે સહેજ કહેવાનું છે ને તેની સાથે તમારી પાસે એક માંગણી કરૂં છું. આગ્રાના ભોગવિલાસી તથા ભવ્ય દરબારમાં દાખલ થાઓ તો ત્યાંની યોગ્ય રમતગમતમાં સામેલ થવામાં કોઈ જાતની ધાસ્તી રાખશો નહીં–અને એમ કરશો તોજ ખરૂં ખોટું પારખી કાઢવાનું તમે શિખશો. તમારા ગુરૂએ તમને ખચિત જે ઘણી વાર શિખામણ તરિકે કહેલું છે તે વાત હંમેશાં યાદ રાખજો; તમારૂં અંતઃકરણ શુદ્ધ રાખજો અને તમારા કોઇપણ કૃત્યથી બીજાઓને કે તમને પોતાને કદી શરમાવાનું કારણ મળે તેવું કૃત્ય તમારે હાથે થાય નહીં તે માટે પુરતી કાળજી રાખજો; પણ આ આજ્ઞાઓને અનુસરીને ચાલવામાં તમારા પૂરેપૂરા પ્રયાસ છતાં કદાચ એમ બને કે તમારા મનની શાન્તિનો ભગ થાય, તથા જેના આગળ તમારૂં મન ખોલી વાતનો ખુલાસો કરી શકો એવા મિત્રને મળવાની ઇચ્છા થાય, તો તેવે સમયે તમારા પિતા તથા તમારા ગુરૂના જુના મિત્રને યાદ કરજો અને બદરીનાથના તપસ્વી પાસે આવજો. આ પ્રમાણે કરવાનું તમે મને વચન આપો છો?' શુદ્ધ મનથી અને છાતી ઠોકી, હિમ્મતથી **સિદ્ધે** જવાબ દીધો, 'હું પ્રતિજ્ઞા લઉ છું કે હું તેમ કરીશ,' અને માનપૂર્વક બે હાથ જોડી તેમની સામે ઉભો રહ્યો. પહેલા કરતાં પણ વધારે સ્નેહભાવથી **ગુરૂપાદે** તેના બન્ને હાથ પોતાના હાથમાં લીધા ને તે છાતી સરસા ઘણીજ પ્રીતિથી ચાંપ્યા.

થોડીક વારમાં ઘોડાઓ આવ્યા અને તપસ્વીની રજા લઈ, **કુલુક** તથા **સિદ્ધરામ** ઘોડેસ્વાર થયા. તેમના ચાકર તેમની પછવાડે ચાલ્યા, અને જંગલમાંથી પર્વત તરફ જવાના રસ્તાપર તેઓ નિકળી પડયા. આ વખતે તે વિદ્વાન્ સાધુ પુરૂષ પોતાના આશ્રમના ઉમરામાં ઉભેલો હતો–

તે તરફ જોવાને **સિદ્ધરામે** એક કરતાં વધારે વાર ફરી ફરીને નજર ફેંકી, અને ત્યાર પછી વિચારમાં ગરક થયેલી સ્થિતિમાં પોતાના સાથી સાથે તે મૂગો મૂગો અગાડી ચાલ્યો. એટલામાં ધ્યાનમાંથી જાણે જાગી ઉઠયો હોયની તેમ એકાએક તેણે પોતાના ઘોડાને એટલા જોરથી લગામ ખેંચી અટકાવવા માંડયો કે તે પડતો બચ્યો. 'ગુરુજી,' તે બોલી ઉઠયો, '**ગુરૂપાદ** જેવા મહાપુરૂષને મે કોઇ દિવસ જોયા નથી.' પણ આવી રીતનું તેનું બોલવું તેના મિત્ર તથા ગુરૂને કદાચ પસંદ પડશે નહીં એવો પછવાડેથી તેને વિચાર આવ્યો, તેથી બોલતાની સાથે તે ઘણો શરમિંદો પડી ગયો. પણ આવી રીતે ગભરાવાનું તેને કંઇ કારણ નહોતું. પોતાના બાળસ્નેહી માટે પોતાના શિષ્યે જે સાનંદાશ્ચર્ય બતાવ્યું તેથી **કુલુક** અંતઃકરણથી ખુશી થયો હતો એવું તેના ચેહેરા ઉપરથી જણાઇ આવ્યું. 'ખરેખર,' ગુરૂજી બોલ્યા, 'તમે તેને માટે એવું ધારો છો તે જાણી મને ઘણો આનન્દ થાય છે અને તેટલા માટે તમને ધન્યવાદ ઘટે છે.' 'પણ,' **સિદ્ધ** જરાક વાર ચૂપ રહી બોલ્યો, 'ત્યારે એ **ગુરૂપાદ** કોણ છે વારૂ ?' 'તમે જાતેજ જોયા છે, તેથી જાણ્યું હશે,' ગુરૂજીએ ઉત્તર દીધો: 'હિમાલય પર્વતના એક તપસ્વી.' **સિદ્ધે** જવાબ વાળ્યો, 'હા, તે તો હું બરોબર સમજ્યો, પણ એ અહીં આવ્યા અને વાઘોને વશ કીધા ત્યાર પહેલાં તે કોણ હતા ?' 'તેમણે માણસોને વશ કરવાનો યત્ન કીધો હતો પણ તેમાં તેમને હંમેશાં ફતેહ મળી નહીં. તે છતાં, એ કોણ હતા તે એમને તમે જાતેજ શા માટે પુછી જોયું નહીં ?' **કુલુક** ગુરૂએ શિષ્યને ગભરાવનારો પ્રશ્ન કીધો, પણ શિષ્યે નિડરતાથી તેનો ઉત્તર દીધો:–' શું તે રૂડું ગણાતે ને તમે તે રીત પસંદ કરતે ?' ગુરૂએ કહ્યું, 'નહીંજ, અને તેમને ત્યાંજ પરોણા તરિકે રહીને તેમને માટે અગરજો ખરાબાવથી ઉત્પન્ન થયેલી તોપણ અવિચારી જિજ્ઞાસા ખુલ્લી ન પાડી તેમાં તમે ઘણું ડાહાપણ વાપર્યું છે. આટલા માટે જિજ્ઞાસાનું સમાધાન કરવું, એ યોગ્ય છે. પોતાની આગલી જિન્દગીની સવિસ્તર હકીકત તમને કહેવાની તથા પોતાનું નામ આપવાની **ગુરૂપાદે** મને આજ્ઞા આપી છે તેટલા માટે સાંભળો હવે:–

'એ મુની એક વાર એક રાજા હતો'–આ સાંભળી જરા આકળો પડી જઇને **સિદ્ધ** બોલ્યો, 'અરે કેમ ! હું નાનો છોકરો હતો તે વખતે

તમારે મ્હોડેથી ઘણી વાર સાંભળેલી વાર્તાને મળતી આવતી આ શું **સોમદેવની** બનાવેલી એક વાર્તા તમે મને કહેવા માંડો છો ?'

શાન્તપણે **કુલુકે** જવાબ દીધો–'તમારી મરજીમાં આવે તો આ મારી વાતપર ધ્યાન આપજો, નહીં તો નહીં. હું કહું છું કે એ એક વાર રાજા હતો અને સારા સલાહકારોની સહાયતાથી તેણે પૂર્ણ ડાહાપણ તથા નીતિ વાપરી પોતાનું રાજ્ય ચલાવ્યું હતું. તેને કોઈ સંતાન નહોતું પણ ફક્ત એક નાનો ભાઇ હતો; તે જુવાન પુરૂષ ઘણો બુદ્ધિશાળી હતો અને તેના ઉપર એની ઘણી પ્રીતિ હતી. પોતાના મરણ પછી અથવા રાજકારભારનો બોજો સમ્ભાળવો રાજાને ઘણો ભારે થઇ પડે તે વખતે, પોતાના ગાદી-વારસ તરિકે એના નાના ભાઇને એણે ઠેરવ્યો હતો. પણ આ ભાઇ રાજ્યલોભી હતો અને તેનામાં કેટલાક સદ્‌ગુણો હોવા છતાં પોતાનો વખત આવે ત્યાં સુધી રાહ જોવાની ધૈર્યતા નહોતી. તે વખતના વિરૂદ્ધ પક્ષવાળા રાજ્યમાંના કેટલાક માણસોથી તે ભોળવાઇ ગયો. પહેલ વહેલાં તેણે છુપી રીતે કાવતરાં કરવા માંડયાં, અને આખરે પોતાના ભાઇ તથા હકદાર રાજાની સામે શસ્ત્ર સજ્યાં, પણ તે અને તેના સોબતીઓ લડાઇમાં હાર્યા અને રાજધાનીમાં તેમને કેદ પકડી આણવામાં આવ્યા. આટલું કરતાં પણ તે બંડ બંધ પડયું નહીં ને હુલ્લડ તોફાન જારી રહ્યાં. પોતાના ભાઇપર તે રાજાનો ઘણોજ પ્રેમ હતો તેથી તે લોભી તથા હાનિકર્તા ભાઇને મારી નાખવો તથા તેના સાથી અને પિઠસહાયકોનો પણ તેવો જ અંત આણવો એ શિવાય હુલ્લડો સમાવવાનો રાજાના હાથમાં બીજો કોઈ ઉપાય રહ્યો નહોતો. આમ કરવાથી પોતાના ભાઇનાં તથા બીજાઓનાં ખૂન થવાથો પોતાનું રાજ્ય સ્થાયી થયું કહેવાય, પણ એવાં ખૂનને લીધે અનત કજીયા ઉત્પન્ન થશે અને એક વાર જો કજીયા ઉત્પન્ન થયા તો તે આખા રાજ્યને ખરાબખસ્તે કરી નાખ્યા વગર મટી જાય નહીં, એવી રાજાને દહેશત લાગી; તોપણ આવે સમયે ન છુટકે એ ઉપાય રાજાને આખરે કામે લગાડવો પડશે એ વાતનો કોઇને પણ શક રહેતો નહોતો. એટલામાં એકાએક એવી અફવા ચાલી કે રાજા મેહેલમાંથી અલોપ થઈ ગયો અને તે કાવ-તરાંનો ભોગ થઇ પડયો–એની ખરી ખાતરી તો નથી પણ પૂરો સંભવ છે એવું બધી તરફથી કહેવાવા લાગ્યું. તે વખતથી એ રાજા વિષે કોઇએ

કંઇ સાંભળ્યું નથી; અને તેનો ભાઈ કેદખાનામાંથી છુટી આવીને હકદાર વારસ તરિકે ગાદી ઉપર બેઠો. તે હજીસુધી રાજ્ય કરે છે ને પોતાના ભાઇના સલાહકારોને પોતાની પાસે રાખ્યા છે. અગરજો તે પહેલાંના રાજા જેટલું ડાહાપણ વાપરીને તેટલી નિપુણતાથી રાજ્ય ચલાવતો નથી તોપણ તે નસીબદાર છે ને તેના દેશમાં પાછી સલાહશાન્તિ વ્યાપી રહી છે.'

આ વખતે પોતાના સાથી તથા શિષ્યપર આ વાતથી શું અસર થઇ તે જોવા માટે **કુલુકે** પોતાની વાત સેહેજ વાર બંધ પાડી, પણ **સિદ્ધ** મનમાં કંઇપણ આશ્ચર્ય થયું હોય કે વિશેષ રમુજ લાગી હોય તેવાં ચિહ્ન તેના ચેહેરાપર નજર આવ્યાં નહીં. 'તમે જે કહો છો,' **સિદ્ધ** બોલ્યો, 'તે ફક્ત આપણા હાલના રાજા તથા તેના ભાઈ આગલા **નંદીગુપ્ત**નો ઇતિહાસ છે અને તે તો બધાને સારી રીતે માલમ છે–કયાં મને કે કયાં બીજા દરેક કાસ્મીરીને.'

'બરોબર છે'–**કુલુકે** પ્રત્યુત્તર આપ્યો; 'મે તમને જે ઇતિહાસ કહ્યો તેથી બધા પૂરા વાકેફગાર છે ખરા, પણ જે વાત દરેક જણને માલમ નથી ને થોડાઓ જ ફક્ત જાણે છે તે એ છે કે રાજા **નંદીગુપ્ત**નો નાશ કાવતરાંથી થયો નથી, તે મરી ગયો નથી, કે તેને હાંકી કાઢવામાં આવ્યો નથી. પોતાની રાજીખુશીથી, પોતાના ભાઇને કે પોતાના ઘણા વિશ્વાસુ મિત્રો શિવાય બીજા કોઇને ખબર ન પડતાં, એક દૂરના આશ્રમમાં તેણે આશ્રય લીધો, અને ત્યાં આગળ એને મારી નાખવામાં આવ્યો એવી અફવા પોતે ચલાવી. યુક્તિથી તેણે પોતાના ભાઇને શરમ ભરેલી રીતના મોતથી ઉગાર્યો તથા પોતાના રાજ્યને નાશ થવાના સંભવમાંથી બચાવ્યું.'

'અને ત્યારે **નંદીગુપ્ત** હજી જીવે છે,' **સિદ્ધે** બોલી ઉઠી પ્રશ્ન કીધો, 'ને એ તે–?'

'તમે બેશક અટકળથી જાણ્યું તે પ્રમાણે, આપણે હમણા મળીને આવ્યા તે **તપસ્વીજ**,' **કુલુકે** ઉત્તર આપ્યો. 'પણ આ જે ગુપ્ત વાત તમને કહી છે તે તેવી ને તેવીજ રાખજો. તેના રાજયની તથા તેના કુળની ગુપ્ત વાત તમારા પ્રમાણિકપણાને લીધે તમને સોંપી છે. તેના ખરે-ખરા નિમકહલાલ નોકર તથા દોસ્તદારના પુત્રે આ વાત જાણવી જોઇએ અને તે મનમાં કેમ રાખવી તે તે બરોબર જાણશેજ.'

સિદ્ધે અર્ધા અપ્રસન્ન વદને પુછ્યું, 'પણ આપણે ત્યાં આગળ હતા તે વખતે જ તમે આ મને કહ્યું કેમ નહીં? એ રાજા જ્યારે રાજપદ ઉપર હતા તે વખતમાં મારા પિતાપર તથા મારા આખા કુટુંબપર એમણે ઘણા ઘણા ઉપકારો કીધા છે, માટે એમને વિષે તમે મને જણાવ્યું હોત તો તે બધા ઉપકારનો હું પાડ માનત. પણ હા, જ્યાં સુધી એમણે રજા આપેલી નહીં ત્યાં સુધી એ વાત તમારાથી કદી કહી શકાય નહીં એ ખરૂં છે; તોપણ હજીએ મને તક મળશેઃ કારણ કે **ગુરૂપાદે**—જો એમને એ નામથી બોલવામાં આવતા હોય તો—મારી પાસેથી એવું વચન લીધું છે કે હું કોઈ પણ વખત ગુંચવણમાં આવી પડું ને સારી સલાહની મને જરૂર પડે તો મારે એમની પાસે જઈ ખુલાસો લેવો.'

'અને તમે વચન આપ્યું એ ઘણું સારૂં કીધું છે,' **કુલુક** બોલ્યો; 'તમારો બોલ તમે પાળજો આપણા બધા કરતાં **ગુરૂપાદ** વધારે સારા તથા ડાહ્યા છે.'

**કુલુકનું** આ બોલવું **સિદ્ધે** કંઈ સાંભળ્યું નહીં, કારણ કે તે પાછો વિચારમાં ગરક થઈ ગયો હતો. તપસ્વીની મુલાકાત અને તેની ગુપ્ત વાતનું પોતાને માલમ પડવું એથી એના ઉપર અનહદ-જુદીજ અસર થઈ. એક રાજવંશી તત્વવેત્તા કે જેના હાથમાં અપાર સત્તા હતી અને એશ-આરામમાં રહેતો હતો તે છતાં પણ તે સઘળુ પોતાના ભાઈ પ્રત્યેની તથા દેશ પ્રત્યેની પ્રીતિને માટે જેણે છોડી દીધું, અને જે સારૂં ને વાજબી કામ કીધું છે એવું તેના મનમાં દૃઢ હોવાને લીધે સુખી રહેતો, તથા એક નિમકહલાલ ચાકર અને શિકારી પ્રાણી શિવાય બીજો કોઈ સોબતી ન રાખતા, જંગલમાં સાદી રીતે પોતાની જિન્દગી ગુજારવામાં જે સંતોષી દેખાતો હતો અને આનન્દ માનતો હતો, તેવા મહા પુરૂષની, પોતાની મુસાફરીની શરુઆતમાંજ મુલાકાત થઈ એ વિચારથી **સિદ્ધ** ઘણોજ સાનંદાશ્ચર્ય પામ્યો. હવે વળી તે એક મોટા રાજ્યના ભાગ્યશાળી તથા વિખ્યાત શેહેનશાહના દરબારમાં નોકરી કરવા માટે ત્યાંને રસ્તે પડયો હતો. તે શેહેનશાહ તરવારના જોરથી રાજ્ય કરવાને બદલે ડાહાપણ વધારે વાપરતો હતો; તેના રાજ્યમાં અપરિમિત મેહેસુલ ઉત્પન્ન થતી હતી; અને ઘણે દૂર આવેલા દેશોના સમર્થ રાજાઓનો મિત્ર ગણાવામાં તથા દુનિયામાં જણા-

ગેલા જુદા જુદા ધર્મના પંથોનો રક્ષક મનાવામાં તે ઘણું માન લેતો હતો. આવા એક અતિસમર્થ શેહેનશાહની હજુરમાં રહેવા **સિદ્ધ** પોતાનો દેશ છોડી નિકળ્યો હતો. તે ભલો **સિદ્ધ**—જેના પોતાના મનમાં આ ઉપરથી એકાએક આવ્યું કે તે બે મહાપુરૂષની આગળ પોતે કંઇજ હિસાબમાં નથી. વળી આ બે મહાપુરૂષમાં મોટો તથા સમર્થ કોણ એ નક્કી કરવું ખરેખર મુસ્કેલ હતું. પણ **જલાલુદ્દીન મહંમદની** જાતે જઇ મુલાકાત કરે ત્યાં સુધી પોતાનો મત બાંધવો નહીં એવો એણે ડાહાપણથી મનમાં નિશ્ચય કીધો. આવી રીતનો ઠરાવ તે કરે છે એટલે તેમની મુસાફરીના બીજા મુકામ વિષે તેને યાદ આવ્યું. તે તપસ્વીનાં દર્શન કીધાં પછી તેમનો વિચાર અલ્હાબાદ જવાનો હતો. ત્યાં આગળ **સિદ્ધની** અતિ પ્રિય વધૂ–સુંદરી **ઇશિવતી** તેના આવવાની રાહ જોતી હતી. **સિદ્ધનો** ચેહેરો પહેલાં કેટલીક વાર સુધી ગંભીર તથા આતુર દેખાતો હતો, પણ અલ્હાબાદ જવાનું તેને યાદ આવવાથી તે આનન્દી માલમ પડયો. આ વખતે તેમની અગાડી લાંબો સપાટ પ્રદેશ આવી રહ્યો હતો. તે ઘોડાને એડ મારી એક-દમ ખુશીની સાથે બોલી ઉઠયો, 'ચલો હવે ઠેકડાબંધ દોડ કરો.' **કુલુક** પણ અગાડી ધસ્યો, ને **સિદ્ધ** પોતાના ભાલાને આમતેમ ફેરવતો તથા પોતાના વિચારમાં ને વિચારમાં જેના નામથી જાણે ફતેહ થઇ હોયની શું તેવી '**ઇશિવતી**' નું નામ પોકારતો માલમ પડયો.

'અગાડી વધો, ત્યારે અગાડી વધો, મનની ઉમેદ બર આવે ત્યાંસુધી', પોતાના ઘોડાને ઠેકડાબંધ દોડાવીને ગુરૂજી ધીમેથી બોલ્યા. 'હું તો હવે ઘણુંખરૂં પરવારી બેઠો છું. પણ એને જિન્દગીનો પ્રવાસ હજી શરુ થાય છે. અરે! આની માફક હંમેશાં તે પ્રવાસ એને સરળ લાગે એવું હું ઇચ્છું છું; તોપણ એનેએ વળી રસ્તામાં ખડકો તથા સરી જવાય તેવા ઉંચા ઉભા ઢોળાવ નડશે, અને કદાચ ઉણ્ડા ખાડાઓ પણ આવી પડશે.' પણ આગલા દિવસનો બનાવ તેને યાદ આવ્યો તેપરથી જરાક મનમાં હસી પાછો બોલ્યો, 'તે સઘળા ફક્ત ઇજા નહીં કરે તેવાં ઢોળાવ હોય એવી મારી અંતઃકરણની આશિષ છે. તથાસ્તુ.'

---

# પ્રકરણ ૨ જું.

## અલ્હાબાદ.

અલ્હાબાદનો મોટો કિલ્લો જે મેહેલ તથા કિલ્લાની ગરજ સારતો હતો તેના ઝાડપાનથી ઢંકાઈ ગયેલા એક ઝરૂખામાં કોઇ યુવતી બેઠી હતી. જે બે નદીઓનો આગળ સંગમ થતો હતો તથા જેના ઉપર સ્વચ્છ આકાશમાંથી સવારના પોહોરનાં કિરણો આ વખતે પ્રકાશતાં હતાં તે બે નદીઓની બન્ને બાજુએ આવેલા સુંદર દેખાવ તરફ તે ટગર ટગર જોઇ રહી હતી, તથા કંઈ ચિંતન કરતી તે સલુણી સુંદરીએ પોતાનું માથું પોતાના હાથપર ટેકવી રાખ્યું હતું. ડાબી બાજુએ જોઇએ તો યમુના નદીની ઉંચી ખડકો તથા તેના રેતીના કિનારા નજરે પડતાં હતાં; જમણી બાજુએ ગંગા નદીની ખીણુ હતી; અને જ્યાંત્યાં આંબાનાં વૃક્ષોની ઘટા છાઈ રહી હતી ને તેમાં અસંખ્ય પોપટો તથા બીજાં ચકચકતાં પીછાવાળાં પક્ષીઓ કલરવ કરતાં હતાં. નદીમાં કોઈ કોઈ જગ્યાએ નાના ટાપુઓ નિકળી આવેલા હતા અને કેટલેક દૂર દેહેરાંવાળી ટેકરીઓ દેખાતી હતી. આ ધ્યાનમાં ગરક થઇ ગયેલી યુવતીને ફક્ત તેના પોશાક ઉપરથીજ જોતાં કોઇ એમ ન ધારે કે તે ઉંચા કુળનું ફરજંદ હશે. સેહેજ રાતા રંગની કિનારીવાળો સફેત સાદો ઝભ્ભો તેણે પહેર્યો હતો ને તેના ઉપર સોનાનો કમરબંદ બાંધ્યો હતો. તેનો મોટો અને કાળા ભમ્મર જેવો ચોટલો છુટો હતો, પણ તેને એકઠો રાખવા માટે તેમાં એક સોનેરી દોરી બાંધી હતી, અને તેમાં ખોસેલું ફક્ત એક ફુલજ તેનો આખો શણગાર હતું. પણ તે નાનકડી મૂર્ત્તિ એવી તો સુંદર હતી, એવું તેનું મધુર વદન ઉત્તમ રીતે ઘડી કાઢેલું હતું, ને એવી તેની આંખ મોટી તથા કાળી, અને પાંપણ રેશમ જેવી સુંવાળી હતી, કે કુદરતે તથા કામદેવે બક્ષીસ કીધેલા શણગાર ઉપરાંત બીજા કોઇપણ શણગારની તેને જરૂર હતી નહીં. બેશક હલકા કુળમાંથી ઉત્પન્ન થયેલી કોઇપણ સ્ત્રી આટલી બધી સફાઇથી અને તેની સાથે આવી સાદાઇથી પોતાનો પોશાક પહેરે એ સંભવિતજ નહોતું.

પણ તે અતિ આતુર યુવતી આસપાસ આવેલો ભવ્ય દેખાવ ઘણા દિવસ પહેલાં ઘણા આનન્દ સાથે જોતી હતી તેમ આ વખત નહોતું. દૂરના

પર્વતોની જે દિશાએથી પોતાનો પ્રિય આવવોજ જોઇએ એવું તે ધારતી હતી તે તરફ તે યુવતીની આ વેળાએ નજર ઠરી રહી હતી. ઘણા દિવસ થયા આ પ્રમાણે તે પર્વતોમાંથી પોતાના પ્રિયને આવતો જોવાની તે રાહ જોતી હતી પણ તે વ્યર્થ જતું હતું. તે ક્યાં થોભ્યો હશે? તે શાથી અટક્યો હશે? અને જે યુવતી દહાડાના દહાડા ને મહિનાના મહિના સુધી તેનું ને તેનુંજ ધ્યાન ધરતી તે યુવતીને શું તે યાદ કરતો હશે કે ફક્ત કોઇક વારજ તેનો વિચાર મનમાં લાવતો હશે? આવા અનેક મુદ્દા તે યુવતીના મનમાં ઉઠી આવતા હતા. એટલામાં ઝરૂખા તરફ આવેલા ઓરડામાં કોઇનું પગલું પડતું તેણે પૂઠેથી સાંભળ્યું. એક ચાકરે અગાડી જઇ બારણા આગળ રાખેલો પડદો ખસેડ્યો કે મધ્યમ વયનો બટકા સરખો એક પુરૂષ અંદર આવ્યો. તેણે પગની પાહુની પોહોંચે તેવો તંગ બેસ્તો ઝભ્ભો પહેર્યો હતો. સુંદર અને કિમતી મૂઠવાળી એક નાની તરવાર તેની પાસે હતી તે ઉપરથીજ ફક્ત તેની ઉંચી પદવીનું ભાન થતું હતું.

ધ્યાનમાં ગરક થયેલી પોતાની શેઠાણીને માનપૂર્વક જાગૃત કરી તે ચાકર બોલ્યો, 'કૃપાવંત કુલીન બાઈ, આપના પિતા-અહીંના સુબા **સલહાના** આપને મળવાને આવ્યા છે.'

બાળપણથીજ અદબ સાથે બોલાવાની તે યુવતીને ટેવ પડેલી તે પ્રમાણે તેણે જવાબ આપ્યો: 'તે ભલે પધાર્યા.'

'બેહેન **ઇરાવતી**,' **સલહાના** આવ્યા પછી બોલ્યો; 'થોડાક દિવસપર મેં તને કહ્યું હતું કે તારી સાથે વેવિશાળ કીધેલો કુંવર અને મારો ભતરીજો **સિદ્ધરામ** તથા તેનો શિક્ષક **કુલુક** કાશ્મિરથી અહીં આવનાર છે. હમણાજ તેઓ આવ્યા છે ને જોડેના ઝરૂખામાં તેઓ ઉભા છે; તેમનો આદરસત્કાર કરવાને ચાલો આપણે જઇએ.'

આ ખબર સાંભળતાંજ **ઇરાવતી** પોતાના પિતા તરફ જે અદબ રાખતી હતી તે સઘળી ક્ષણવાર ભુલી ગયેલી દેખાઈ, અને લાંબો વખત થયાં જેની રાહ જોતી હતી તેને આવકાર દેવાને માટે પોતાના પિતાની અગાડી ધસી જવાની તૈયારીમાં હતી, પણ **સલહાનાએ** તેને હાથની જરા ઇશારત કરી થોભાવી અને તે બોલ્યો, 'બેહેન, પહેલાં જરાક મને સાંભળ

છે. હું જાણું છું કે કુંવારા જુવાન પુરૂષ અને જુવાન બાળાઓ એક બીજા સાથે સ્વતંત્ર રીતે છુટથી વાતચિત કરે તે વાત આપણા રાજકર્ત્તા મહંમદી ધર્મવાળાને બિલકુલ પસંદ નથી. તેમના આ મત પ્રમાણે આપણા કેટલાક હિંદુઓ વર્તવા લાગ્યા છે. પણ તું જાણે છે કે સઘળા યોગ્ય નિયમો અમલમાં આવે તેવી મારી પૂર્ણ ઇચ્છા છતાં હું આપણા અસલના રિવાજો પ્રમાણે ચાલનારો છું, અને તેટલા માટે આપણા પોતાના દેશમાં અસલ રીત હતી તેને અનુસરીને તારા પ્રિય સાથે સ્વતંત્ર રીતે બોલવાની પરવાનગી આપું છું; પણ આપણા વિશ્વાસુ મિત્ર શિવાય બીજા કોઈને એ વાતની જાણ ન થાય તે તપાસજે, નહીંતો અહીંના અધિકારી તરિકે મારો મરતબો જશે, અને તારા રૂડા નામને કંઈક કલક લાગશે. હવે ચાલ.' એટલું કહી નદીપર પડતા જે ખુલ્લા ઝરૂખા આગળ તેમના બે પરોણા તેમની રાહ જોતા હતા તે તરફ **ઈશાવતી**ને લઈને **સલહાના** ગયો.

'મારા કુલીન મિત્રો, તમે ભલે પધાર્યા,' **સલહાના** મહામોટા મનથી બોલ્યો, 'અને મારી વિનંતી કબૂલ કરી તથા બીજાઓની પેઠે શેહેરમાં ઉતારો કરવાને બદલે બારોબાર મારે મુકામે આવ્યા તે માટે હું તમારો ઉપકાર માનું છું.' આ શબ્દો ઘણાજ સ્નેહયુક્ત લાગ્યા, પણ તેના ચેહેરાપર જેમ ગંભીરતા માલમ પડતી હતી તેમ આ શબ્દો બોલવાની ઢબ પણ શુષ્ક જેવી લાગતી હતી.

આ બાબત ઉપર કોઈનું પણ લક્ષ ખેંચાય ખરૂં, પણ **સિદ્ધ**નું મન બીજા ઉપર લાગેલું હતું. પોતાના ઉમરાવ કાકાને તેણે માત્ર નમ્રતાપૂર્વક સલામ કીધી તથા **ઈશાવતી**એ **કુલુક**ને માનપૂર્વક નમસ્કાર કીધા કે તરતજ **સિદ્ધ ઈશાવતી**ની અગાડી ઘુંટણીએ પડયો અને તેના લાંબા કીધેલા હાથ પર ખરા પ્રેમના આવેશથી એક મધુરૂં ચુમ્બન કીધું.

તેને ઉભા થવાની ઇશારત કર્યા પછી ઘણાજ મધુર સ્વરથી **ઈશાવતી** બોલી, 'પ્રિય! તમે ભલે પધાર્યા! પેલા દૂરના પર્વતો તરફ તમારા આવવાની અમે કયારનાં રાહ જોઈ રહ્યાં હતાં, અને તમે આવશોજ તેની કેટલીક વાર તો અમને શંકા પણ ઉત્પન્ન થતી હતી.'

**સિદ્ધરામ**—'હે પ્રિયા, મનમોહન સુંદરી! અલ્હાબાદ આવવાને જરૂર કરતાં એક ક્ષણ વાર પણ વધારે હું થોભું એવું તું શું માને છે? જેમ બને તેમ જલદીથી તારૂં મુખારવિંદ જોવાને નદીઓ તથા પર્વતો કુદી

જવાની મારામાં શક્તિ હોત અને વિષ્ણુદેવના ગરૂડજી કરતાં મારા ઘોડાને વધારે વેગ હોત તો ખરેખર કંઇપણ વિલંબ વગર તારી પાસે આવી ઉભો રહેતે."

**ઇશાવતી**—(જરા હાસ્યવદનથી બોલી) 'પ્રિય પ્રાણેશ! તમારૂં કહેવું યોગ્ય છે, અને તમને અથવા આપણા વિશ્વાસુ મિત્ર **કુલુકને** હું ઠપકો આપવા માંગતી નહોતી. વળી મારા પિતાજીના કહેવા પ્રમાણે તમો ઘણો થોડો વખત અહીં રહેવાના છો તેથી આપણે આવી રીતે એકઠાં મળ્યાં તેમાં વિશેષ આનંદ માનવો જોઇએ.'

**કુલુક** સાથે સેહેજ વાત કરી, આ બે પ્રીતમ પ્રિયાની વાતમાં **સલહાના** બોલી ઉઠયો, 'ખરેખર આપણા મિત્રોને આવતી કાલે સવારના પોહોરમાં જવાનું છે. મેં પણ ધાર્યું હતું કે તેમજ થશે. તોપણ કુલીન **સિદ્ધ**! તમારી પ્રિયાથી તમને થોડી વાર છુટા પાડવાની મને જરૂર પડે છે, કારણ કે મારે તમને હમણાજ થોડીક વાત કહેવાની છે, ને જમ્યા પહેલાં મારે ઘણાં કામ કરવાનાં હોવાને લીધે મારો વખત ઘણો અમૂલ્ય છે; તેટલા માટે કૃપા કરી મારી સાથે ચાલશો?'

આ વિનતીની ના કહી શકાય નહીં તેથી નાખુશીથી અને **ઇશાવતી** તરફ આતુરતાથી નજર નાખતો નાખતો **સિદ્ધરામ** પોતાના અતિ વિવેકી પણ આજ્ઞાપક કાકાની જોડે મેહેલની પાછલી બાજુએ આવેલા બગીચામાં ગયો. ત્યાં આગળ ખિચોખિચ ઉગેલાં ઝાડોની છાયામાં સેતરંજી ઉપર **સલહાના** બેઠો ને પોતાના ભતરીજાને પોતાની પાસે બેસાડી બોલ્યો—'તમે ત્યારે મોટા શેહેનશાહની હજુરમાં નોકરી કરી લક્ષ્મી શોધવા માટે જાઓછોની? ખરેખર આવી સારી તક મેળવી આપનાર તમારે માથે તમારો પિતા છે, તથા કંઈ પણ ગવિષ્ઠપણાનો ભાવ રાખ્યા વગર કહું તો પોતાના ઉંચા દરજ્જાની સ્થિતિને યોગે જરૂરના વખતમાં તમને મદદ આપી શકે તેવો એક તમારે કાકો છે, તે તમારૂં મોટું ભાગ્ય સમજજો.'

**સિદ્ધરામ**—'તેને માટે હું તમારો ઘણો ઉપકૃત થયો છું. વળી મારા પિતા કરતાં પણ વધારે તમે મને મારી નોકરીની શરુઆતમાં મદદ કીધી છે તે હું કદી ભુલી જઇશ નહીં; કારણ કે એથી સારે ભાગ્યે મને પ્રસિદ્ધિ પામવાની કદાચ તક મળશે, એટલુંજ નહીં પણ આપણા ઘણા

રમણીય, તોપણ ઘણે દૂર આવેલા દેશમાં હું કામ કરી શકું તેના કરતાં અહીં વધારેજ કરી શકીશ. તે ઉપરાંત શેહેનશાહને હું જાતે તેના પૂર્ણ દમામમાં રહેતો જોઈશ.'

**સલહાના**—'બેશક તેમ **થશે**, પણ મારી તરફના શિખામણના બે શબ્દો સાંભળો: રાજમેહેલો તથા દરબારોના ભવ્ય દેખાવ જોવાની તમે ભલે મોટી આશા રાખો, અને તેની કલ્પના આપણા અંતરમાં ભાગ્યેજ થઈ શકે, તોપણ શેહેનશાહને માટે મોટી આશા રાખતાં પહેલાં તમારે જરાક વિચાર કરવો ખરો. શરુઆતમાંજ કોઈપણ પુરૂષની શક્તિ કે મહત્તા માટે મોટો વિચાર ન રાખવો એમાં ફાયદો છે.'

**સિદ્ધરામ**—(આશ્ચર્યતાથી) 'કેમ વારૂ? શું **શાહ જલાલુદ્દીન** પોતાના નામને પાત્ર નથી? તે એક મહાન્ પુરૂષ તથા સમર્થ પાદશાહ છે એવું મારા પિતા તથા મારા ગુરૂ **કુલુક** કહેતા તેવો શું તે નથી?'

**સલહાના**—'હું તે નથી કહેતો; પણ આપણા મહાન્ પુરૂષોમાં પણ કેટલાક દોષ હોય છે, જે બીજાઓને હાનિકારક થઈ પડે એવી ધાસ્તી રહે છે. અને (આસપાસ કોઈ સાંભળતું તો નથી તે તપાસીને કાનમાં કહેતો હોય તે પ્રમાણે ધીમે સાદે તે બોલ્યો) હું કહું છું તેપર જરા ધ્યાન આપો. જ્યારે પોતાની બહાદૂરી તથા ડાહાપણથી **જલાલુદ્દીન** જેટલી સત્તા કોઈ માણસ મેળવે છે, ત્યારે વધારે ને વધારે રાજ્ય મેળવવાની તથા જીતવાની તેને આકાંક્ષા થાય છે, પણ તે સહેલાઈથી તૃપ્ત થતી નથી. આપણા શેહેનશાહે મોટાં રાજ્યો તથા ઘણા લોકોને પોતાને તાબે કીધાં છે, એટલે તમારા અને મારા બાપદાદાનો દેશ આટલો બધો સ્વતંત્ર રહે એ **શાહ**થી ખમી શકાતું નથી. વળી હાલના કાશ્મિરના રાજા અને તેના ભાઈ **નંદીગુપ્ત** વચ્ચે પહેલાના વખતમાં ઝગડો ચાલ્યા કરતો હતો તેજ પ્રમાણે હાલમાં વારેઘડીએ આપણા શેહેનશાહ અને તેના બે છોકરા વચ્ચે કેવો વિરોધ ચાલે છે તે વાતની ઘણાને ખબર નથી તોપણ તમે તો જાણતાજ હશો.'

**સિદ્ધરામ**—'ના, તે હું જાણતો નથી. હમણાજ હું તે વાત પહેલ વહેલી સાંભળું છું.'

**સલહાના**—'એમ છે તો તક મળે ત્યારે તે વાતની તમે તપાસ કરજો. કંઈક હું તમને હમણાજ કહું છું. પણ તે તમે **કુલુક**ને કહેશો નહીં,

કારણ કે મારા ધારવા પ્રમાણે તેમાંથી કંઈ સાર નિકળશે નહીં. કેટલાક જણે શાહ અને તેના બે કુંવર વચ્ચે વિરોધ ઉત્પન્ન કરાવ્યો હતો! કોણ તે તમે સમજ્યા હવે? આ કલહ જો એક વાર જાહેરમાં આવે અને દેશમાં ખુલ્લી રીતે પક્ષો બંધાઈ જાય તો આપણી સાથે લડાઈ ઉઠાવવાનું બ્હાનું તરત મળશે અને પોતાના ગુપ્ત દૂતોની મદદથી પર્વતને વિકટ રસ્તે થઇ મોટું લશ્કર લાવી શેહેનશાહ આપણા દેશપર હુમલો કર્યા વગર રહેશે નહીં, અને આખરે આપણો દેશ તેના રાજ્ય સાથે જોડી દેવામાં આવશે. અલબત હું કબૂલ કરૂં છું કે તેનો વિજય ઘણો સાનંદાશ્ચર્ય ઉત્પન્ન કરનારો છે, પણ તેના જે રાજ્યલોભને લીધે તેના માણસો મોટામાં ખપે છે તેજ રાજ્યલોભ આપણી સ્વતંત્રતાનો કોઈ વાર નાશ આણશે એવી મને ધાસ્તી લાગે છે.'

**સિદ્ધરામ**—(ક્ષણભર વિચાર કર્યા પછી) 'પણ આ પ્રણાણે છે તો આપણા દેશનો અંત લાવવાનો જેણે ઠરાવ કીધો છે તેના હાથતળે તમે નોકરી કેમ કરો છો?'

**સલહાના**—(ઘણો આશ્ચર્ય થતો) 'અને શા માટે નહીં? શેહેનશાહને કોઇપણ જાતનું નુકસાન ન કરવું, પણ તેને બદલે તેને જોઇએ તેટલી સારા કામમાં મદદ કરવી એવા હેતુથી તેની નોકરીમાં રહી, આપણામાંનો એકાદ જણ તેના જુદા જુદા ભેદ તથા તેનાં કાર્ય ઉપર નજર રાખે તે શું ફાયદાકારક નથી? મારી ભલામણથી અને મારે આશ્રયે આપણા બાદશાહની સાથે તમે પોતે મારા કરતાં પણ વધારે સંસર્ગમાં આવશો એ વિશેષ ખુશી થવા જેવું છે. ખરેખર મારા કરતાં તમે ઓછા સંશયી રહેશો, તો પણ આ બાબતમાં તમારી તરફથી અમને ઘણી મદદ મળશે એવી આશા છે.'

ક્ષણવાર વિચાર કરી શંકાશીલ **સિદ્ધરામે** પૂછ્યું, 'પણ તે શું આબરૂવાળું કહેવાય?'

આ શબ્દો સાંભળી **સલહાના**ના ચેહેરાપર ગુસ્સાનાં કાંઈ ચિહ્ન જણાયાં નહીં, તોપણ ઘણા ગંભીર અવાજથી તેણે જવાબ દીધો, 'જુવાન માણસ, મારે તમને કહેવું જોઇએ કે શું આબરૂવાળું છે ને શું નથી તે મારી ઉમ્મરનો અને મારા જેટલા અનુભવવાળો પુરૂષ સારી રીતે જાણતો હશે, અને તમે તો સંસારકાર્ય હજી હમણાજ શરૂ કરવા માંડયું છે તેથી

આવા વિષય ઉપર અમારા જેવાને સલાહ આપવાનો યત્ન પણ તમારે કરવો જોઇએ નહીં.'

**સિદ્ધરામ**—'મુરબ્બી સાહેબ, ક્ષમા કરજો ! તમે જાણો છો કે રાજનીતિના નિયમોથી હું હજી ઘણો અણુવાકેફગાર છું, અને તેથી તેના નિયમોની મને તરત સમજ પડતી નથી. વળી હંમેશાં ન્યાયને રસ્તે ચાલવું તથા કોઇપણ પુરૂષ સાથે શક ભરેલી રીતે વર્તવું નહીં એવી રીતનો નિયમ મારા ગુરૂજી **કુલુક** મારા મનપર ઠસાવતા આવ્યા છે, અને- '

**સલહાના**—(વચમાં બોલી ઉઠયો) 'મારા પ્યારા મિત્ર **કુલુક** ઘણાજ સારા માણસ છે. મારો એની તરફ ઘણો પૂજ્યભાવ છે. પણ તે વિદ્વાન માણસ છે એટલુંજ—એમને વ્યવહારોપયોગી બાબતની સારી માહિતગારી નથી–કલ્પિત વિષયમાં તે સારા છે, પણ **સિદ્ધ**, અનુભવ એને ઘણો ઓછો છે. જુઓ વખત કેવો બારિક આવ્યો છે કે જે રાજાને તમે સાનંદાશ્ચર્યથી માન આપો છો, તથા જેના હાથ તળે એક બાબત શિવાય બધી બાબતમાં તમે ખુશીથી નોકરી કરશો, એવો રાજા તમારા પ્યારા દેશ ઉપર ને તમારા પ્યારા લોક ઉપર તરાપ મારવા હમણા તૈયાર થઈ રહ્યો છે. તમારી ફરજ ગણી તે એક બાબતમાં તો બનતાં સુધી તમારે તેની સામેજ કામ કરતા રહેવું જોઇએ. તેમ કરવાની તમને કેટલેક દરજ્જે હાલ તક મળી છે. રાજનીતિ સંબધે આબરૂ ગેરઆબરૂ, માન અપમાન, ન્યાય અન્યાય ન જોઇએ. તેમાં તો પ્રપંચવૃત્તિયેજ વર્તવું જોઇએ. તે કરતાં મોટા વિચાર મનમાં રાખી આવી તક શું તમે હવે તુચ્છકારી કાઢશો ? અને તમને તથા મને પોતાની નોકરીમાં તે પોતે દાખલ કરે છે તેની સાથે વળી આપણા રાજા તથા દેશ પ્રત્યે તે ખરાબ ભાવ રાખે છે, તે શું તેનું પ્રમાણિકપણું કહેવાય ? અને તેમ નથી તો આપણી તરફથી આવી વિશેષ રાજભક્તિની આશા તેણે શામાટે રાખવી જોઇએ ? તે ઉપરાંત જો ખાતરી કરવી હોય તો શાહ **જલાલુદ્દીન** પાસે જાઓ, ને તમારામાં હિમ્મત હોય તો તેના મ્હોડાપર કહો કે અમે તમારો રચેલો સઘળો ઘાટ સમજ્યા છિયે, ને તેની સામે થઈશું. આટલાપરથી મારા પ્યારા મિત્ર, પરિણામ એજ થશે કે સૂર્ય અસ્ત થયા પહેલાંજ તમને કોઈ અંધારા કેદખાનામાં ઘોંચી ઘાલશે અથવા

સારે નસીબે તમારે માથે ઘણું નહીં આવી પડે તો દેશનિકાલ કરી દક્ષણ અથવા બંગાલમાં ઘણાજ દૂરના ભાગનો રસ્તો પકડાવી દેશે. આવી રીતે તેની સામા થવાથી આપણું કંઈ કામ થનાર નથી. પણ અનુકૂળ પડતી તકોનો સારો ઉપયોગ કરવાથી ઓર ફાયદો જ છે. માટે હું ફરીથી જણાવું છું કે આ રીત ધ્યાનમાં રાખ્યાથી રાજાને કોઈ પણ તરેહનું નુકસાન કરવામાં આવશે નહીં, અને તેની સાથે આપણા સ્વદેશનો નાશ થતો કદાચ આપણે અટકાવી શકીશું.'

આ બધાથી **સિદ્ધરામ**ની કંઈ ખાતરી થઈ નહીં; પણ આવી તકરારનો રદિયો કેવી રીતે આપવો તેની એને સમજણ પડી નહીં, તેથી તેના કાકા વધારે શું કહે છે તે સાંભળવાને માટે તે ચૂપજ રહ્યો; પણ જેટલું કહેવાનું હતું તેટલું કહી રહ્યા છે એવું **સલહાના**ના ચેહેરા ઉપરથી જણાવા લાગ્યું અને તે ઉઠવાની તૈયારી કરતા હતા, એટલામાં તે બન્ને જે જગ્યાએ બેઠા હતા તેની નજીક આવેલા રસ્તામાં એક અદ્‌ભુત સ્વરૂપ નજરે પડયું. આ મૂર્ત્તિ જોઈ **સિદ્ધરામ**નું ધ્યાન તે તરફ ખેંચાયું અને જે વાતચિત થઈ હતી તે ઉપર વિચાર કરતો તે અટકયો.

તે પુરૂષ કદે ઉંચો હતો, રંગે સામળો હતો, અને તેનું માથું મુંડાવેલું હતું. તેણે એક સફેત ટુંકું ધોતિયું પહેરેલું હતું તે તથા જનોઈ શિવાય તેના શરીર ઉપર કંઈ પણ વસ્ત્ર નહોતું. તેની સુસ્ત દેખાતી આંખમાં તથા તેના ગાલમાં ખાડા પડી ગયા હતા, તે ઉપરથી તેણે ઘણા ઉપવાસ ખેંચી કાઢયા હશે તથા સખત તપશ્ચર્યા કરી હશે એવું જણાતું હતું. અગરજો **સિદ્ધ** માણસથી અથવા પશૂથી એકદમ ગભરાતો નહીં અને વિચિત્ર સ્વરૂપો તેણે ઘણી વાર દીઠેલાં હતાં, તોપણ આ વખતે ક્ષણવાર તે ચમકીને પાછો હઠયો. જગતમાં તેણે ઘણા વાઘોનો શિકાર કીધો હતો તથા ઝેરી સર્પો તેણે બિનધાસ્તીએ ઘણા મારેલા હતા, તેમ છતાં આ મૂર્ત્તિ એકાએક તેની નજરે પડવાથી એના મનમાં જે ભયની લાગણી ઉત્પન્ન થઈ આવી તે પોતે અટકાવી શકયો નહીં.

તે સ્વરૂપ બતાવી **સલહાના** બોલ્યો-'પેલી ટેકરી ઉપર આવેલા **દુર્ગાદેવી**ના પુજારી **ગોરખ યોગી** પધારે છે, તેમનો માનપૂર્વક સત્કાર

કરજો; કારણ કે તે ઘણા લાયક છે અને તમે ધારતા હશો તે કરતાં ઘણી ઘણી વધારે અને અગત્યની બાબતોની તમને એમનાથી જાણ થશે.'

**ગોરખ યોગીનો** સત્કાર કરવાને તે બે જણા જ્યાં ઉભેલા હતા, ત્યાં આગળ તે **યોગી** હળવે હળવે આવ્યો અને પોતાના બે હાથ જોડે કપાળ ધરી નીચે સાદે ધીમે ધીમે બોલ્યો: 'ઓં ઓં, હે ભૂતપતિના તથા તેની અર્ધાંગનાના પ્યારા ભક્ત, ઓં.'

આ વિલક્ષણ આશીર્વાદ સાંભળ્યા પછી **સલહાના** બોલ્યો, 'મહાપૂજ્ય **ગોરખ**, હું અંતઃકરણથી તમને નમસ્કાર કરૂં છું. મારા ભતરીજા **સિદ્ધરામ** વિષે મેં તમને વાત કરી હતી તે આ અહીં આવેલા છે.'

**ગોરખે** જવાબ વાળ્યો, 'તે ભલે પધાર્યો! વળી મારા મિત્ર, કુસંપ અને કંકાસમાં ભાગ ન લેતાં, સંપને લીધે મોક્ષનો માર્ગ ખુલ્લો થાય છે એવું જેમ તમને વધારે વધારે માલમ પડવા માંડયું છે, તેમ તેવા સંપના ખરા સુખનો પાયો શી રીતે રચવો તે બરાબર સમજે એવો મારો આશીર્વાદ એનાપર છે.' અને ક્ષણવાર ગંભીરતાથી શાન્ત રહ્યા પછી પાછો તે યોગી બોલ્યો, 'તોપણ તમને તથા મને જેમ દુનિયાના અનુભવથી રસ્તો સુઝેલો તેમ એને પણ એવો અનુભવજ રસ્તો દેખાડશે. એ હજી નવોસવો છે એટલે શિખવાને જરૂરની થોડી મુદત આપવી જોઇએ. ખરૂં પુછાવો તો હું એને ઓળખું છું, અને આપણી સાથે એ સામેલ થશે તે હું જાણું છું.'

આટલું કહી **સિદ્ધ** તરફ ફરીને તે યોગી બોલ્યો: 'ઘણા દિવસ ઉપર મે તમને જોયા હતા.'

**સિદ્ધરામ**-(અતિ આશ્ચર્ય પામી બોલ્યો)-'પૂજ્ય સ્વામી, ક્ષમા માંગી જણાવું છું કે તે દિવસ મને યાદ આવતો નથી.'

**ગોરખે** ઉત્તર આપી ખુલાસો કીધો, 'તને યાદ નહીં આવે, કારણ તે વખતે હું અદૃશ્ય રૂપમાં હતો.'

યોગીઓ કહેતા કે અદૃશ્ય થઈ જવાની તેમનામાં ઘણી અદ્‌ભુત શક્તિ રહેલી હોય છે; એ વાત **સિદ્ધ** સારી રીતે જાણતો હતો તેથી તે પુજારીની વાત તે ચુપકીદીથી સાંભળતો હતો, તેટલામાં તેને વિસ્મય પમાડતા **ગોરખ** બોલ્યા; 'જે સાંજરે તેં પેલા તપસ્વીના વાઘનો શિકાર

કરવા માંડયો હતો તે વખતે મે તને જોયો હતો, પણ આપણે બે પછી વાતો કરીશું, હમણા કુલીન **સલહાનાને** મારી સાથે વાત કરવી છે તેથી તમારી પાસેથી હાલ અમે જઇએ છિયે.–**દુર્ગાના** સર્વશક્તિમાન પતિની તારા ઉપર સદા કૃપા રહો,' એમ કહી ધીમે સાદે તે દુર્ગાનો પુજારી 'ઓ ઓ ' બોલ્યો અને **સલહાનાએ સિદ્ધને** કહ્યું કે 'આપણે થોડી વારમાં પાછા મળીશું.' એટલું કહી **સલહાના** તથા **ગોરખ સિદ્ધને** બાગમાં મુકીને ચાલતા થયા.

તે યોગીએ જે છેલ્લી ખબર કહી તેથી **સિદ્ધના** મનમાં અચંબો ઉત્પન્ન થયો. તે પર્વતોમાં ઘણે દૂર જ્યાં પોતાના સાથી શિવાય બીજો કોઈ પણ મનુષ્ય પ્રાણી તેની નજરે પડેલો નહીં ત્યાં આગળ શું બનાવ બન્યો તે આ માણસે ક્યાંથી જાણ્યું હશે? પણ એટલામાં થોડે દૂર **સિદ્ધે** પોતાના ચાકરને ઝાડોની વચ્ચેની વાટિકામાં ફરતો જોયો તે ઉપરથી એને લાગ્યું કે આ ભરમનો ખુલાસો તે ચાકર તરફથી મળશે.

તે માણસને નિશાની કરી પાસે બોલાવી **સિદ્ધે** પુછ્યું, '**વત્સ**, તેં કે ગુરૂ **કુલુકના** નોકરે હમણા એક પુજારી સાથે કંઇ વાત કીધી છે?'

**વત્સે** નમ્રતાથી કહ્યું,–'ના મહારાજ, અમે કોઇને જોયો પણ નથી.'

આ સાંભળી ઘણો આશ્ચર્ય પામી **સિદ્ધ** બોલ્યો, 'ના? ભલે, તારે જવું હોય તો જા.' એટલું કહી અર્ધો ગભરાયેલો અને અર્ધો વિસ્મિત થયેલો તે પાછો ફરતો બબડયો કે, 'એ વાત હું ગુરૂ **કુલુકને** જઈ કહું.'

પણ આ બનાવ બને તથા એ વાત તેના મનમાં રહે એવો સભવ રહ્યો નહીં. કારણ થોડેક દૂર ગયો એટલામાં એનું ધ્યાન બીજી તરફ દોરાયું. તે બાજુએ એક સુંદર ફવારો ફુટતો હતો. તેમાંથી ઉડતા પાણીને લીધે હવા શીતળ થઈ ગઈ હતી તથા તેનો મધુર ધ્વનિ હવામાં પસરી રહ્યો હતો; તે સાથે વળી કમળનાં તળાવની નજીદીક આંબાના ઝાડની ઘટામાં **ઈરાવતી** બેઠી હતી તેનો શ્વેત ઝભ્ભો તથા તેનું નાનકડું સ્વરૂપ **સિદ્ધની** દૃષ્ટિએ પડયું. તેની આસપાસ ફુલ પડેલાં હતાં અને તેના હાથમાં અર્ધો ગુંથેલો એક હાર હતો. પગલાં પડતાં સાંભળ્યાં તથા **સિદ્ધરામને** જોયો કે તરતજ તે હાર તેણે કોરે નાખ્યો અને પોતાના

પ્રિય-પ્રીતમને બે હાથ જોડી નમસ્કાર કરતી ઉતાવળથી મળવા ધસી. **સિદ્ધ** તેનો હાથ ઝાલી લઈ તેણીની મદદે આવ્યો અને લીલા ઘાસવાળા ગાલીચા-પર તેની પાસે બેસીને બોલ્યો, 'તારો પિતા કેવો નિર્દય છે કે આપણે પરસ્પર બે શબ્દો બોલ્યાં ન બોલ્યાં એટલામાં આપણને દ્રવિત હૃદયે એણે છુટાં પાડ્યાં ?'

**ઈરાવતી**-'અરે ! આપણને વાત સરખી પણ કરવા દે છે તેટલા માટે તો તમારે એનો ઉપકાર માનવો જોઇએ. કારણ જેમનું વેસવાળ થયેલું હોય છે તેમને આવી છુટ ઘણા લાંબા વખત ઉપર આપવામાં આવતી હતી, પણ હાલમાં તે રિવાજ બંધ પડવા માંડયો છે.'

**સિદ્ધ**-'હું એમનો આભારી થયો છું, તે મારા અંતઃકરણથી કબૂલ કરૂં છું અને તારી સાથે આનન્દમાં જે બે ઘડી ગાળું તે ઘણી અમૂલ્ય ગણું છું. પણ મારી પેઠે તું આજે તદન ખુશ હોય એવું તારા ચેહેરા ઉપરથી મને લાગતું નથી એનું કારણ શું તે મને કહે ?'

**ઈરાવતી**-( સેહેજ નિસાસો મુકી બોલી ) ' અરે ! આપણે જલદીથી પાછાં છુટાં પડવાનાં છિયે એટલે આપણું મળવું તદન આનન્દદાયક શી રીતે હોય ? હવે આપણે પાછાં ક્યારે મળીશું તે હું કહી શકતી નથી. માટે આવી રીતે ખુલા દિલથી વાત કરવાનો કદાચ આટલોજ ટુંકો સમય હશે તે કોણ જાણે ? વળી આવતી કાલે તમે ભોગવિલાસી અને ખટપટી શેહેર તરફ પધારવાના છો એટલે મારા જેવી રંક યુવતીને તો ત્યાં તરતજ વિસારી દેશો.'

**સિદ્ધ**-'વિસારી દેશો ? શું એવું કોઈ પણ વખત મારી તરફથી બન્યું છે કે મારે માટે તું આવો મનમાં અંદેશો લાવે છે ? વળી થોડા માસનો વિયોગ તે શા હિસાબમાં ?' આટલું કહી તેના હાથ ઝાલી તેને પોતાની પાસે ખેંચતાં **અમરૂ**ના શબ્દોમાં તેને પુછ્યું, 'याता किन्न मिलन्ति सुन्दरि ? હે પ્રિયા શું જે જાય છે તે પાછા આવતા નથી ? ત્યારે તું શું કરવાને શોચ કરે છે ? આપણે છુટાં પડીએ છિયે તોપણ મારૂં મન તથા મારાં વચન શું તને અર્પણ કરતો નથી ?'

**ઈરાવતી**-'ખરે જો કવિઓ તરફથી આપણને દિલાસો મળતો હોય

તો! તોપણ પ્રિય **સિદ્ધ**, વારૂ મારે માટે તમે કોઈ વખત કવિતા બનાવી નથી?'

**સિદ્ધે** વિનયથી જવાબ વાળ્યો: 'મારી ઘણી ઇચ્છા છે કે હું તે પ્રમાણે બનાવી શકું, અને મેં યત્ન કીધેલો ખરો; પણ મેં જે લખેલું તે તારા લાયક નહોતું. તેમ છતાં કવિતા બનાવવા કરતાં બીજી કળામાં હું વધારે પ્રવીણ થયો છું, અને તે વિષયમાં મારો કીધેલો યત્ન તને ખુશી સાથે બતલાવું છું.' એમ કહી પોતાના કટિબંધ સાથે બાંધેલી એક રત્નજડિત ડબ્બી તેણે કાઢી ને તેમાંથી એક નાની તસવીર તેને બતાવી. તે છબી પોતાની જ હતી એવું **ઇરાવતીએ** જોતાં વારજ જાણ્યું, અને તે ઘણા હર્ષથી બોલી ઉઠી, '**સિદ્ધરામ**! પણ હું કંઈ આટલી ખુબસુરત નથી.'

**સિદ્ધ** ફરી બોલ્યો, 'આટલી ખુબસુરત નથી! એમ નહીં, પણ મારી અથવા બીજા કોઈની પીંછી ચીતરી શકે તેના કરતાં સો દરજ્જે તું વધારે ખુબસુરત છે.'

એ વાત **સિદ્ધની** ખરી હતી, કારણ એણે આંખો ઉપર તથા મ્હોડા ઉપર વધારે રંગ લગાડયો હતો અને ખરૂં જોતાં **ઇરાવતીના** મ્હોં ઉપર એક સરખો આવી રહેલો હતો તેને લીધે તે ઘણુંજ સૌંદર્યવાળું જણાતું હતું.

એટલામાં એકાએક ઉઠીને **ઇરાવતી** ત્યાંથી જલદીથી ચાલી, તે જોઈ **સિદ્ધ** બોલ્યો. 'પણ તું મને અહીં છોડીને કેમ જાય છે?'

**ઇરાવતીએ** જવાબ આપ્યો, 'ક્ષણવાર થોભો. જરાક વારમાં હું પાછી આવું છું.' એટલું કહી એક નાના હરણના જેટલી ચપળતાથી ઝાડોમાંથી મેહેલ તરફ જતી **સિદ્ધે** તેને જોઈ. પછી આરસનાં પહોળાં પગથિયાં ઉપર જાણે પગ મુકયા વગર તે ચઢી ગઈ હોય તેમ થોડી પળમાં હાથમાં એક વસ્તુ લઈને તે પાછી આવી. તે શું હતું તે દૂરથી **સિદ્ધ** ઓળખી શકયો નહીં. પણ પાસે આવીને **ઇરાવતીએ** જરા લજ્જાના ચિહ્નથી તે **સિદ્ધ** આગળ ધરી ત્યારે તે પોતાની છબી છે એવું તેણે સાનંદાશ્ચર્યથી જાણ્યું; પરંતુ ખરૂં જોતાં આ તો મનની કલ્પનાથી કાઢેલી છબી હતી.

પછી ધીમે રહીને **ઇરાવતી** બોલી, 'જુઓ હું ધારૂં છું કે મારા પિતા આથી ઘણાં રાજી થશે; કારણ આપણી જુની ગાથાઓમાં કહ્યું છે

કે રાજકુમાર અને રાજકુમારીઓ પ્રીતમ પ્રિયાનાં ચિત્ર કાઢતાં. તે પ્રમાણે આપણે પણ એક બીજાની તસવીર કાઢી કર્યું છે.'

**સિદ્ધરામ**–'છેક એમ તો નહીં, કેમકે તેઓ પોતપોતાની જ તસવીર કાઢી એક બીજા સાથે અદલબદલ કરતાં હતાં. પણ હું એમ માનું છું કે આપણી રીત સર્વોત્કૃષ્ટ છે, અને મારા વિચાર પ્રમાણે તેઓની રીત અતિશય ફાંકાવાળી અથવા તદ્દન વ્યર્થ જેવી જણાય છે.'

એ સાંભળી ઠપકાભરેલી રીતે **ઈશાવતી** બોલી ઉઠી: 'પ્રાચીન ગ્રંથકારોનાં લખાણુ ઉપર તમે આવી ટીકા કરો છો ? કોણ જાણે છે કે હવે પછી તમે આપણાં શાસ્ત્રોને વખોડશો નહીં ?'

**સિદ્ધ**–'અને કેમ નહીં. જો તેઓ કોઈ કોઈ જગ્યાએ ચૂક કરે અથવા રસહીનતા બતાવે અથવા–'

**ઈશાવતી**–'પણ હું આશા રાખું છું કે તમે નાસ્તિક નથી ?'

**સિદ્ધ**–'નાસ્તિક ? કયી બાબતમાં ?'

**ઈશાવતી**–'દાખલા તરીકે આપણા પવિત્ર **વેદ** માનવામાં.'

**સિદ્ધરામ**–(હસીને) 'બસ થયું, પ્રિયા–આપણા ઘણાક દેશીઓ જેમ એક બીજાને મળે કે તત્વવિવેક અથવા ઈશ્વરશાસ્ત્રના સવાલોની તકરાર કર્યા વગર રહેતા નથી તે પ્રમાણે આપણને મળેલો ઘણો થોડો વખત તેવી બાબતની તકરારમાં ગાળવો જોઈએ નહીં.'

**ઈશાવતી**–'તમે ખરૂં કહો છો. એના કરતાં ઘણી મઝેની એક રમત છે તે હું જાણું છું અને તમે પણ તે જાણો છો'. એમ કહી તળાવની પાળપરથી વાંકા વળી એક કમળ તેણે તોડયું અને જમીન ઉપર પડેલું એક લાંબું પાંદડું લઈ તેની એક નાની સરખી હોડી બનાવી. તે હોડીમાં કમળ મુકીને ઉડતા ફુવારાને લીધે જે પાણી ધીમે ધીમે હાલતું હતું તેની સપાટી ઉપર તેને તરતી મુકી, અને અર્ધું મનમાં બોલી, 'આ કમળ તે મારો **સિદ્ધરામ** છે. એ મારી તરફ એકવચની રહેશે કે નહીં તે આપણે જોઈએછ.'

પોતાનો વારો આવ્યો તેથી ઠપકો દઈ **સિદ્ધ** બોલ્યો–'નહીં, એ રમત મૂર્ખાઈ ભરેલી છે, અને તારે એવી રમત રમવી જોઈએ નહીં.'

ઈરાવતીનું ચિત્ત એ વાતપર નહોતું, પણ એ તો એકી નજરે લેહેરે-વાળાં પાણી ઉપર ઉછળતાં પાંદડાં સામું જોઈ રહી હતી. 'એકવચની, એકવચની !' તે બોલી ઉઠી. પણ ત્યાર પછી દક્ષિણ બાજુએથી પવનનો ઝપાટો આવતાં તે ક્ષણભંગુર વહાણ ઉંધું વળી ગયું તથા તેમ ને તેમ તરવા લાગ્યું અને તેમાં મુકેલું કમળ તો અલોપ થઈ ગયું. આ જોઇને તેણે પોતાનું માથું નીચું નમાવી દીધું અને બોલી, 'અફસોસ—મને આગમચથી જે વાતનો વહેમજ હતો, તે ખરી પડશે એવું આ ઉપરથી લાગે છે.'

સિદ્ધ—'છટ, મારી તરફથી હવે હું કહું છું કે જે મૂર્ખાઇનાં કૃત્યો ગામડાની અજ્ઞાન છોકરી કરે તો માફ થઇ શકે તેવાં કૃત્યો એક કુલીન સારી કેળવણી પામેલી સ્ત્રી કરે એ દિલગીરી ભરેલું છે. એક કુળવાન પુરૂષ જેણે તારી પેડે પ્રતિજ્ઞા લઇ સત્યવચન કહ્યું છે તેની આબરૂપર ભરોસો રાખવા કરતાં એક ઝાડના પાંદડા ઉપર શું તું વધારે ભરોસો રાખે છે કે ?'

ઈરાવતી—( નિશ્વાસથી ) 'અરે સિદ્ધ ! હું જો કંઇક છોકરવાદ દેખાઉ તો તેમાટે મને માફ કરવી જોઇએ. મને તમારે માટે આટલી બધી બેચેની થાય છે તે ઉપરથી તમે સમજ્યા હશો કે હું તમને કેટલી બધી ચાહું છું—તમારા વચન ઉપર મને ઘણોજ ભરોસો છે તોપણ જે શેહેરમાં તમે જવાના છો તે વિષે વિચાર કરતાં મારા મનમાં ચિંતા થયા વગર રહેતી નથી. કોણ જાણે છે કે તમે ત્યાં આગળ કેવી લાલચોમાં ફસાઇ પડશો. પણ હું કબૂલ કરૂં છું કે,' પોતાનું માથું સિદ્ધના ખભા ઉપર ટેકવીને વિશેષ બોલી,—'મારા કહેવામાં ભૂલ થઇ છે. સિદ્ધરામ હમણા અને હંમેશાં મારા છે અને એમનું મન મારી તરફથી પોતા તરફ ખેંચે એવી એક પણ સ્ત્રી નથી.'

આ સાંભળીને કંઇપણ બોલ્યા વગર સિદ્ધ તેની સામે ટગરટગર જોઇ રહ્યો; પણ મનની પૂરી ખાતરી કરી આપે તેવાં ગમે તેટલાં વચનો તે બોલતે તેના કરતાં તેના ચેહેરા ઉપરથી વધારે સમજવાનું મળી આવ્યું. એટલામાં બંગડીનો ખણખણાટ સંભળાયો તેથી તેમણે ઊંચું જોયું ને ઈરાવતી બોલી,—'આપણો સમાગમ હવે પૂરો થવા આવ્યો છે. પેલી મારી દાસી નિપુણિકા આપણને ચેતવણી આપવા આવે છે.' તરતજ તે

દાસી ત્યાં આવી. તેણે પગમાં લંગર તથા હાથમાં સોનાની બંગડી પહેરી હતી. તે સુબા **સલહાના** તરફથી **ઈશાવતી** તથા **સિદ્ધ** માટે સંદેશો લાવી હતી. **ઈશાવતીને** પોતાના ઓરડામાં પાછી જવાની તથા **સિદ્ધને** પોતાની તથા ગુરૂ **કુલુકની** સાથે જમવાને માટે દાસી મારફત તેણે કહાવ્યું હતું. એક ક્ષણવાર પોતાનો હાથ **સિદ્ધના** હાથમાં આપી, **નિપુણિકા** સાથે **ઈશાવતી** પાછી મેહેલમાં ગઇ.

**સિદ્ધ** પણ પોતાના કાકાને તથા મુસાફરીના સાથીને મળવાને ચાલ્યો. તેમને માટે જે ભોજનની તૈયારી કરવામાં આવેલી તેમાં કંઇ પણ ન્યૂનતા રાખી નહોતી. ભાતભાતના સ્વાદિષ્ટ પદાર્થો બનાવેલા અને નાના ઓરડામાં તેમને જમવા બેસાડયા હતા. ત્યાં આગળ આવેલા ખુલ્લા ઓટલા ઉપરથી આસપાસનો સઘળો ભવ્ય દેખાવ નજરે પડતો હતો. પરોણાઓને બેસવાસારૂ પાટલાની જગ્યાએ સોનેરી કોરવાળી રેશમી ગાદીઓ રાખી હતી. ત્યાં સોના રૂપાનાં વાસણો હતાં. ઉત્કૃષ્ટ અને જુદી જુદી જાતનો મેવો તથા દારૂ હતો; અનેક દેશના અને દરેક જાતના પોશાકવાળા સંખ્યાબંધ નોકરો હતા. ટુંકામાં કહીએ તો તે કિલ્લાનો સુબો અને રાજમેહેલનિવાસીઓમાં તે વખતે બધા કરતાં શ્રેષ્ઠ સ્થિતિનો એવા **સલહાનાની** પદવીને બરોબર શોભે તેવી રીતની સઘળી ગોઠવણ હતી. પણ આ રાજદરબારી જ્યાફતમાં ઉલ્લાસ તથા આનન્દ જણાતો નહોતો; અને ખાનગી વાતો ત્યાં થઇ શકે તેમ નહોતું. સઘળું અદબસર તથા ભવ્ય લાગતું હતું. વાતચિત અર્થરહિત અને રીતસરની હતી, અને તે પણ ત્યાં આગળ તદન ચૂપ રહેવું એ અવિવેકી જણાય તેટલા માટે તે ત્રણ જણાજ એક બીજા સાથે વાત ચલાવતા હતા. આમાં અને પર્વતના તપસ્વી સાથે સાદું ભોજન કરવા બેઠા હતા તેમાં ઘણોજ અંતર હતો, એવું **સિદ્ધને** લાગ્યું, અને **કુલુકનો** પણ તેવોજ અભિપ્રાય હતો. કારણ **સલહાના** ન જોય તેવી રીતે પોતાના ગુરૂ તરફ નજર કરી ત્યારે તેના વદન ઉપર **સિદ્ધને** મંદ હાસ્યનું ચિહ્ન દેખાયું. આખરે તેઓ ભોજન કરી રહ્યા, પણ બાકીનો દહાડો રહ્યો તેમાં કંઇ **સિદ્ધને** ગમત પડી નહીં. બપોર પછી **નિપુણિકા** તેને મળી હતી ત્યારે તેની કુલીન

બાઈનો ઓરડો તેણે **સિદ્ધને** બતાવ્યા હતા. તે ઓરડાના ઝરૂખાની નીચે કેટલીક વાર સુધી **સિદ્ધે** આમતેમ આંટા માર્યા. પણ **ઈશાવતી** કંઇ બહાર આવી નહીં, અને સાંજને વખતે તેના પિતા તથા પરોણાઓની હજુરમાં તે આવેલી તે તો ફક્ત સવારમાં જેમ મુલાકાત થયેલી તેમ અદબસર **સિદ્ધની** રજા લેવાને આવી હતી.

બપોરનો તાપ ન નડે તેટલા માટે બીજે દિવસે પોહ ફાટતાં પહેલાં તેઓ પાછાં પોતાની મુસાફરી શરુ કરવાના હતા, અને તેથી તે મુસાફરોએ સુવાને માટે જલદીથી તૈયારી કીધી. **સિદ્ધને** આરામ લેવાની જરૂર હતી તોપણ તરત સુઈ જવાનું તેને મન થયું નહીં. સજેલાં શસ્ત્ર કાઢી નાખી તે પથારીમાં પડવાને બદલે ઉઘાડી બારી આગળ કેટલીક વાર સુધી ઉભો રહ્યો. ત્યાંથી, રાત્રીનું અંધારૂં હતું તોપણ, આખા કિલ્લાનો તથા ઝાડોની ઘટાનો દેખાવ નજરે પડતો હતો. ઝાડોની નીચેની બાજુએ ટેકરીઓ નિકળી આવી હતી; અને તેના ઉપર કોઈ કોઈ જગ્યાએ દેહેરાં તથા બીજાં મકાનો હતાં. **સિદ્ધનું** ધ્યાન **ઈશાવતીમાં**જ નહોતું લાગેલું, પણ પોતાના કાકા સાથે જે વાતચિત થઈ હતી તેના તથા પેલો વિચિત્ર પુજારી જેને કંઈ કપટથી કે દૈવયોગે વાઘના શિકારની વાત માલમ પડેલી, પણ કેવી રીતે તે એ સમજી શકયો નહોતો, તે પુજારીની વિલક્ષણ મુલાકાતના વિચારમાં **સિદ્ધ** પડયો હતો. પણ આ બધું થતું તે શાનેમાટે હતું ? તે પુજારીને શું જોઈતું હતું ? **સલહાના** સુબા ઉપર વિશ્વાસ રાખવો કે નહીં ? અને **સલહાનાએ** જે શિખામણ દીધી છે તે પ્રમાણે વર્તવું કે નહીં અને તે દિવસે બનેલી સઘળી વાત **કુલુકથી** છાની રાખવી કે કેમ ? અથવા તે સંબંધી એની સલાહ લેવી એમાં વિશેષ ફાયદો ખરો કે નહીં ? આવા આવા અનેક વિચારમાં તે ગરક થઈ ગયો હતો.

એટલામાં અકસ્માત્ કોઈ સ્વરૂપ દષ્ટિએ પડવાથી **સિદ્ધ** પોતાના મનમાં ઉઠતા વિચાર ક્ષણુવાર વિસરી ગયો. આકાશમાંથી થોડોઘણો પ્રકાશ પડતો હતો તેથી ખુલ્લી દેખાતી અને **સિદ્ધ** જ્યાં ઉભેલો હતો ત્યાં પાસે આવેલી નીચી અને પહોળી દિવાલ ઉપર એકાએક બે મૂર્ત્તિ તેણે દીઠી. તેમના ચેહેરા એ પારખી શકયો નહીં, તોપણ તેનાં કાકા **સલહાના**

અને દુર્ગાના પુજારી **ગોરખનાથ** હતા એવું એને નક્કી લાગ્યું. પાછા તે બે જણ મળ્યા અને વળી આટલી મોડી રાત્રીએ ! પણ તેથી વધારે વિસ્મય પમાડે એવી વાત તો એ હતી કે તે બે જણાની આ વખતની રીતભાત સવારના કરતાં તદ્દન જુદીજ હતી. તેઓમાં જે પ્રૌઢતા—ગંભીરતા પહેલાં દેખાયલી તેનું આ વેળા કંઇપણ ચિહ્ન જણાતું નહોતું. વળી કોઈ વાર કિલ્લા તરફ અને કોઈ વાર ટેકરી તરફ આમતેમ ફરતા તેઓ એકાગ્રચિત્તથી જે વાતચિત કરતા હતા તેના જુસ્સામાં એક કરતાં એક વધારે હાવભાવ કરતો. આ પ્રમાણે કેટલીક વાર ચાલ્યું, એવામાં અચાનક કેટલીક બીજી આકૃતિઓ નજરે પડવાથી તેમને પોતાની વાતમાં વિઘ્ન પડ્યું. તે આકૃતિઓ એક પછી એક બહારની દિવાલ ઉપર થઈ ચાલી અને ગળામાં નાખેલો સફેત દોરો જે તેમની ચામડીના કાળા રંગને લીધે સેહેજ અંધારૂં છતાં દેખાતો હતો તે શિવાય તેમનાં કૃશ થયેલાં આખાં શરીર તદ્દન દિગમ્બર જેવાં હતાં તેઓ **સિદ્ધ** ઉભો હતો ત્યાંથી ન જણાય એવે માર્ગે મેહેલમાં દાખલ થવાને પગથિયે ચઢ્યા, ને તુરતજ **સલહાના** અદૃશ્ય થયો. તે **ગોરખનાથે** તરત પ્રૌઢતા ધારણ કરી તથા જમણે હાથે ટેકરીપર આવેલું એક દેહેરૂં બતાવી તે ટોળીનું ઉપરીપણું લીધું. પછી ખડકોના નીચલા ભાગપર આવેલા ઘાડા જંગલ તરફ જવાને રસ્તે દિવાલની બાજુએ બાજુએ તેમને દોરવી લઇ ગયો. તેની પછવાડે તે મૂર્તિઓની એક મોટી હારની હાર ચાલી અને તે એટલી લાંબી હતી કે તેમાંની છેલ્લી મૂર્ત્તિ જંગલમાં દાખલ થઈ ત્યાર પહેલાં ક્યારનો **સિદ્ધ** તેમને ગણતો થાકી ગયો હતો.

પોતે દૃઢ મનનો હોવા છતાં આ વિચિત્ર મૂર્ત્તિઓને જોવાથી **સિદ્ધને** સહજ કંપારી છુટી તથા જે દેવીની પૂજા **ગોરખનાથ** હંમેશાં કરતો અને જેને દેહેરે તે સઘળા જવા નિકળ્યા હતા તે દેવીના ઉપાસકોજ આ બધા હશે એવું એણે ધાર્યું. આ બનાવ જોઈ એના મનમાં અનેક તુરંગો ઉત્પન્ન થવા લાગ્યા. જે પંથ વિષે તેણે ઘણું ઘણું સાંભળ્યું હતું, પણ જે પંથ નિકંદન કરવામાં આવેલો અથવા જેનો નાશ થયેલો એ માનતો હતો તે પંથ હજી હૈયાત છે એ વાત શું ખરી એમ શંકા થઇ; એજ પંથ કે જે મનુષ્ય

સ્વરૂપના કળાય નહીં તેવા રાક્ષસોની ટોળી હતી, જેણે લાંબા વખત સુધી હિંદુસ્તાનનું ઘર ઘાલેલું તથા ત્રાસ વર્તાવેલો અને જે ધર્માંધપણાનું કોઈ વખત પણ ન જોયેલું એવું ભયંકર પરિણામ હતું. અને એનો કાકો, શેહેનશાહનો નોકર, આવી ટોળીના સરદાર સાથે સંબંધ રાખે એ શું સંભવતું છે? ખરેખર તે કંઈ માનવા જેવું નહોતું. પોતાના મૂર્ખાઈભરેલા તુરંગોને હસી કાઢી **સિદ્ધ** તે બારી આગળથી અંદર ગયો, અને પહેરેલાં કપડાં કાઢી નાખી તૈયાર કરેલા બિછાનામાં પડયો, પણ ઘણી વાર સુધી તો એને નિદ્રા આવીજ નહીં. કારણ કે **ઈરાવતી**, **સલહાના**, **ગોરખ** તથા તેના નગ્ન સ્થિતિમાં દેખાયલા શિષ્યોનાં કાળરૂપ સ્વરૂપો તેની વિચારરૂપી દૃષ્ટિ આગળથી દૂર થતાં નહોતાં. તે નિદ્રાવશ થયો ત્યાર પહેલાં તેણે નિશ્ચય કીધો કે તે દિવસે એણે જે જોયું તથા સાંભળ્યું તે વિષે કંઈ પણ **કુલુક**ને જણાવવું નહીં. એને તો સ્પષ્ટ જણાયું કે એનો કાકો કંઈ ખાનગી મસલતમાં સામેલ થયો છે, તોપણ રાજનીતિવેત્તાઓમાં એ કંઈ મનુષ્યધર્મ વિરૂદ્ધ નહોતું; અને અગરજો એવી મરમની વાતની શેહેનશાહને ખબર પડે તો **સલહાના** તથા તેના પાસેના સગાઓને હાનિ પહોંચે, તો પણ તેમાં કોઇ રીતનો અપરાધ હતો એવો વહેમ લાવવાને **સિદ્ધ**ને કંઈ કારણ નહોતું. વળી પોતાના ઉપર વિશ્વાસ રાખી એના કાકાએ જે વાત જણાવેલી અને તદન અકસ્માત્ બનાવથી જે વાતની એને ખબર મળી તે વાતો બહાર પાડવામાં પોતે પ્રમાણિક કહેવાશે નહીં, અને **કુલુક** પોતેજ આવી રીતની વર્તણુક નાપસંદ કીધા વગર રહે નહીં, એવું એને લાગ્યું.

---

# પ્રકરણ ૩ જું.

## અકબરની રાજધાની.

દુંદુભી તથા રણશિંગડાનો આનન્દ આપતો અવાજ સાંભળી **સિદ્ધરામ** સવારની ભરનિદ્રામાંથી જાગી ઉઠયો, અને બિછાનામાંથી નિકળી બારીની બહાર જોય છે તો તે કિલ્લાના મોટા ચોગાનમાં ઘણાક ઘોડેસ્વારો નજરે પડ્યા. તેમાંના અર્ધાક ઘોડા ઉપરથી જીન ઉતારી લેવામાં રોકાયા હતા અને બાકીના ઘોડા ઉપર બેસતા તથા હરોલમાં ગોઠવાઇ જતા હતા. તેમની સાથે આવેલા સિપાઇઓનો વારો બદલાવવાને માટે, આ ઘોડેસ્વારો, જેની સાથેસાથે આપણા મુસાફરો પ્રવાસ કરવાના હતા, તેઓ આગ્રા તરફ કુચ કરવાને તૈયાર થઈ રહ્યા હતા. ઘોડેસ્વારની મંડળીમાં પોતાનો સફેત ઘોડો લઇને ઉભેલા પોતાના નોકરને **સિદ્ધે** જોયો. મુસાફરીને માટે તે થોડીક ક્ષણમાં તૈયાર થઈ સ્વાર થયો એટલામાં **કુલુક** અને **મુબા** ત્યાં આવી પહોંચ્યા. પણ તે દરમ્યાન, પાયગાની સ્વારી ચાલવા માંડી ત્યાર પહેલાં, કિલ્લાના બુરજના ખુણા આગળ થઇ જે ઝરૂખા તરફ આગલે દિવસે ઘણી વાર સુધી તેણે વ્યર્થ નજર કર્યા કરી હતી તે ઝરૂખાની પાસે આવવાની તેને તક મળી. આ ફેરા તેની મહેનત વ્યર્થ ગઇ નહીં. કારણ ઝરૂખાની આગળ પાછળ આવી રહેલા વેલા તથા છોડવાઓની વચ્ચે એક ઘણીજ જાણીતી આકૃતિ **ઇશિવતી**, સફેત ચાંદની જેવા પોશાકમાં તેની દૃષ્ટિએ પડી. મંદ મંદ વાયુની લેહેરમાં તેણે **સિદ્ધને** આવતો જોઇ એક રૂમાલ આમતેમ હલાવ્યો; અને તે વધારે પાસે આવ્યો કે તેણે તે રૂમાલ ધીમેથી સરતો મુકયો, કે તરતજ **સિદ્ધે** પોતાનો ઘોડો ફેરવી પોતાના ભાલાની અણી ઉપર તે લઇ લીધો. કાશ્મીરની બનાવટનું ઝગઝગતા રંગનું બુટ્ટેદાર તે કપડું હતું. તે રૂમાલ કરોળિયાના પડ જેવો ઝીણો હતો અને તેથી આખી દુનિયાના બધા વણકરો તેવું કપડું વણવામાં હાર ખાઇ જાય એમાં શક લાગતો નહોતો. તે પાઘડીના આકારમાં માથે બાંધી શકાય તેવું હતું ને વળી એટલું બારિક હતું કે હાથની વીટીમાંથી તે સરકાવી શકાય. તેમના છુટા પડવાના વખતની આ બક્ષીસ, જે **સિદ્ધ** ઘણી અમૂલ્ય ગણતો હતો, તેને

ત્વરાથી છાતી સાથે ચાંપી, અને ત્યાર પછી પોતાની તલવારની મૂઠ સાથે તે રૂમાલ બાંધ્યો–વળી તે હલાવી ઈરાવતીને છેલ્લી સલામ કરી, થોડીક છલંગ મારતો કે પોતાના મુસાફરીના સાથીઓને તે જઈ મળ્યો. સલહાન પોતાના પરોણાઓને થોડે સુધી વળાવવાને ગયો અને થોડા દિવસ પછી હું આગ્રે આવનાર છું તેથી ત્યાં ફરીથી મેળાપ થશે એવું પોતાના ભતરીજાને કહી તેમની રજા લઈ તે પાછો ફર્યો. પછી પેલા ઘોડેસ્વારની ટુકડીના ઉપરી અધિકારીની સાથે આપણા આ મુસાફરો પોતાને રસ્તે પડ્યા.

તેમને પ્રવાસમાં એક કરતાં વધારે દિવસ થયા. તેઓ જમના નદીને કાંઠે કાંઠે અથવા કિનારાની પાસેથી ચાલ્યા જતા હતા. મુસાફરોને ઘણાંક રેતીનાં મેદાન વટાવવાં પડ્યાં કે જ્યાં આગળથી અગરજો કેટલીક વાર લીલોતરીથી છવાયલી રમણીય ટેકરીઓ તેઓની નજરે પડતી, તોપણ ઝાડો કરતાં પત્થર ત્યાં વધારે જણાતા હતા. આખરે આગ્રાથી થોડેક દૂર તેમના છેલ્લા મુકામની જગ્યાએ તેઓ સાંજના પહોંચ્યા, અને બીજે દિવસે સવારમાં ઘોડેસ્વાર થઇ સેહેજ વારમાં તે શેહેનશાહના શેહેર નજદીક આવી પહોંચ્યા. તે શેહેરનો દેખાવ જોતાં વારને તેમની મુસાફરીનો થાક ક્ષણમાં ઉતરી ગયો.

નદીને સામે કિનારે અર્ધવર્તુલ આકારમાં બગીચા તથા કોટની વચ્ચે મહાલયો તથા મસીદોની હારની હાર આવી રહી હતી; આનેજ લીધે આ વખતે તથા પછી લાંબી મુદત સુધી આખી દુનિયાનાં બધાં શેહેરો કરતાં આગ્રા ઘણાજ સુંદર તથા ભવ્ય શેહેર તરિકે પ્રખ્યાત થયું હતું. મધ્યમાં શેહેનશાહનો મેહેલ જાણે કે બીજો હરીફ તે ખમી શકતો ન હોય તેમ બધા મેહેલ કરતાં ઘણોજ ઉંચો આવી રહ્યા હતો. આ મધ્યમાં આવેલું મકાન તેના સારી રીતે ઘસેલા રાતા પત્થરના સુંદર સાંધાને લીધે સૂર્યના પ્રકાશમાં ચલકતા પત્થરની ખાણમાંથી કોરી કાઢેલું હોયની શું તેવું લાગતું હતું. તેની આસપાસ બધી બાજુએ નાના એશઆરામ લેવાના બંગલા તથા અસંખ્ય ઝાડો આવી રહ્યાં હતાં. આ મકાનના અતિ મોટાપણાને લીધે, તેમાં આવેલા અગણિત ઘુમટો તથા નાના મિનારાને લીધે અને આકાશ સ્વચ્છ હોવાથી દેખાતા તેઓના ઉપર કાઢેલા વિચિત્ર આકારોને લીધે, તે મકાન જોનાર તરતજ વિસ્મય તથા સાનન્દાશ્ચર્ય પામ્યા.

વગર રહે નહીં. આવા રાજમેહેલની આસપાસ મોટા દરબારીઓના, શ્રીમંત સરદારો તથા તાલેવંત શેહેરીઓના બંગલા તથા ઘુમટ અને મિનારાવાળી મસીદો નજરે પડતાં હતાં. વળી પાછલા વખતના સુધારાની ચઢતી સ્થિતિ યાદ કરાવે તેવાં થોડાંક દેવાલયો છુટાં છવાયાં આગળ પાછળ આવેલાં હતાં.

આ સુંદર દેખાવ એકાએક નજરે પડ્યાથી તે મુસાફરોએ ઘોડાની લગામ ખેચી અને આનન્દથી તે તરફ ટગર ટગર જોઇ રહ્યા. ઘણો પ્રતાપી જીતનાર અને પૂર્ણ વિચાર કરી સુધારો કરનાર એવા જે ફક્ત એકજ પુરૂષે ઉજ્જડ મેદાનમાંથી આ સઘળી શોભા તથા આટલી બધી લીલા જાણે કે જાદુથીજ સજીવન કીધી હતી, તે શેહેનશાહને ઘણાજ થોડા વખતમાં મળીશ તથા તેની સાથે કદાચ સેહેજસાજ રીતસરની પણ વાતચિત થશે તે ધારણાને લીધે **સિદ્ધના** મનમાં ઉત્કંઠાની લાગણી ઉભરાઇ આવી.

નદીની સામી બાજુએ પહોચ્યાં પછી તેમણે મુસાફરીના સાથી અમલદારની રજા લીધી અને પોતાના નોકર સાથે **કુલુકના** મિત્રે તેમને માટે ભાડે રાખેલા ઘર તરફ તેઓ વળ્યા. તે ઘર સાદી રીતે તો પણ સગવડ પડે તેવી રીતે અને રસિકતાથી શણગારેલું હતું. તેની આસપાસ આવેલા બાગ બગીચાના, તથા સવારના પોહોરના સૂર્યનાં કિરણોથી પ્રકાશતી નદીના, આનન્દદાયક દેખાવ ત્યાં માલમ પડતા હતા.

તે ઘરમાં જતાં **કુલુક** બોલ્યો–'આવો, બરોબર છે. આપણો સામાન લાદેલાં ઉંટો પણ આવી પહોંચેલાં જણાય છે. વાર ન લગાડતાં આપણે આપણાં લુગડાં બદલી સજ્જ થઇ તરતજ પ્રધાન **અબુલ ફ઼જલની** મુલાકાત લેવા જવું જોઇએ. ચાલો એક વાર સ્નાન કરી લઇએ, એટલામાં **વત્સ** બધાં પોટલાં છોડી આપણે માટે તૈયારી કરશે.'

અર્ધાક કલાકમાં મુલાકાતે જવા બન્ને તૈયાર થયા. **સિદ્ધરામે** ઘુંટણ સુધી પહોંચતો એક લપ્પાનો ડગલો પહેર્યો, ને તે ગળા આગળ જરાક ખુલ્લો હતો તેથી તેણે પહેરેલો મોતીનો કંઠો દેખાતો હતો. માથે એક પીછાવડે શોભીતી પાઘડી પહેરી હતી. **કુલુકે** પણ સુશોભિત પોશાક પહેર્યો હતો; અને અત્યાર સુધી જેટલી સાદાઈ તેના પોશાકમાં જણાતી

હતી તેના કરતાં આ વખતે ઓછી હતી. હથિયારમાં તેમણે એકેક તલવાર તથા કટાર રાખી હતી પણ ઉપયોગમાં લેવા કરતાં ભપકો બતાવવાના હેતુથી તે હથિયાર સાથે રાખવામાં આવ્યાં હતાં.

પ્રધાનનો મેહેલ કંઈ દૂર નહોતો. ત્યાં આવી તેના ચોગાનમાં દાખલ થયા અને ત્યાં ઉભેલા એક સિપાઇને પોતાનાં નામ જણાવ્યાં. તેમને નામથી ઓળખી તે સિપાઈ તેમને રસ્તો દેખાડી અંદરના એક દિવાનખાનામાં તેડી ગયો અને વઝીરની રાહ જોવા ત્યાં તેમને બેસાડયા—પણ તેમનામાં કેટલી સહનશિળતા હતી તેની કસોટી જોવાની તક મળી નહીં. જે દિવાનખાનામાં તેઓ બેઠા હતા તેની અને બીજા દિવાનખાનાઓની વચ્ચે મુકેલો પડદો થોડીક વારમાં ખસેડયો ને **અબુલ ફજલ** અંદર દાખલ થયો. તે મધ્યમ કદનો હતો, તેનું શરીર જરાક બાંધી દડીનું હતું અને તેની વય આસરે પચાસ વરસની હતી. લીલી બુટ્ટીવાળા રેશમી કાપડનો કિમતી ઝભ્ભો તેણે પહેર્યો હતો. તે દાઢી રાખતો નહોતો, અને તેના સ્વચ્છ ચેહેરા ઉપર અગરજો થાકનાં ચિહ્ન જણાતાં હતાં, તોપણ તેનામાં મર્દાઇનો જુસ્સો તથા મનની ખરી અને સખત દ્દઢતા છે તેવું જણાતું હતું. આવી સખત દ્દઢતા છતાં તેની કાળી આંખ ઉપરથી દયાનો ભાવ જણાતો હતો.

રિવાજ પ્રમાણે અરસપરસ સલામ અલેકુમ થઈ; ને તેમાં **કુલુક** તથા **સિદ્ધ**ની સલામ ઘણીજ નમ્રતાપૂર્વક હતી. પછી **અબુલ ફઝલ** બોલ્યો– 'આટલા જલદીથી તમને અહીં આવેલા જોઈ હું ઘણોજ ખુશી થાઉં છું. બુદ્ધિમંત **કુલુક**, આપણો જુવાન મિત્ર શેહેનશાહની નોકરીમાં દાખલ થવાને કોઈ પણ રીતનો વિલંબ લગાડી પાછળ પડતો જણાતો નથી; ને તે માટે તમે એને ઉત્તેજન આપેલું તેથી મારા ધારવા પ્રમાણે તમારો ઉપકાર માનવો જોઇએ.'

**કુલુક**–' આપની તથા શેહેનશાહની મહેરબાનીથી જે જગ્યાએ એને નિમવામાં આવેલો છે તે નોકરીપર દાખલ થવાને જરૂર કરતાં એ વધારે વિલંબ કરત તો તે ખરેખર નોકરીની શરૂઆતમાં સારૂં કહેવાત નહીં.'

**અબુલ ફઝલ** –' કશી મહેરબાની નહીં, મારા મિત્ર, પણ એની ચુંટણી ડાહાપણ ભરેલી નિવડશે એવી હું આશા રાખું છું. સઘળી નિમણુકો અમારા પોતાના સરદારોને આપવાની અમે જરૂર ધારતા નથી, પણ અમારી સાથે સંબંધ રાખનાર દેશીના સરદાર લોકોને ઇનામ તરીકે કેટલીક નિમણુકોપર રાખીએ છીએ. તમે જાણો છો કે પોતાના દેશીભાઇઓ શિવાયના બીજા માણસોને સેનાપતિ તરિકે નિમવાથી આપણા રજપૂતો નાખુશ થાય છે. વળી મારો વૃદ્ધ અને કસાયલો મિત્ર જે જગ્યા ઉપર પોતાના પુત્રને નિમાયલો જોવાને ખુશી હતો તે જગ્યાએ તેને બોલાવવાથી મને જેટલો આનન્દ થાય છે તેટલો બીજી વાતથી થતો નથી.'

**સિદ્ધરામ**–' તેમ છતાં પણ, ખુદાવંદ, હું તો તે મહેરબાની દાખલ ધારૂં છું, અને તેટલા માટે મારા તીર્થસ્વરૂપ પિતાજી તરફથી તથા મારી તરફથી આપનો ઉપકાર દર્શાવવા રજા લઉં છું. આપની કૃપાનો પાત્ર થવામાં હું કંઈ બાકી રાખીશ નહીં.'

**અબુલ ફઝલ**–( ગંભીરતાથી ) ' વિશેષે કરીને નિમકહલાલ રહેજો. કદાચ આ બોધ તમને નિરૂપયોગી લાગશે; પણ તમે અહીં વધારે રહેશો એટલે તમને માલમ પડશે કે દરેક જગ્યાએ કાવતરાં ચાલે છે, અને ઘણાજ સારા માણસો પણ આડે રસ્તે દોરવાય છે તથા નિમકહરામ થાય છે. આવતી કાલે તમારો ઉપરી સેનાપતિ તમારી નોકરીના સંબંધનો જરૂરનો હુકમ તમને આપશે અને તમારા રજપૂતો સાથે સાવચેતીથી વર્તવા બાબત તમને ચેતવણી આપશે. કારણ તમે જાણો છો કે તેમાંના ઘણાઓ અગરજો હલકા દરજ્જા ઉપર છે તોપણ તેઓ તમારા જેવા કુલીન છે, અને તેથી તેઓ જાણે સાધારણ સિપાઈ હોય તે પ્રમાણે તેમની સાથે વર્તવાનું નથી. હવે તમારા અહીં આવ્યા પછી તમે શેહેરમાં ઘણું થોડુંજ જોયું હશે, તેથી બેશક વધારે જોવાની તમારી ઇચ્છા હશે. માટે તમને હું ખોટી કરતો નથી; પણ જરા થોભો;' **સિદ્ધ** ત્યાંથી રજા લેવા ઉભો થયો ત્યારે દિવાન સાહેબ બોલ્યાઃ ' તમારી જોડે એક ભોમિયો હશે તો તમને ઠીક પડશે, અને એક સારા ભોમિયાને હું તમારી સાથે મોકલી શકીશ. '

એમ કહી હાથની તાળી પાડતાની સાથે જે નોકર ત્યાં હાજર થયો તેને પુછ્યું; ' મારો ભતરીજો **પરવીઝ** ઘરમાં છે ?

**નોકરે** જવાબ વાળ્યો–' મે હમણાજ એમને બહારના ચોગાનમાં જોયા હતા. '

**અબુલ ફૅઝલ**–' એને કહો કે મારે એને મળવું છે. '

થોડીક પળમાં **સિદ્ધની** ઉમ્મરનો એક જુવાન પુરૂષ ત્યાં આવ્યો. તેનો પોશાક ઘણો કિમતી હતો, તથા મોતીનાં અને રત્નનાં ઘરેણાં તેણે ઘાલ્યાં હતાં. એનો ચેહેરો સામાને ખુશી કરે તેવો હતો, પણ કાળી મૂછ હોવા છતાં કંઇક નામર્દ લાગતો હતો.

**અબુલ ફૅઝલ**–'**પરવીઝ**, કાશ્મીરના આપણા જે બે મિત્રના આવવા બાબત મે તને કહ્યું હતું, તેઓ આ અહીં આવ્યા છે. આશા છે કે થોડા વખતમાં કુલીન **સિદ્ધને** તું તારા મિત્ર તરિકે ગણશે. તેઓ આ શેહેરમાં પહેલ વહેલાજ આવે છે માટે એમને શેહેર બતાવવાને તું એમની સાથે જઇશ?'

મિત્રાચારીના ભાવથી **સિદ્ધને** સલામ કરી **પરવીઝે** જવાબ વાળ્યો, ' ઘણી ખુશીની સાથે કાકાજી. તેમાં મને જેટલો આનન્દ થશે તેટલું માન છે. '

**અબુલ ફૅઝલ**–' ત્યારે તમે જાઓ, અને કાશ્મીરના સમાચાર કહેવાને માટે **કુલુક** મારી પાસે કદાચ થોડીક વાર બેસશે. પણ સદ્‌ગૃહસ્થો, ' તે બ્રાહ્મણ કરતાં **સિદ્ધને** અવશ્યે કરીને કહ્યું, 'આજેજ મારા ભાઈ **ફૈઝીને** મળવાનું ભુલતા નહીં. કારણ કે તમે મારી પાસે પહેલા આવ્યા તે માટે તેમને અદેખાઇ નહીં આવશે તોપણ આવતી કાલ સુધી તેમને મળવાનું મુલતવી રાખશો તો તેમના મનને ખોટું લાગ્યા વગર રહેશે નહીં.' એટલું બોલી મિત્રભાવથી તેમને છેલ્લી સલામ કરી કે તે બન્ને જુવાન પુરૂષ તે મેહેલમાંથી જોડે બહાર નિકળ્યા.

**પરવીઝ**–'ચાલો, સારે નસીબે હમણા એટલો બધો તાપ નથી; અને તેથી આટલી લાંબી મુસાફરી કીધા પછી તમને આ ચાલવું ભારે ન પડે તો, આગ્રા શેહેર જોવા આવનાર લોકોને જે મોટામાં મોટો અદ્‌ભુત દેખાવ લાગે છે તે–શેહેનશાહનો મેહેલ–આપણે પહેલા જોવા જોઈએ.'

પોતાના નવા મિત્ર સાથે તરતજ ભળ ભાંગી નાખીને **સિદ્ધ** બોલ્યો:-
'અહો, જેમ ટાઢની તેમ તાપની હું ઘણી થોડી દરકાર રાખું છું. અમારા પર્વતોમાં અમે એ ઘણાં સહન કીધાં છે; અને થાકનો તો અમારા મનમાં વિચાર પણ આવતો નથી. પણ તમે પહેલાં જે ઘણીએ વાર જોયું હશે તે મને બતાવવાને તમને તસ્દી પડે છે તે માટે હું દિલગીર છું.'

**પરવીઝ**-( મજાકમાં ) 'તમે જે જંગલી પર્વતો તથા મેદાનમાંથી આવો છો તેમની માફક હવાને માટે હું તદન બેપરવા નથી, તોપણુ હું થોડેઘણે દૂર સુધી ચાલી શકીશ અને જો તાપ હોય તોપણુ આપની સોબતના આનન્દને લીધે સઘળી અડચણો ભુલી જવાશે.'

થોડા વખતમાં તેઓ એક બીજા સાથે વધારે હળી ગયા અને એક બીજાનાં જુદાં જુદાં કામ તથા સ્થિતિની ખુલ્લા દીલથી તેઓએ વાતો કીધી. ઘણી વાતો થઈ તેમાં **પરવીઝે સિદ્ધને** જણાવ્યું કે મને લશ્કરી ખાતાનો શોખ નથી, તથા મારા કાકાએ તે ખાતા માટે મને નાલાયક ધાર્યો છે, અને તેટલા માટેજ મને મુલકીખાતામાં નાખવાનું તેમણે ઠરાવ્યું છે. આ પ્રમાણે વાતો કરતાં કરતાં તેઓ એક સુંદર પહોળો માર્ગ જ્યાંથી રાજમેહેલમાં જવાનો એક રસ્તો હતો, ત્યાં આગળ આવી પહોંચ્યા. આ માર્ગને નાકે એક વિજયકમાનવાળો દરવાજો હતો. તે દરવાજામાં થઈને તેઓ કેળની છાયાવાળા એક મોટા મેદાનમાં આવ્યા. આ જગ્યા આગળ, ત્યાં પડતા બીજા તેટલાજ પહોળા છ રસ્તાના તેવીજ કમાનવાળા દરવાજા હતા. મધ્યમાં પત્થરનો એક ગંજાવર હાથી ઉભો કીધો હતો ને તેની સુંઢમાંથી ફુવારાની માફક પાણી ઉડયા કરતું હતું. તે જગ્યાની ત્રણુ બાજુ આરસની સ્તંભાવલિથી બંધ થઈ ગઇ હતી. અને તેની પાછળ તે મેહેલના જુદા જુદા માળ નજરે પડતા હતા. અગર જો નદી ઉપરથી જણાતો હતો તેવો આ દેખાવ મનોહર તથા અચરતી પમાડે તેવો નહોતો, તોપણુ તે મેહેલનો અસાધારણુ વિસ્તાર અને તેના કિલ્લા તથા આસપાસનાં મકાનો આ જગ્યાએથી વધારે સ્પષ્ટ રીતે માલમ પડતાં હતાં.

'તમે સમજ્યા હશો,' **પરવીઝ** બોલ્યો, 'કે જે આપણી નજરે પડે છે તે સઘળું એકી વખતે જોવું અસંભવિત છે. અગરજો આપણે થાકની દરકાર ન રાખીએ તોપણ આપણને જોવાને તેટલો વખત આજે મળનાર નથી. પણ આસપાસ નજર ફેરવી જુઓ કે તે ઉપરથી આખા મકાનની કલ્પના તમારા મનમાં આવશે અને પછી રહેતાં રહેતાં તમે એ બધાથી વાકેફગાર થશો.'

એક ઓટલા ઉપર ચઢી **પરવીઝે** ત્યાં ઉભેલા ચોકીદારને તેમના ત્યાં આવવાનું કારણ જણાવ્યું; તે ઉપરથી તેણે એક ચાકરને તરતજ બોલાવ્યો અને મેહેલ જોવા સારૂ તેમની પદવીના આવનારને જે ઓરડાઓમાં જવાની છુટ હતી તે ઓરડાઓમાં તેમને લઈ જવાનું કહ્યું. તેની પાછળ પાછળ મોટા ઓરડાઓની હારમાં થઇ તેઓ અગાડી ચાલ્યા. દરેક પાછળ જોયેલા ઓરડા કરતાં અગાડીના દરેક ઓરડામાં વધારે શોભા જણાતી. તે બધા ઓરડાઓ એકજ " પ્રાચીન " ઢબના બાંધેલા હતા, અને ફુવારા તથા ભાતભાતનાં ફુલો સહિત બાગોના આનન્દદાયક દેખાવ તેની આસપાસ આવી રહેલા હતા. એક તરફ આરસની દિવાલો આવી રહેલી ને તેમાં જડાવ કામ તરીકે પત્થરનાં સુંદર ફુલો જડી દીધાં હતાં; બીજી તરફ દરેક ખુણામાં આવેલા નાના ફુવારાઓ હવાને શીતળ કરતા હતા ! દરેક જગ્યાએ સોનેરી અને રૂપેરી ભરતવાળા રેશમી ચક તથા પડદા દેખાતા હતા. વળી મોટા કિમતી ગાલીચા તથા સુંવાળા રેશમી તકિયા કેટલીક જગ્યાએ પડયા હતા.

**પરવીઝ**—'મેહેલની બીજી બાજુએ આ કરતાં પણ વધારે સુંદર વસ્તુઓ રાખેલી છે. પણ ત્યાં જનાનખાનાં હોવાને લીધે તે બતાવવામાં આવતાં નથી. ત્યાં બધું તૈયાર થઈ રહ્યું અને કોઈ આવીને રહ્યું ત્યાર પહેલાં મેં એક બે ઓરડાઓ જોયા હતા.' 'મોટો દરબાર ભરવાનો ઓરડો હાલ ખુલ્લો છે કે ?' તે ચાકર તરફ ફરીને પુછ્યું.

ચાકરે જવાબ આપ્યો, 'ના ખુદાવંદ, પણ થોડા વખતમાં તે ખુલ્લો મુકવામાં આવનાર છે.'

**પરવીઝ**—'તેની કંઇ હરકત નહીં—થોડા વખતમાં એક જાહેર દરબાર ભરાવાનો છે તે સમયે આપણે તે જોઈશું, અને શેહેનશાહના બધા ઓરડાઓની હકીકત થોડા કાળમાં તમે સારી રીતે જાણી જશો.'

ત્યાર પછી તેઓ સંખ્યાબંધ નોકરો અને સિપાઇઓ ઉભેલા તેવા ઉંચા પહોળા ઝરૂખાઓમાં થઈ ચાલ્યા. ત્યાંથી હવા ખાવાને તથા આરામ લેવાને બેસવાના ચોગાનમાં બહાર ગયા, અને તેટલામાં વચ્ચે આવેલાં જુદાં જુદાં દિવાનખાનાં તથા મકાનો તે **સિદ્ધને** બતાવતો હતો, તથા તે સઘળાં શા શા ઉપયોગમાં લેવાતાં હતાં તે પણ કહેતો હતો. એક બાજુએ શેહેનશાહી પુસ્તકાલય હતું જેમાં અનેક સુશોભિત પૂઠાંવાળા હસ્તલેખો રાખવામાં આવ્યા હતા. બીજી બાજુએ સોની તથા ઝવેરીઓને કામ કરવાના ઓરડા હતા. વળી ત્યાં અત્તર કાઢવાનાં કારખાનાં, કોઠાર અને રસોડાં હતાં. તે ઉપરાંત તે કિલ્લાનું તોપખાનું તથા શેહેનશાહના ઉપયોગ માટે રાખેલા ઘોડા, હાથી, અને ઊંટોના તબેલાઓ ત્યાં હતા.

અત્યાર સુધી **સિદ્ધના** મનમાં એમ હતું કે રાજમેહેલો તેણે સારી રીતે જોયેલા છે. પણ આ બધું જોઈને એની તો ખાતરી થઈ ગઈ કે આટલા વખત સુધી એણે રાજમેહેલ કદી જોયોજ નહોતો. તબેલાઓનો વિસ્તાર જોઈને એ તો દંગજ થઈ ગયો. કારણ કે જે ચોગાનની આજુબાજુએ તે બાંધેલા હતા ત્યાં તેનું એક ગામ વસેલું હોય તેવું જણાતું હતું.

**સિદ્ધ**-(આશ્ચર્યતાથી) 'કેટલાં બધાં ઉમદાં પ્રાણીઓ અહીં રાખ્યાં હશે !'

**પરવીઝ**—'હા, અહીં ઓછામાં ઓછા સો હાથીઓ છે અને બીજી જગ્યાઓમાં શેહેનશાહને માટે કેટલા રાખેલા છે તે હું બરોબર જાણતો નથી; પણ સાંભળવા પ્રમાણે એટલાજ બીજા હાથીઓ બીજી જગ્યાએ છે અને ઘોડા તથા ચિત્તાની પણ તેટલીજ સંખ્યા છે.'

**સિદ્ધ**-'પણ ગમે તે માણસ, પછી તે પ્રતાપી **જલાલુદ્દીન** હોય, તોપણ આટલા બધા, જોઈએ તે કરતાં અતિ વધારે પ્રાણીઓ રાખીને શું કરે છે ?'

**પરવીઝ**–'પોતાને માટે તો ઘણું નહીં, અને તમે ધારતા હશો તે કરતાં પણ તે **ઘણું** ઓછું માન ધરાવે છે. એમના પિતા દેશનિકાળ થયા હતા તે વખતે જંગલમાં એ જન્મેલા અને સ્વારીના મુકામમાં ઉછરેલા તેથી આટલો બધો વૈભવ રાખવો એમને પસંદ નથી; પણ મારા ધારવા પ્રમાણે એમની ખાતરી થઈ છે કે આ ભાગના દેશોમાં અને જે લોકો ઉપર તે અમલ ચલાવે છે તેમનામાં એના જેવા એક રાજાને એક સરસ લશ્કર તથા અનુભવી રાજ્યનીતિવેત્તા રાખવાની જેટલી જરૂર છે તેટલીજ જરૂર અસરકારક દમામ રાખવાની છે. એક શેહેનશાહ જેમ બહારનો વધારે ભપકો રાખે છે તેમ તેને વધારે માન આપવાની આપણને બધાને–ઇરાની, મોગલ, આરબો તથા હિંદુઓ—તમારા લોકોને તથા અમારા લોકોને ટેવ પડેલી છે; પણ તમારે એમ ન ધારવું કે આ બધો ભપકો છે તેમ ઘણું ઉડાઉપણું છે. એથી ઉલટી રીતે, હું ખાતરીથી કહું છું કે, કંઇપણ ચીજ ખોવાતી નથી તથા કઇપણ બગાડ થતો નથી. વળી આ રાજ્યનાં જુદાં જુદાં ખાતાઓમાં છે, તે પ્રમાણે આ સરકારવાડાના હલકામાં હલકા કામ સારૂ પણ સખત હુકમો કાઢેલા છે; તે રીતિ મોટા મોગલના રાજ્યના દરેક ભાગમાં ડાહાપણ ભરેલો રાજ્યકારભાર કેવો જોઈએ તેના દાખલા તરિકે કદાચ લઈ શકાય તેમ છે. શેહેનશાહના કાયદા તથા રાજ્ય વિષેના પોતાના મોટા ગ્રન્થમાં આ બધાનું આબેહૂબ વર્ણન આપવામાં મારા કાકા **અબુલ ફઝલ** રોકાયલા છે અને તેમાં કોઈ કોઇ વાર મને મદદ કરવા દે છે. પણ કેટલીક બાબતોમાં–અવશ્ય કરીને જે માણસો દુ:ખમાં તથા વિપત્તિમાં આવી પડે છે અને જે લોકો તેની સખાવતપર દાવો કરી શકે છે તેમને સહાય કરવામાં **જલાલુદ્દીન** ઉડાઉ છે એમ કહીએ તો ચાલે. વળી વિદ્યાવૃદ્ધિ તથા હુન્નરકળાને ઉત્તજન આપવામાં તે પાછો પડતો નથી; અને તે એટલે સુધી કે, તેને હદની અંદર રાખવા માટે તેના ખજાનચીને ઘણી મહેનત પડે છે. પણ હવે,' થોડીવાર ચુપ રહીને ફરી બોલ્યો, 'પાછા ફરવું જોઈએ. સૂર્ય તપવા માંડયો છે, ને હું કબૂલ કરૂં છું કે મને થોડો થાક પણ લાગ્યો છે. હવે વધારે અહીં આપણે રખડીશું તો આ એકાદ બેઠક ઉપર આરામ લેવાની તથા સાંજની ઠંડી લેહેર નિકળે ત્યાંસુધી રાહ જોવાની મને ઇચ્છા થઈ આવશે, પણ એમ કરતાં આપણે ભૂખે ઠોકાઈશું.'

**સિદ્ધે** જવાબ વાળ્યો, 'તેટલા માટે આપણે પાછા ફરીએ ત્યારે, અને આપે આટલી બધી તસ્દી લીધી છે તે માટે હું અંતઃકરણથી આપનો ઉપકાર માનું છું.'

બાગ તથા તે મકાનની બીજી બાજુએ આવેલી ગલીકુંચીએ થઈ **પરવીઝ** પોતાના મિત્રને તેને ઉતારે લઈ ગયો, ને ત્યાં તેમની રજા લેતાં બોલ્યો, 'કદાચ આવતી કાલે તમારી નિમણુકના સંબંધમાં તમે રોકાયલા રહેશો, તેથી આ શેહેરનો વિશેષ ભાગ જોવાની તમને ફુરસદ મળશે નહીં. પણ પરમ દિવસે અથવા ત્યારપછી, તમારી સાથે મારે આવવાની જરૂર હોય તો મને ખબર આપશો કે હું તમારી પાસે હાજર થઇશ.'

તે બે ઘડીભરના મિત્રો એક બીજાની રજા લઇ છુટા પડયા કે તરત **સિદ્ધ** એક શીતળ ઓરડામાં બપોરની વખતે, ઘણી ખુશીની સાથે, આરામ લેવાને ગયો.

સાંજ પડી કે **સિદ્ધ** પોતાના વૃદ્ધ મિત્ર સાથે પ્રધાનના ભાઇ **ફૈઝીને** ઘેર જવાને નિકળ્યો. **અબુલ ફૂજલ**ના નાના ભાઈનો વાસ એક સારી સગવડવાળા તથા સારી રીતે બહારથી શણગારેલા બંગલામાં હતો. તે બંગલાની આસપાસ ખિચોખિચ ઉગેલાં ઝાડો આવી રહ્યાં હતાં. તેમને તરતજ અંદર જવા દીધા ને થોડી વારમાં એક ચાકર આવ્યો તે તેમને **ફૈઝી**ના પોતાના ઓરડામાં તેડી ગયો. ત્યાં આગળ મકાનના ઘણા ભાગની આસપાસ આવેલા ઓટલાની પાસે, ભરજુવાનીમાં આવેલો તથા કાગળિયાથી ભરેલી ટેબલ ઉપર નમી જઈ એકચિત્તે કામ કરતો બેઠેલો એક પુરૂષ, તેમની નજરે પડયો. જમીન ઉપર પણ તેની આસપાસ બીજા ઘણાએ કાગળ છુટા છુટા પડેલા હતા. કંઈપણ બહારના વિવેક વગર તેની મુલાકાતે આવેલા ગૃહસ્થોને મળવાને તે ઉભો થયો અને સારી રીતનો આવકાર આપી ઓટલાના કઠેરા આગળ બિછાવેલી ગાદી ઉપર પોતાની સાથે બેસવાની તેમને નિશાનિ કીધી.

**ફૈઝી** અને તેના મોટા ભાઇ વચ્ચે તેમની પ્રકૃતિનો મોટો ફેર હતો. **ફૈઝી**નો ચેહેરો ખુશ રહેતો તથા તેનું મન નિખાલસ જણાતું હતું. દુનિયા-

દારીના અનુભવવાળા પુરૂષમાં હોય તેવા રાજદ્વારી રીતરિવાજ જાણવા સાથે તેની વર્તણુક વિચિત્ર રીતની સરળ હતી. વળી અગરજો યોદ્ધા તરિકે બહાદુર કામોમાં તે નિષ્ફળ થયો નહોતો અને એલચી તરિકે ઘણી ગુંચવણ ભરેલી તકરારોનું સમાધાન કરવામાં તેણે ઘણી મદદ કીધી હતી, તોપણ તેના શાન્ત ચેહેરા ઉપર યુદ્ધકળાના અનુભવી પુરૂષ કરતાં થંડા મિજાજના વિચાર કરનાર પુરૂષનાં લક્ષણ વિશેષ પ્રકાશિત થયેલાં હતાં.

એક ચાકરે અગાડી આવી દ્રાક્ષારસ તથા સાદાં ભોજનની વસ્તુઓ તેમની આગળ ધરી કે **ફૈઝી** બોલ્યો:–'મારી ખાતરી હતી, ગુણવાન **કુલુક,** કે સૂર્ય અસ્ત પામતાં પહેલાં મારા ભાઈને તથા મને મળીને, તથા તમારા જુવાન મિત્ર, જેમને થોડા વખતમાં મારા મિત્ર તરીકે ગણવાની આશા રાખું છું, તેમની ઓળખાણ કરાવીને અમને સંતોષ આપ્યા વગર રહેશો નહીં. અમારા આ નવા શેહેર માટે તમે શું ધારો છો?' **સિદ્ધને** પુછ્યું 'તમે શેહેરનો થોડો ઘણો ભાગ જોયો તો હશેજ.'

**સિદ્ધે** જવાબ વાળ્યો,–'નેકનામ સરદાર, આપના ભતરીજા **પરવીઝે** તસ્દી લઈ આજ સવારમાં રાજમેહેલનો થોડો ભાગ બતાવ્યો છે. પણ ખરૂં પુછાવો તો આજે તે વિષે હું વિચાર બાંધી શકતો નથી. હાલ તો આટલો બધો ભપકો તથા હુન્નરકળાના સુશોભિત કામોની રેલછેલ જોઈને હું આશ્ચર્યમાં ગરક થઈ ગયો છું. અહીં આગ્રામાં આવ્યા પહેલાં મેં મોટી મોટી કલ્પનાઓ કરી હતી, પણ આબેહૂબ વસ્તુઓ જોઇને મારી કલ્પના તો ક્યાંની ક્યાં રહી ગઈ.'

**ફૈઝીએ** પ્રેમથી કહ્યું, 'તમારૂં કહેવું યથાર્થ છે એમ હું ધારૂં છું. દરેક જણ અહીં પહેલવહેલો આવે છે કે તેને એ પ્રમાણે થાય છે. શેહેનશાહ **જલાલુદ્દીન**ના મેહેલ વિષે પહેલાં કોઈએ ગમે તેટલું વાંચ્યું હોય કે ગમે તેટલું તેનું વર્ણન સાંભળ્યું હોય તોપણ જાતોજાત જોયાથી તે એકદમ આશ્ચર્ય પામી સ્તબ્ધ થઈ જાય છે. પણ **કુલુક,** ઉત્તરમાં કેવા કારભાર ચાલે છે તે મને કહો; તમારા કાશ્મીર દેશના સમાચાર સાંભળવા હું આતુર છું.'

**કુલુકે** ખુશીની સાથે કાશ્મીરના સાધારણ સમાચાર કહ્યા, ને ત્યાં જે પક્ષો બધાવા માંડયા હતા તથા ફાટફુટ શરુ થઈ હતી તે વિષે તે વખત કંઈ બોલ્યો નહીં. થોડી વારમાં **સિદ્ધ** પણ તે વાતચિતમાં આનન્દની સાથે સામેલ થયો. મોટો શેહેનશાહ **જલાલુદ્દીન**, જે બીજો કોઇ નહીં પણ બહાદુર **અકબર** હતો, તેના મિત્ર તથા સલાહકાર, પ્રખ્યાત **ફૈઝી**, જેની વિદ્વત્તા તથા જેના જ્ઞાન માટે તેણે ઘણું ઘણું સાંભળ્યું હતું, તેની સાથે વાત કરતાં જેટલી જલદીથી **સિદ્ધની** ભળ ભાંગી ગઈ તેટલી બીજા કોઇ નવા પુરૂષ સાથે કદી ભાંગી નહોતી. તે વખતમાં ચાલતા બનાવોની વાતો કરતાં કરતાં તેઓ જુદા જુદા વિષયો ઉપર ઉતરી પડયા અને ખાસ કરીને ભાષાજ્ઞાન સબંધી તેઓએ સારી ચર્ચા ચલાવી.

**સિદ્ધ** તરફ ફરીને **ફૈઝી** બોલ્યો,-'તમે અમારા મેહેલોનાં વખાણ કરો છો અને તમે ધારેલું તે કરતાં તે ઘણે દરજ્જે સારા છે એવું તમે જણાવો છો. પણ તમારી સરલ અને પવિત્ર સંસ્કૃત ભાષાના ગ્રન્થો મેં જોવા માંડયા તે વખતે મને તેથી તદન ઉલટોજ અનુભવ થયો હતો. અમારા ધર્મવાળા કંઈ ઘણા વિદ્વાન નહોતા. અમારા મુલ્લાંઓ મને છાતી ઠોકીને કહેતા કે સંસ્કૃત ગ્રન્થોમાં ભેળસેળ કીધેલી રસવગરની કંટાળો આપે તેવી વાતો શિવાય કંઇ બીજું નથી; વળી તે વાતો આપણા સુધારાને હાનિ પહોંચાડે તથા અલ્લા અને તેના પેગંબર તરફ આપણા આકીનને ધોકો પહોંચાડે તેવી છે એવું જણાવતા હતા. આ છેલ્લા કહેલા દોષારોપ માટે હું કંઈ બોલતો નથી-પણ જ્ઞાન તથા રસજ્ઞતાના સુધારા માટે અમારા મુસલમાની ગ્રન્થો કરતાં તમારા કવિઓ તથા વિચાર કરનારા પુરૂષો તરફથી ઘણી વધારે મદદ મળે છે. તમારી વીરરસની કવિતાઓ કેટલી બધી અસરકારક છે! તમારા કવિઓનાં મનોવિકારનાં ચિત્રદર્શક કાવ્યોમાં કેટલી ખુબીઓ સમાયલી છે! તેમની લાગણી કેવી ઉમદા તથા ઉંચા પ્રકારની છે અને તે સાથે વળી તેમાં કેટલો બધો શુદ્ધ ભાવ અને દયાભાવ જણાય છે! અરે તમારા અસલના તત્વજ્ઞાનીઓના વિચાર કેટલા દૂરદર્શી તથા કેવા ઉંડા હતા! પણ આ બધી બાબત તમને યાદ કરાવવાની મારે જરૂર નથી; કારણ સંસ્કૃત ભાષા, જે ફારસી તથા અરબ્બી કરતાં તદન જુદીજ છે, તે

ભાષા હું ઘણી મેહેનતે શિખ્યો છું અને તમે તો તે ભાષાના ગ્રન્થોની ખુબી સ્વાભાવિક રીતે જાણો છો અને મારા કરતાં ઘણી સારી રીતે સમજો છો.'

**સિદ્ધ**–'બધું કહો પણ મારા જેવા હિંદુઓ જેમની બોલવાની ભાષા ઘણી ખરી હિંદુસ્તાની છે તેમને પણ સંસ્કૃત શિખવાનું બહુ સરલ પડતું નથી. કુલુકનેજ પુછી જુઓની કે મને શિખવતાં કેટલી મુસિબત પડતી હતી.'

**કુલુક**–'અગર જો સંસ્કૃત શિખતાં **ફૈઝી**ને શરુઆતમાં બીજાઓના જેટલીજ મુશ્કેલી લાગી હશે તોપણ આપણા કાશ્મીર દેશના ઇતિહાસના તરજુમા ઉપરથી તથા **નળ** અને **દમયંતી**ના ફારસી ભાષાંતર તરફ જોતાં સંસ્કૃત એની સ્વભાષા નથી એવું કોઇનો ધ્યાનમાં આવે નહીં.'

'તે કેવી સુંદર કવિતા છે!' **ફૈઝી** બોલી ઉઠયો, કારણ હિંદુઓના ભાષાના ગ્રન્થો ઉપર વાત ચાલી હતી તે એકદમ બંધ પાડવા એ માંગતો નહોતો–'પણ આવી સાદી સરલ ભાષામાં જે ઉત્કૃષ્ટ લખાણ થએલાં અને જેના કરતાં કોઈ ચઢીઆતી નહીં એવી સ્ત્રીઓનાં જેમાં વર્ણન કરેલાં એવાં મૂળ લખાણની ખુબી ગમે તેવા ભાષાંતરમાં શી રીતે લાવી શકાય! કુલદીપક તથા વ્રતાળી **દમયંતી** જે પોતાના પૂજ્ય પતિના તુચ્છકાર છતાં તેને લીધે પડેલી વિપત્તિમાં દૃઢ પતિવ્રત પાળી રહી તેને માટે આફરીન છે. મે જે તરજુમા કરવા માંડયા છે તે શેહેનશાહ **અકબર**નું મન રંજન કરવા માટે છે; કારણ સ્વાભાવિક રીતે પારકી ભાષા શિખવાનો એમને વખત મળે નહીં તે છતાં બધું વાંચવાની એમની ઘણી ઇચ્છા છે. હાલમાં "ઇવાંજલીસ્ટો"નો તરજુમો કરવાનું કામ એમણે મને સોંપેલું છે.'

**કુલુકે** પૂછયું, 'શેનો?'

**ફૈઝી**–'પાશ્ચિમાત્ય લોકો, જેગને પોતાના ધર્મના સ્થાપનારના નામ પરથી ખ્રિસ્તિ કહેવામાં આવે છે અને જેમને વિષે તમે સાંભળ્યું હશે, તેમનાં ધર્મશાસ્ત્રોનો. આ પુસ્તકોમાં વાંચવા લાયક ઘણું છે અને જેમ

તમારા તત્વશાસ્ત્રમાં છે તે પ્રમાણે ઓછી અગત્યની બાબતોમાં ભેળસેળ થયેલાં તે પુસ્તકોમાં ઘણા ઉંડા અને ઉત્કૃષ્ટ વિચાર માલમ પડે છે. પણ બધી વાતનો વિચાર કરી જોતાં, તમારા તત્વજ્ઞાનના ગ્રન્થોથી જે માહિતગાર હોય તેને તો કંઈ તેમાંથી નવું જડી આવે તેમ નથી. પણ'–વળી અસલ ભરતખંડનાં વખાણ કરતો તે બોલ્યો,–'હું જેથી વિશેષ કરીને હંમેશાં સાનંદાશ્ચર્ય પામું છું તે તમારી કહેવતો છે; તે કહેવતો સાથે સરખાવતાં અમારી કહેવતો કેવી અરસિક લાગે છે; તેમાંની ફક્ત આજ એક હું શિખ્યો હોત તો મારા હસ્તલેખો તપાસી તે સંબધી કામ કરવાને મને ફરીથી હિંમત આપવાને તે બસ થતે :—

> **न चौरहार्यं नच राजहार्यम् । न भ्रातृभाज्यं न च भारकारि ।**
> **व्यये कृते वर्द्धत एव नित्यम् । विद्याधनं सर्वधनप्रधानम् ॥**

'એ બરોબર છે કે?' **સિદ્ધ** તરફ ફરીને જ્ઞાની **ફૈઝી** બોલ્યો, 'મેં બોલવામાં ઉચ્ચારની ભૂલ તો નથી કીધી?'

આનો જવાબ આપતાં **સિદ્ધ** ક્ષણવાર અચકાયો, પણ **કુલુક** તરફ નજર કરી ત્યારે તેણે હસીને ડોકી ધુણાવી તેથી **સિદ્ધે** હિંમતથી કહ્યું, 'તદન ખરૂં તો નથી, મારા મુરબ્બી, પણ ભૂલ નહીં જેવીજ છે.' એમ કહી જે શબ્દની ભૂલ થઈ હતી તે ફરીથી બોલી તેનો ઉચ્ચાર કેમ કરવો તે દેખાડયું.

**ફૈઝી** ( આનન્દથી )–'હવે તમારા સમાગમનો લાભ મને મળશે તેથી હું નસીબદાર થયો સમજું છું. પણ **ભર્તૃહરિ**માંનું એકાદ વચન તો બોલો; બેશક તમને ઘણાંએ આવડતાં હશે.'

સેહેજવાર વિચાર કરી **સિદ્ધ** નીચેનો શ્લોક બોલ્યો:-

> **परिवर्तिनि संसारे मृतः को वा न जायते ।**
> **स जातो येन जातेन याति वंशः समुन्नतिम् ॥**

**ફૈઝી** ( હસીને )–'વાહ ! તમારા કાસ્મીરમાં સંસ્કૃત શિવાય તમે બીજું પણ શિખેલા જણાઓ છો. મારા મિત્ર, ખુશામતનો હુનર પણ તમે શિખી લીધો છે.'

**સિન્દ**–'ખુશામત ? તમારૂં નામ તથા તમારા ભાઈ **અબુલ ફૅઝલનું** નામ જે ઈરાનથી તે હિંદુસ્તાનના દૂરમાં દૂર આવેલા પ્રદેશ સુધી ગાજી રહ્યાં છે, એવાં તમારાં નામ શું આવતી પ્રજામાં અમર રહેવાં ન જોઈએ ?

**ફૈઝીએ** જવાબ વાળ્યો,–'મારા ભાઈનું નામ, હા તે તો લોકોથી તરત ભુલી જવાવાનું નથી. તેનું નામ કદાચ તેના કામને લીધે એટલું બધું યાદ નહીં રહેશે તોપણ **'અકબરનામું'**, જેમાં આપણા મોટા શેહેનશાહના રાજ્યનો તેણે ઇતિહાસ આપેલો છે તે તેના સનાતન ગ્રન્થને લીધે એનું નામ બેશક અમર રહેશે. પ્યારા મિત્ર, તે ખરેખર એવું પુસ્તક છે કે તેની સાથે સરખાવતાં મારાં લખાણ તથા ગ્રન્થો દબાઇ જાય છે. પણ મેં એને કહ્યું હતું કે એ શેહેનશાહ **અકબરને** ખૂબ આસમાનપર ચઢાવી દે છે, કારણ આખરે **અકબર** પણ મનુષ્ય પ્રાણી છે ને તે પ્રમાણે તેનામાં દોષ રહેલા છે, તેથી આવતા જમાનામાં **અબુલ ફૅઝલ** પર રાજાઓની ખુશામતનો તથા તેમની તરફ પહેલાંથી બાંધેલા મોહનો આરોપ કદાચ મુકવામાં આવશે, પણ તે મારી વાત સાંભળતો નથી. તે શેહેનશાહનાં વખાણ કરવામાં જરાપણ પાછો હઠતો નથી. તેણે મને જવાબ આપ્યો કે "તે માણસ–જે મારા રાજા કરતાં પણ મને વધારે છે–કારણ તે મારો કલ્યાણકર્ત્તા તથા દિલોજાન દોસ્ત છે–તેને માટે વાજબી રીતે મને જે લાગે છે તે સઘળું જો ન કહું તો, મારા વિચારમાં આવે છે તે ન કહેવા કરતાં મારી ચોપડી નાખી દેવા હું વધારે રાજી થઇશ." તમે સમજ્યા હશો કે આ પ્રમાણે હોવાથી તેની સામે આપણાથી કઇ જવાબ આપી શકાય નહીં. અને વળી કોઈને પણ લાગ્યા વગર રહે નહીં કે **અકબર** અગરજો કંઈ બોલતો નથી તોપણ જે દોસ્તદારનો વિચાર તે ઘણો કિમતી ગણે છે તેનાં કરેલાં લખાણથી તે ઘણો આનન્દ માને છે.'

સેહેજવાર બધા શાન્ત રહ્યા ત્યારબાદ **સિન્દ** બોલ્યો, 'નામદાર **ફૈઝી**, હું આપને એક સવાલ પુછું ?'

**ફૈઝી–'બેલાશક, અને તેનો જવાબ ખુલ્લેખુલ્લો હું આપી શકીશ એવી આશા છે.'**

**સિદ્ધ**–'આપણે જ્યારે **અબુલ ફૅઝલની** વાત કરવા માંડી, ત્યારે તેમણે મને આજ સવારે એક ચેતવણી આપી છે તે યાદ આવી છે. શેહેનશાહની સામે અહીં કાવતરાં થાય છે તે વાતથી મને એમણે ચેતાવ્યો છે. આપ કે જેનો અભિપ્રાય આટલો બધો વજનદાર ગણાય છે તે શું એમ માનો છો કે **અકબર** જેવા મોટા તથા પરોપકારી રાજાની સામે એકસંપી થાય એવા મૂર્ખ તથા કૃતઘ્ની કેટલાક લોકો અહીં વસે છે? શું ખરેખર એવું હશેજ?'

**ફૈઝી**–'આહા! મારો ભાઈ બધે કાવતરાંજ દેખે છે. પણ એતો ખરૂં છે કે એક પ્રધાનની, અને તેના કરતાં વધારે, પહેલા મોટા વઝીરની એવી સ્વાભાવિક પ્રકૃતિજ હોય છે. એટલું છતાં તમે તમારે નિરાંત રાખજો. જે કાર્યમાં તે લોકોના જીવનું જોખમ રહેલું છે અને જેમાં એક કરતાં દશગણો સંભવ એવો છે કે તેઓ તદન માર્યો જાય, તેવા કાર્યમાં તેઓ સામેલ થાય તેવા અહીંના લોકો હીણા કે મૂર્ખ નથી.'

**કુલુક**–( ગંભીરતાથી તથા સેહેજ ઠપકા સહિત ) '**ફૈઝી**, આવા આશાથી ભરેલા વિચાર દર્શાવો છો તે તમારા ઉદાર અંતઃકરણને લીધે છે, પણ એવા વિચાર જુવાન પુરૂષને હાનિકર્તા થઈ પડે; દાખલા તરિકે, આ બિનઅનુભવી મિત્રને કદાચ બને તેમ તે લોકો અવિચારી કામ કરવાને લલચાવે એમ શું તમને નથી લાગતું?'

**ફૈઝી**–'એને ચેતવણી આપવાની જરૂર હું જોતો નથી. મારૂં કહેવું એવું છે કે રાજકારભારની તથા દરબારની સામે કાવતરાં થાય છે એવા વિચારથી એણે કામ શરુ કરવું એ સારૂં નથી, પણ નિર્ભયપણાથી તથા હિંમતથી એણે દુનિયાદારીમાં દાખલ થવું જોઈએ. આપણે બધાએ એવીજ રીતની શરુઆત કોધી હતી અને આપણે માથે એવી ધાસ્તી કોઈવાર આવી પડી નથી. જો પહેલાંથી ધણો વહેમાઇ વહેમાઇને તે કામ કરવા માંડશે તો આખરે એ કોઈનો ભરોસો રાખશે નહીં, ક્યાં મારો કે મારા ભાઈનો.'

**ફૈઝીના** સ્નેહયુક્ત મ્હોં સામું ખાતરીથી જોતાં તરતજ **સિદ્ધ** બોલ્યો–'તેમ કદી થનાર નથી. જેમ આપની તરફથી છુપા દ્વેષનો કોઇ

દિવસ હું વહેમ રાખું નહીં, તેજ પ્રમાણે જે માણુસ મારી માફક તમારી દોસ્તી તથા તમારા સાચા વિચારને અમૂલ્ય ગણે છે તેની તરફથી. નિમકહરામી તથા કાવતરાંની આશા તમારે કદી રાખવી નહીં.'

**કુલુક**–( ગંભીરતાથી ) 'તમે જે કહ્યું છે તે યાદ રાખજો; અને વળી તે લાંબા વિચાર વગરનો હોવાને લીધે, જે બનાવોથી આખરે તેની પોતાની સ્વતંત્ર ઇચ્છા છોડી દેવાની **સિદ્ધશામને** ફરજ પડે, તેવી હકીકત તથા તેવા બનાવો આગળથી જાણવાની કોઈનામાં શક્તિ નથી તેનો ખ્યાલ તમારા ધ્યાનમાં રાખજો.'

**ફૈઝી**–( તેના હંમેશના આનન્દી સ્વરમાં ) જુઓ, આપણે પાછા તત્વશાસ્ત્ર ઉપર ઉતરી પડયા છિયે. તમે સારી રીતે જાણો છો કે એ વિષય મને પ્રિય છે, અગર જો **કુલુક** કહે છે તેટલો મેં એ વિષયમાં વધારો કીધો નથી. હવે બત્તિ મંગાવવા ઘો–કારણ રાત પડવા માંડી છે અને આપણે **સાંખ્ય** તથા **વેદાન્ત**–જેમાં ગુરૂજી ઘણા પ્રવીણ છે તે વિષય ઉપર થોડીક ચર્ચા ચલાવીએ. કેવી દિલગીરીની વાત છે કે આમાં આપણે શેહેનશાહ **અકબરને** સામેલ કરી શકતા નથી. કારણ ઘણીજ ભપકાવાળી જ્યાફતો કરતાં તત્વશાસ્ત્રના રસ વગરના વાદમાં તેને વધારે આનન્દ મળે છે.'

**કુલુક**–'આગળ જેમ આવા વિષયોમાં ઉંડા ઉતરી આપણે તકરાર ચલાવતા હતા તે પ્રમાણે કરવાને, પૂજ્ય **ફૈઝી**, એકાદ કલાક આપની સાથે ગાળવા કરતાં મને બીજી વાતમાં વધારે ગમત પડતી નથી. પણ મને લાગે છે કે હવે અમારે જવું જોઈએ; **સિદ્ધને** સવારના પોહોરમાં પોતાની નોકરીનો અધિકાર લેવાનો છે અને મારે પરમ દિવસે જવાનું નક્કી થયું છે તે માટે તૈયાર રહેવાને આજ રાત્રે કેટલુંક કામ આટોપવાનું છે. આપની અમે રજા લઈએ છિયે તેની ક્ષમા કરશો, અને અસલની પેઠે માયાથી તથા મિત્રભાવથી આપે અમારો જે રૂડો આદરસત્કાર કીધો છે તેને માટે અમે ઘણા આભારી થયા છિયે.'

**ફૈઝી**–( તેમને રસ્તો બતાવવા માટે એક ચાકરને બોલાવ્યા પછી ) " ખરેખર, ગુણવાન મિત્ર હું તમને ક્ષમા કરૂં છું. **સિદ્ધરામ,**' તે રજા લેતો હતો તે વખતે તેની તરફ ફરીને કહ્યું, 'આપણે અવિચારીપણા વિષે વાતો કરતા હતા તેની સામું તમારે સાવધ રહેવું ખરૂં. તમારા જેવા જુવાન પુરૂષને અમારા પોતાના દરબારમાં કાવાદાવા કરવાનો સભવ છે તેવીજ રીતે તેવાં કાવતરામાં ભાગ લેવાને તમારા દરબારમાં પણ કદાચ લલચાઓ; તે છતાં કોઇપણ વખત તમે કોઈ પણ જાતના સંકટમાં આવી પડો તો તરતજ **ફૈઝી** પાસે આવજો અને તે ઘણું કરીને તમને તેવા સંકટમાંથી ઉગારી શકશે.' આટલું કહી તેનો જવાબ મળે અથવા તેઓ તેનો ઉપકાર માને તેટલી વાર પણ રાહ ન જોતાં તે પોતાના ખાનગી ઓરડા તરફ વળ્યો.

પોતાના સંસારકાર્યની શરુઆતમાં **સિદ્ધને** જે જે વસ્તુ પ્રાપ્ત થઈ તે કરતાં વધારે કોણ માગે ? કયાં સલાહકારોનો કે કયાં મદદનો એને ટોટો પડયો નહીં. અગત્યના કાર્યને માટે પર્વતનો **તપસ્વી** હતો; સેજસાજ અડચણો માટે ડાહ્યો અને મરતબાવાળો **ફૈઝી** હતો. મુખ્ય પ્રધાનની મેહેરબાની એને કયારની મળી ચુકી હતી અને ખુદ શેહેનશાહની મેહેરબાની કરાવી આપવાનું એને વચન મળ્યું હતું.

---

# પ્રકરણ ૪થું.

## અદ્ભુત દરબાર !

બીજે દિવસે પ્રાતઃકાળમાં કિલ્લાની સામેના ચોગાનમાં આપણા તરૂણ યોદ્ધાએ રજપૂતોના મુખ્ય મનસબદાર પાસેથી પોતાની લશ્કરી ટુકડીનો અધિકાર લીધો. તેના ઉપરી અધિકારીએ **સિદ્ધ** પાસે સખતમાં **સખત** નિયમસર કવાયત કરાવી. **કુલુક**નો શિષ્ય તે વાતથી સારી રીતે વાકેફગાર હતો અને તેની જરૂર **સિદ્ધ**ને પોતાને પણ લાગી હતી. વળી આ મનસબદારે **સિદ્ધ**ને એક સંકેત પીછું તથા તેની પદવીને યોગ્ય અગત્યની બીજી વસ્તુઓ નજર કીધી. મનસબદાર કડક મિજાજનો હતો તોપણ કેળવણી પામેલો, વિવેકી અને મિત્ર ભાવ રાખનારો હતો. જેવો ટુકડીના ઉપરીએ પોશાક પહેર્યો હતો તેવાજ પોશાક પહેરેલા પોતાના હાથ તળેના માણસોને જોઈ **સિદ્ધ** ઘણો ખુશી થયો. તેઓ ઘણા હોશિયાર ઘોડેસ્વાર હતા, તેમની રીતભાત ખરેખરા શૂર વીર જેવી હતી અને તેઓનાં વદન જુસ્સા તથા હિમ્મતને લીધે પ્રકાશિત થઈ રહ્યાં હતાં.

પોતાના ઉપરી સરદારની ફરમાસથી **સિદ્ધે** પોતાના લશ્કરી સવારો પાસે કેટલીક જુદી જુદી કવાયત કરાવી જેથી પોતાની આશ્ચર્ય પમાડે એવી સવારી કરવામાં હોશીયારી તથા પોતાના ઘોડાને કવાયત આપેલી તે બતાવવાની એને ઉત્તમ તક મળી. આ સઘળી કવાયત થઈ તે વખતે **કુલુક** હાજર હોત તો પોતાના શિષ્યને માટે તેના ઉપરીએ જે અતિ સંતોષ બતાવ્યો તે જાણી તે ઘણો હર્ષ પામત. ચોગાનમાં એકઠા થયેલા આખા લશ્કરે થોડી થોડી કવાયત કરી બતાવી કે પછી તે દિવસ માટે કવાયત બંધ થઈ અને તે લશ્કરે પોતપોતાને ઠેકાણે થઇ જવું એ દર્શાવનારૂં રણશિંગડું ફુંકાયું. **સિદ્ધે** પોતાનો ઘોડો **વત્સ**, જે ત્યાં હાજર હતો તેને સોંપી દીધો, અને મેહેલના બાગોમાંના જે એક બાગમાં એની પદવીના અધિકારીઓને જવાની છુટ હતી તે તરફ તે ફર્યો. પણ છેક મેહેલ પાસે જઈ પહોંચે ત્યાર પહેલાં એક ખુણામાંથી એક સ્ત્રીને પોતાની તરફ આવતી

**સિદ્ધે** જોઈ. તેના પોશાક ઉપરથી એમ જણાયું કે તે કોઈ મોટા ઘરની ચાકરડી હતી. તે પાસે આવી કે બોલતાં ક્ષણવાર ખંચાઇ, અને પછી બોલી:– 'મેહેરબાન સાહેબ, કાશ્મીરથી નવાજ આવેલા નેકનામ **સિદ્ધ** તે આપજ કેની.'

**સિદ્ધ**–'તમારૂં કહેવું ખરૂં છે. મને તમે ઓળખતાં હો એમ જણાય છે.'

**દાસી**–'જાતોજાત તો નહીં, પણ જે ઉમરાવ બાઇએ મને આપની પાસે મોકલી છે તેમણે આપનું વર્ણન કીધું હતું. આપ જો એમની ઉપર મેહેરબાની કરો તો આપની સાથે થોડીક ક્ષણ વાત કરવાની તે નેક નામદાર વિનંતી કરે છે.'

**સિદ્ધ**–'પણ તે તમારી શેઠાણી બાઈ કોણ છે ?'

**દાસી**–'હાલ તે બાઈનું નામ આપને હું જણાવી શકતી નથી. તે માટે તરૂણ સરદાર મને ક્ષમા કરજો. બેશક, જો આપ મેહેરબાની કરી તેની મુલાકાતે આવશો તો તો તે પોતેજ તેના નામથી આપને માહિત કરશે; અને જો આપની ઇચ્છા હોય તો આજ સાંજના આપ પધારશો એવી તે આશા રાખે છે. પેલી મસીદ આગળ આજ રાતના દશ વાગતાને સુમારે આવો.' એમ કહી ઉચાણમાં આવેલું એક સુંદર મકાન જેના ગોળ-મટોળ ઘુમટો તથા આરસના મિનારાઓ સૂર્યના પ્રકાશમાં ચકચકતા હતા તે મકાન તેણે બતાવ્યું.

**સિદ્ધ**ના મનમાં ઘચુંપચુ થયું અને શું જવાબ આપવો તેના વિચારમાં પડયો. કંઈ સાહસ કર્મ–અને તત્ક્ષણે તેને **ઈશાવતી** યાદ આવી ? કંઇ કાવતરૂં–અને **અબુલ ફૅઝલ**ની ચેતવણી યાદ આવી !

**દાસી** મજાક કરતાં કરતાં બોલી:–'કેમ ! એક યોદ્ધા જેવા યોદ્ધા છો અને એક નામાંકિત સભ્ય ગૃહસ્થ સ્ત્રી તમારી સાથે સેહેજવાર વાત કરવા માંગે છે, તો તેમાં શું કરવું એ સમજ પડતી નથી ? હું આશા રાખું છું કે તમને કંઈ ધાસ્તી તો લાગતી નથીજ.'

**સિદ્ધ**ના ચેહેરા ઉપર એકદમ ગુસ્સાનો આવેશ સ્ફુરી આવ્યો અને તે બોલ્યો:–'ધાસ્તી ! મને ધાસ્તી લાગે ? છીઃ તમને શું સત્તા છે એમ

કહેવાની—' પણ પોતાનો ગુસ્સો દબાવીને પાછો બોલ્યો, 'મારી અદ્દઢતા વિચિત્ર લાગશે તોપણ તેનાં કારણ જાણવા સાથે તમને નિસબત નથી. ઠેરવેલે વખતે મસીદ આગળ મને મળજો.'

'ઘણું સારૂં'–એમ કહી તે ચાકરડી તેને મુજરો કરી જે રસ્તેથી આવી હતી તે તરફ પાછી ઝડપથી ચાલી ગઇ.

તેને ન જણાય એવી રીતે તેની પાછળ પાછળ જવાનો તથા તે ઉપરથી પોતાને કોની સાથે કામ પાડવાનું છે તે શોધી કાઢવાનો વિચાર સિદ્ધના મનમાં ક્ષણવાર થયો, પણ સહજ મનન કરતાં એની ખાત્રી થઈ કે તે દાસી નક્કી સાવધ રહેશેજ. આ બનાવથી તથા પોતાની પ્રકૃતિથી નાખુશ થઇને તે અગાડી ચાલ્યો અને થોડી વારમાં બાગ આગળ આવી પહોંચ્યો.

તે બાગ અગરજો ફળદ્રૂપ તથા સુશોભિત હતો તોપણ ત્યાંની વસ્તુઓ જોઇને આંખને સંતોષ મળવા કરતાં થાક વધારે લાગે તેવો હતો. સીધા રસ્તાઓ જે એક બીજાને મળતા આવતા તથા સાફ ઘસેલા પત્થરાથી જડેલા હતા તેની ઉપર ઝાડોની ઘટા છવાઈ રહી હતી; વળી ત્યાં આરસથી જડેલી પાળોવાળાં તળાવો હતાં કે જેની વચમાં જુદા જુદા આકારના ફુવારા ઉડતા હતા. સઘળી બાજુએ આવેલાં ખિચોખિચ ઝાડો પુષ્કળ ઠંડી છાયા કરી દેતાં હતાં, તેથી વટેમાર્ગુને ત્યાં આગળ આરામ લેવાનું મન થઇ આવતું હતું. કેટલીક વાર સુધી કોઇને પણ જોયા વગર આમતેમ સિદ્ધ રખડયો. થોડી વાર પછી આમાંના એક ઝાડની છાયા નીચે બેઠેલો મધ્યમ કદનો અને મજબુત બાંધાવાળો કોઈ માણસ એની નજરે પડયો. તે માણસના ચેહેરા ઉપરજ કંઈ એવું હતું કે સિદ્ધનું ધ્યાન તરત તેની તરફ ખેંચાયું, અગરજો આનું કારણ તે ભાગ્યેજ આપી શકે તેમ હતું. શબ્દોથી ન વર્ણી શકાય એવી કંઇક વસ્તુને લીધે આ અજાણ્યો પુરૂષ સિદ્ધને મળેલા દરબારી માણસો કરતાં તદન જુદોજ છે એવું જણાતું હતું. તેના મ્હોંનો ચેહેરો શાન્ત તથા નિખાલસ હતો. તે પોતે ઘણો કાન્તિવાન નહોતો તેમ કદરૂપો પણ નહોતો, અને તેનો પોશાક કિમતી પણ સાદો હતો. તેની તરવારની ઘણી કારીગરીવાળી મૂઠ ઉપરાંત તેની પાઘડીની

વચમાં ચળકતો એક ઘણોજ મોટો હીરો ફક્ત એનો શણગાર હતો; પણ જે ચીજ શણગારની અથવા અવયવની કાન્તિથી મળી શકે નહીં તે વદનનું વિલક્ષણ રૂપ તથા વૃત્તિ હતાં. એ લક્ષણ તપસ્વી **ગુરૂપાદ**માં **સિદ્ધ**ના જોવામાં આવ્યાં હતાં; પણ તેના કરતાં આ માણસમાં વધારે પ્રમાણમાં જોવામાં આવતાં હતાં. તેનાં સામુદ્રિક ચિહ્નો આ પુરૂષ કોઈ રાજકર્ત્તા છે એવું દેખાડી આપતાં હતાં; તે છતાં પણ આ અજાણ્યો પુરૂષ કોઇ દરબારી માણસ અથવા **અકબર**ના દરબારમાં હાજર રહેતા કોઇ રાજાના એક મોટા યોદ્ધા કરતાં ઉચી પદવીનો માણસ હશે એવું એને લાગ્યું નહીં. મૂગે મ્હોડે અને સલામ કરી **સિદ્ધ** ત્યાંથી અગાડી ચાલવાની તૈયારીમાં હતો એટલામાં તે પુરૂષે નામ દઇને **સિદ્ધ**ને બોલાવ્યો અને ઉભા થયા વગર તથા બીજી રીતની ઓળખપાળખ કર્યા વગર, **સિદ્ધે** પોતાના રજપૂતો સાથે ઓળખાણ કીધું કે નહીં તે સવાલ પુછ્યો ! ! જે જે માણસ મળે છે તે એને ઓળખે છે તે જોઇ અચંબો પામેલા **સિદ્ધે** હા કહી, અને તે પુરૂષે વાત કરવા માંડી. એ પુરૂષ કોણ ?

---

# પ્રકરણ ૫મું.

## અજાણ્યો પુરૂષ.

એ અજાણ્યો પુરૂષ કોણ ?

**સિદ્ધને** ક્ષણવાર ઉભો રાખી તે અજાણ્યો પુરૂષ બોલ્યોઃ–'ક્રૌંચ પક્ષીના પીછાથી તમારી પદવી મે ઓળખી કાઢી અને તમારા બરોબરીઆ અધિકારીને હું જાતોજાત ઓળખું છું. વળી તમો આજે તમારી જગ્યાનો અધિકાર ધારણ કરવાના હતા તે વાત હું જાણુતો હતો, તેથી તમે કોણ છો તેની ધારણા બાંધવામાં મને મુસ્કેલી પડી નહીં. આ તમારી નવી નોકરી તમને કેમ લાગે છે વારૂ ? આવો આમ બેસો.'

આ પ્રમાણે બેસવાનું કહેવામાં આવ્યું તે હુકમ તરિકે લાગ્યું; તો પણ તે માન્ય કરીને તથા તે અજાણ્યા પુરૂષે **સિદ્ધને** પોતાથી ઉતરતી પદવીના પુરૂષ તરિકે ગણ્યો તે બાબતપર કંઈપણ લક્ષ ન આપી **સિદ્ધ** બોલ્યો–'ખરેખર મારા મુરબ્બીએ તથા શેહેનશાહે મને જે મોટો હોદ્દો આપ્યો છે તે અમૂલ્ય ન ગણું તો હું તેઓની તરફ કૃતઘ્ની કહેવાઉ એમાં શક નહીં.'

**અજાણ્યો પુરૂષ**–' શેહેનશાહ ! હા, બરોબર. પણ વારૂ મને કહેશો કે તમે એની નોકરી બજાવવાને આવ્યા છો કે ફક્ત તમારી પદવીને મળતા કે યોગ્ય હક એના દરબારમાં રહી ભોગવવા ખાતરજ અહીં આવ્યા છો ?'

**સિદ્ધે** નિખાલસ મનથી જવાબ વાળ્યોઃ 'કુલીન સરદાર ! એ એક કઠણ સવાલ છે. એ સવાલ મે મને પોતાનેજ પૂછ્યો નથી; તોપણ મુશ્કેલી વગર હું એનો જવાબ આપું છું કે વિશેષે કરીને પ્રતિષ્ઠા તથા ફરજ જળવાય ત્યાં સુધી શેહેનશાહની નિમકહલાલીથી નોકરી બજાવવાની મારી ઇચ્છા છે–મારી પોતાની રાજીખુશીથી હું આ નોકરીપર દાખલ થયો છું તે ઉપરથી એ વાત શાબિત થાય છે.'

**અજાણ્યો પુરૂષ**–'ઘણો ડાહાપણ ભરેલો તમે જવાબ વાળ્યો છે. પણ ત્યારે સવાલ ઉઠે છે કે તમે પ્રતિષ્ઠા અને ફરજ કોને કહો છો? એ શબ્દો સમજવા મુશ્કેલ છે.'

**સિદ્ધ**–'કેટલાકને તેમ હશે; પણ મને તેમ લાગતું નથી. હું તો તેના ખરેખરા અર્થમાં કહેવા માગું છું. પ્રતિષ્ઠા તથા ફરજને માટે મારા પોતાના દેશની સામે કંઈપણ કામ હું ઉઠાવી શકું નહીં, કદાપિ શેહેનશાહ **અકબર** પોતે તે માટે મને હુકમ કરે તોપણ, ને તેવો હુકમ કરવામાં આવે તો તેમની મેહેરબાનીથી જે હકો મળેલા છે તે છોડી દેવા વિલંબ લગાડું નહીં'

**અજાણ્યો પુરૂષ**–(પોતાની સમ્મતિ બતાવીને) 'અને તે પ્રમાણે કરો તો વાજબી ગણાય. પણ જે કામ તમને સોંપવાથી તમને તથા તમારા દેશી બંધુઓને નુકસાન થાય તેવું કામ તમને શેહેનશાહ કોઈ વખત પણ સોંપશે એમ ધારવાનાં તમને શાં કારણ છે?'

આ સાંભળી **સિદ્ધને** પોતાના કાકા સાથે થયેલી વાત તરત યાદ આવી ને ક્ષણવાર બોલતાં તેણે આંચકો ખાધો. પણ તરતજ સ્વસ્થચિત્ત થઈ તથા તેના મ્હોં સામુ જોઈ કંઇપણ પ્રસ્તાવના વગર તેને **સિદ્ધે** પુછ્યું: 'શું **અકબર** લોભી નથી?'

આ સાંભળી તે પુરૂષ એવા સાદથી તથા એવા ચેહેરાથી બોલ્યો કે તેની બાજુએથી **સિદ્ધ** મરજીવિરૂદ્ધ જરા પાછો હઠ્યો. 'જુવાન પુરૂષ! આટલી વાર સુધી તમારૂં બોલવું ડાહાપણ ભરેલું હતું. પણ **અકબરની**જ રાજધાનીમાં એક તદ્દન અજાણ્યા પુરૂષને તમે આવી રીતે કહો છો એ મને કંઈક અવિચારીપણું લાગે છે.'

કંઈપણ ગભરાટ વગર **સિદ્ધે** ઉથલો વાળ્યો: 'મારૂં બોલવું કદાચ એમ લાગે એમાં સંશય જેવું થોડુંજ હશે. એ વાત ખરી છે કે હું તમને ઓળખતો નથી. પણ તમારૂં નામ અથવા તમારી પદવી જાણવા હું નિસ્પૃહી છું. હું તમને અહીં જોઉં છું, અને તમને સાંભળું છું, તે ઉપરથી મારી ખાતરી થાય છે કે એક જુવાન તથા બિનઅનુભવી માણસ જેણે.

-તમારા ઉપર વિશ્વાસ રાખ્યો છે ને જેણે તમારી સાથે ખુલ્લા દિલથી વાત કીધી છે તેને તમે ફસાવો અથવા ઇજા આપો એવો કંઈ સંભવ મને લાગતો નથી.'

આવા શુદ્ધ **અંતઃકરણથી** બોલાયલા શબ્દો સાંભળી તે અજાણ્યા પુરૂષના ચેહેરા ઉપર આનન્દનું ચિહ્ન નજરે પડયું; તે ચિહ્ન કંઈ તેની ખુશામત અથવા ગર્વિષ્ઠપણાનું નહોતું, પણ તેના મનમાં વધારે ઉચ્ચા પ્રકારની તથા શુદ્ધ સંતોષની લાગણી દર્શાવતું હતું. ખુશામતથી તે બિન-વાકેફગાર નહોતો કે ખુશામતને લીધે તેનામાં લાગણી નહોતી થતી એમ નહોતું. પણ આ શબ્દો તો **સિદ્ધના** ખરા **અંતરમાંથી** નિકળેલા હતા; જે વળી તે અજાણ્યો પુરૂષ કોણ છે તે ન જાણતાં બોલવામાં આવેલા અને તે પુરૂષને જે વાત ઘણી પ્રિય હતી તેનાંજ આ શબ્દોથી વખાણ થયાં હતાં.

**સિદ્ધના** ખભા ઉપર હાથ મુકી તથા વધારે માયાળુ અને નમ્ર સાદે તે **અજાણ્યો પુરૂષ** બોલ્યોઃ–'તમારૂં કહેવું ખરૂં છે. તમે જણાવો છો કે અગરજો તમે મને ઓળખતા નથી, તોપણ મારા ઉપર તમે વિશ્વાસ રાખો છો. મને સારી રીતે ઓળખો એવો વખત આવે ત્યારે પણ એજ પ્રમાણે કરજો. પણ હવે શેહેનશાહ **અકબર** માટે જે કંઈ કહું તે નમ્રપણે સાંભળજો. તે લોભી છે. એ તમારી વાત ખરી છે. હું એને સારી રીતે પિછાનું છું, પરંતુ હું ઇચ્છું તેવી રીતની તદન સાદી વર્તણુક એ નામદારની નથી. હું કબૂલ કરૂં છું કે તે લોભી છે, પણ તે કઇ રીતે? શું તમે એમ માનો છો કે એનું રાજ્ય આટલું બધું વિસ્તાર પામેલું છે ને એને તાબે આટલા બધા લોકો છે તે છતાં તે રાજ્યમાં ને તે પ્રજામાં ઉમેરો કર્યાજ કરવો એવીજ ફક્ત તેની ઇચ્છા છે? ના, ના, તેમ નથી. હાલ તેના અખ-ત્યારમાં જેટલું છે તેટલાથી શું એને સંતોષ માનવાનું કારણ નથી? હું ધારૂં છું કે ફક્ત દિલ્હી તથા આગ્રાનું રાજ્ય એને વારસામાં મળ્યું હતું. એના કમનસીબવાન તથા ઘણી વિપત્તિમાં આવેલા પિતા **હુમાયુ** તરફથી એને કંઇપણ મળ્યું હતું તો તે ઘણુંજ થોડું હતું. હાલમાં તો એનું રાજ્ય ઇરાનની -સરહદથી બંગાળાના ઘણાજ દૂરના ભાગ સુધી તથા દક્ષણ અને ગોવલ-

કોંડાના પ્રાંતોમાં પસરેલું છે. આમ છે ત્યારે તે નવી જીત પ્રાપ્ત કરવા પ્રયત્ન કરશે એવું ધારવાનું તમારે શું કારણ છે? અને ખાસ કરીને તમારો ઘણે દૂર આવેલો કાશ્મીર દેશ, જે જીતવાને જેટલું નુકસાન થશે તેના પ્રમાણમાં પુરતો બદલો મળે તેવો સંભવ નથી, ત્યાં તે શું ચઢાઈ કરશે? એવું શા માટે માનવું જોઇએ? તોપણ કોઈ વખત એવો બનાવ પણ બને કે જેથી આસપાસના રાજ્યોની સ્વતંત્રતા છિનવી લેવાની કોઈ રાજાને જરૂર પડે, એટલે પોતાની રૈયતની સુલેહ તથા આબાદીને હાનિ પોહોંચાડવા તે રાજ્યો તરફથી યત્ન થાય, તો એવો ઉપાય કામે લગાડવોજ પડે. અગરજો પોતાની ખુશી ઘણીજ હોય કે મ્યાનમાંથી તરવાર બહાર કાઢવી નહીં, અને અગરજો પોતાની પ્રજા પ્રમાણે આજુબાજુની પ્રજાની સ્વતંત્રતા કાયમ રહે તથા તે શાન્તિ ભોગવે એવી તેની ઉત્કંઠા હોય, તોપણ જરૂરિયાતે તેમ કરવું પડે છે: તે છતાં પણ **બાબર** તથા **તૈમુર**ના વંશજે આ કારણોને લીધે લોભી ન થવું એવી જરૂર નથી. એ **અકબર** છેક પ્રૌઢાવસ્થાને પ્રાપ્ત થયો ત્યારથી એક મોટું અને જોરાવર રાજ્ય સ્થાપવું એજ ફક્ત એના મનની ઉમેદ નથી, પણ મુખ્યત્વે કરીને, સર્વ શક્તિમાન પરમેશ્વરે જે લોકોને એના રક્ષણ નીચે સોંપ્યા છે તેઓ સુખી તથા આબાદ કેમ થાય તેને માટે તથા તેઓની સ્થિતિ સુધારવાને, અને જુદી જુદી જાતો વચ્ચે ઇર્ષા તથા વિરોધ ચાલતો હતો તે શાન્ત પાડવાને, ધર્મ સંબંધી તકરારો બંધ પાડવાને, અને બળવાન તથા સ્વાર્થી ઉમરાવ લોકોના જુલમ તથા જબરદસ્તીને અંકુશમાં રાખવાને **અકબરે** ભારે મહેનત કરી છે. બંગાળાના ઉદ્યોગી લોકોના હકમાં લાભકારક કામ કરવાની તેણે માથાકુટ કરી છે. વળી દરેક જગ્યાએ આબાદી વધતી જાય તે માટે, શાસ્ત્ર તથા હુન્નર કળાને ઉત્તેજન આપવાને, તથા પોતાની પ્રજામાં તન મન અને ધનનો સુધારો વધારો થાય, કે જેને વાસ્તે તેઓએ પોતાની ઘણી હુશિયારી બતાવી છે, તે સઘળાં કાર્ય સાધવાને, એણે ખરા મનથી પ્રયત્ન કીધા છે. ખુલ્લા દિલથી તમે ગમે તો એમ કહો કે એક માણસને હાથે આ બધું કામ થવું વિકટ છે, તો હું તેમાં સામે થઇશ નહીં. તથાપિ બધી રીતે સંપૂર્ણ કલ્પિત લક્ષ્ય વસ્તુ, અગરજો તે મળી શકે તેમ ન હોય તોપણ, તેને

માટે પ્રયાસ કરવો એ દોષને પાત્ર નથી. ખરૂં પુછાવો તો **અકબરની** આ લક્ષ્ય વસ્તુ કદી સિદ્ધ થાય તેમ નથી. આ વસ્તુ પ્રાપ્ત કરવા માટે એ કેટલાં બધાં વર્ષો થયાં વિચારમાં તથા મેહેનતમાં ગરક થઈ ગયો છે; અને અફસોસ ! તે વસ્તુથી હાલ તે હજી કેટલો દૂર છે ?'

આદરયુક્ત ભયથી **સિદ્ધે** આ વાત સાંભળી અને તે પુરૂપ બોલતાં બોલતાં ઘણા જુસ્સામાં આવી જવાથી આકાશ તરફ હાથ ઉચા કરી ઉભો થયો. પણ પોતાનુ બોલવું પૂરૂં કરી રહ્યો કે પાછો શાન્ત મનથી બેઠો અને ઉત્સાહથી ભરપૂર તથા ઉમદા અંતઃકરણવાળી છાતી ઉપર પોતાનું માથુ નમાવ્યું. પોતે શેહેનશાહની હજુરમાં ઉભો છે એવું **સિદ્ધના** મનમાં થઈ આવવાથી **સિદ્ધે** ક્ષણભર તેની સામે ઉભા થવાનો વિચાર કીધો, પણ એવો મોટો રાજપુરૂપ એક તરૂણ બિનઅનુભવી અજાણ્યા માણસમાં આટલો બધો વિશ્વાસ રાખે એવી કલ્પના તેને તદ્દન અસંભવિત લાગી; તેથી તેણે પોતાનો વિચાર ફેરવ્યો. આડાઅવળા સવાલો પુછીને **સિદ્ધ** કોની સાથે વાત ચલાવતો હતો તે જાણવાનો પોતે યત્ન કરતો હતો એટલામાં કોઇ બીજા માણસનાં પગલાં સંભળાયાં અને તેમની વાતમાં ભંગાણ પડયું. તરતજ એક ઠિંગણો અને વાંકો વળી ગયેલો પુરૂપ તેમની નજરે પડયો. તેણે દબદબાવાળાં વસ્ત્ર ધારણ કીધાં હતાં અને વળી તેને કાળી મોટી દાઢી હતી કે જે રિવાજ આ દરબારમાં કવચિતજ જોવામાં આવતો હતો.

આ આવતા પુરૂષને જોઈ તે અજાણ્યા પુરૂષનો ચેહેરો જરા ઉતરી ગયો અને **સિદ્ધને** ન કહેતાં પોતાનેજ જાણે કહેતો હોય તે પ્રમાણે **'અબદુલ કાદર'** એ શબ્દો બોલ્યો; તે છતાં પણ તેને સભ્યતાથી એણે આવકાર દીધો અને સાનમાં તે પુરૂષને જણાવ્યું કે પોતે કોણ છે તે વાતથી **સિદ્ધને** અજાણ્યો રાખવા પોતે ઇચ્છે છે.

**અબદુલ કાદર** આવતામાં **સિદ્ધ** એક બાજુએ ખસ્યો. એ વૃદ્ધે **સિદ્ધપર** નખથી શિખા પર્યંત તુચ્છકારની દૃષ્ટિ નાખી. ત્યાર પછી એક શબ્દ પણ બોલ્યા વગર તેની તરફ પોતાની પીઠ ફેરવી. આવી રીતની પોતાતરફ વર્તણુક ચલાવ્યાથી આપણા કુલીન હિંદુ સરદારના મ્હોં ઉપર લોહી ચઢી આવ્યું તે વિસ્મય પમાડનારૂં નહોતું; પણ આ અપમાનને માટે

**અબદુલ કાદર** તરફથી ખુલાસો માંગવા **સિદ્ધ** તૈયારીમાં હતો તેવામાં પેલા અજાણ્યા પુરૂષે એને વાર્યો અને કહ્યું, 'કુલીન **સિદ્ધ**, મારા મિત્રની આવી વર્તણુકથી તમારે ગુસ્સે થવું નહીં. મારી ખાતરી છે કે તમને જાતે અપમાન આપવા તે ધારતા નથી. પણ તમારા હિંદુઓ મારી પોતાની પાસે રહે તે એ દેખી શકતો નથી; કારણ એ એમ ધારે છે કે, તમે ઇસલામી ધર્મને હાનિ પહોંચાડો છો. શું હું કહું છું તેમ નથી ? અજાણ્યા પુરૂષે **અબદુલ કાદર** તરફ ફરીને પુછ્યું.

**અબદુલ કાદર**—'તમે વાજબી કહો છો. જુવાન માણસ' **સિદ્ધ** તરફ ફરીને એ બોલ્યો, 'મને તમારા પોતાની સાથે કંઈ દુશ્મનાઈ નથી. હું તમને ઓળખતો નથી, પણ તમારી સામે થવા યત્ન કરવા તથા લડવું એ મારી પવિત્ર ફરજ સમજું છું; અને કદી મટે નહીં તેવા દ્વેષથી તમારી સામે મચ્યો રહું છું તથા તમને સઘળાને ધિક્કારૂં છું; તે છતાં પણ માણસજાત ધારી તમારામાંના કેટલાક એવા છે કે જેને હું માન આપું છું તથા તેમની અદબ રાખું છું. તમે અમારા ધર્મને ધોકો પહોંચાડો છો તથા શેહેનશાહને પોતાને પણ તે ધર્મમાંથી આડા દોરવો છો. અલ્લાહને તમે સ્વીકારતા નથી અને તેના પેગંબરની મજાક કરોછો. વળી અમને ધર્મિષ્ઠ લોકોને હાંકી મુકવાના યત્ન કરી તમે મોટા અધિકાર તથા જગ્યાઓ હાથમાં લો છો, કે જે રીતે એક ખરા પરવરદિગાર વગર બીજો કોઈ ઇશ્વર નથી તેને બદલે તથા જે મત તે પરવરદિગાર કબૂલ કરે છે તેને બદલે તમારા ખોટા દેવો તથા ખોટા મતોને તમે ગોઠવી શકો; ફક્ત આજ કારણને માટે હું તમને તથા તમારા લોકોને ધિક્કારૂં છું અને મરતાં સુધી તમારી તથા તમારા લોકોની સામે પ્રયત્ન ચલાવીશ. તમે કાં તો નાસ્તિક છો કે કાં તો મૂર્તિપૂજક છો. બન્ને રીતે તમો લોકોને આડે માર્ગે લઈ જાઓ છો અને શાહને પણ લલચાવો છો. એટલુંજ કહેવું બસ છે કે તમે બીજા કોઈ નહીં પણ નાસ્તિક—'

આ વખતે તે **અજાણ્યા પુરૂષે** સખત અને અસરકારક દૃષ્ટિ કરી તેથી **અબદુલ કાદર** જે શબ્દ બોલવા જતો હતો તે એના હોઠ ઉપરજ

અટકી ગયો; તે શબ્દ જો એણે મ્હોંમાંથી કાઢ્યો હોત તો પોતાનો જોડીઓ તેટલો યત્ન કરવાથી પણ **સિદ્ધ** પોતાનો ગુસ્સો દબાવી શકત નહીં.

'નાસ્તિક ત્યારે,' **અબ્દુલ કાદરે** બોલવું જારી રાખી કહ્યું, 'એ તે પેગંબરના ખરા પુત્રને માટે જોઈએ તે કરતાં વધારે છે. પણ હું જે અહીં કંઈ કહેવા માંગતો નથી, તથા કોઇ પણ મોટા હોદ્દા ઉપર નથી, તે તમારી જાતના લોકોના વિચારને મળતો આવતો નથી તેમાં તમને શું લાગે વળગે છે ? તમારા બધા લોક ઉપર મેહેરબાની રાખવા શેહેનશાહે ખાત્રી આપી છે ને શેહેનશાહ જેમ મરજીમાં આવે તેમ કરી શકે તેવા છે અને તે પ્રમાણે તે કરે પણ છે. ખરા ધર્મને ન માનવા માટે તેના ખરા માનનારાઓએ વાજબી રીતે તમારા ઉપર જે બોજો મુકયો હતો તેમાંથી શેહેનશાહે તમારો છુટકો કીધો છે. તે તમને જુદી જુદી જગ્યાઓ બોલ્લાવીને આપે છે, પોતાના લશ્કરના ઉપરી તરિકે તમારી નિમણુકો કરે છે તથા તમારા લોકોમાંથી પોતાના સલ્લાહકાર તથા મિત્રો ચુટી કાઢે છે. આ કરતાં તમારે વધારે શું જોઈએ ? તેટલા માટે અમને અમારો ગુસ્સો બહાર કાઢવા દો. અમે તમને ઇજા કરી શકવાના નથી, પણ કદાચ એમ બનશે કે અલ્લાહનો કોપ તમારા ઉપર કોઈ દિવસ ઉતરી પડશે તથા જે સોટો તથા જે તરવાર એ શેહેનશાહને અલ્લાહે તમને શિક્ષા કરવાને માટેજ સોંપેલાં છે, તે શેહેનશાહના ઉપર પણ ફેરવી અલ્લાહ પોતાનો કોપ પ્રવર્તાવશે.'

આવા ઉગ્ર ઉભરા બહાર નિકળ્યા પછી તે **અજાણ્યો પુરૂષ** ઠંડા મિજાજથી બોલ્યો 'મને લાગે છે કે આવી રીતે આપણે વાતો ચલાવ્યા કરીએ તો તેમાં કંઈ ફાયદો નથી તથા તે બધાને ગમે પણ નહીં. બેશક, મિત્ર **સિદ્ધ**, **અબ્દુલ કાદરને** જવાબમાં તમારે ઘણું કહેવાનું છે પણ તમે જાણજો કે હું પણ એના મતને કોઈ રીતે મળતો આવતો નથી. પણ મારા ધારવા પ્રમાણે આ વખતે **અબ્દુલ કાદર** આપણને શોધતો શોધતો આવ્યો છે તે વ્યર્થ તકરાર કરવાની ખાતર નહીં, પણ કોઈ અગત્યના કામ બાબત વાત કરવાને આવ્યો છે, અને તેથી હું ખુશીથી એની વાત સાંભળવા ઇચ્છા રાખું છું. તેટલા માટે હાલ તમારી રજા માંગું છું તે માફ

કરજો. થોડા વખતમાં તમને પાછા મળવાની આશા રાખું છું.' **સિદ્ધે** તેની માનપૂર્વક રજા લીધી કે તે **અજાણ્યો પુરૂષ** બોલ્યો, '**અબદુલ કાદર,** કેમ મારૂં શું કામ પડયું છે?'

'ખુદાવંદ,'–તેણે જવાબ વાળ્યો–કારણ **સિદ્ધ** જેની સાથે વાત કરતો હતો તે શેહેનશાહ **અકબર** પોતે જ હતો. 'અગર જો હું પોતે ઘણો સાધારણ માણસ છું, તોપણ આપની રૈયત તથા આપના મિત્ર તરિકેની ફરજ બજાવવાની ખાતર આપ નેક નામદાર પાસે આવવાની મને જરૂર પડી છે.'

'હું જાણું છું,' **અકબર** બોલી ઉઠયો, 'કે તમે સ્વાર્થી નથી, તમને રક્ષણની કે કૃપાની દરકાર નથી. તોપણ તે પ્રમાણે તમે કરો એવી મારી ઇચ્છા છે, ને ત્યારેજ કદાચ હું તમને સંતોષ પમાડી શકું; કારણ હાલમાં તો હું એ બાબતમાં ભોગજોગે જ ફતેહ પામું છું. પણ મને સંદેહ છે કે તમે આજે ધર્મ સબંધી બાબત ઉપર મારી આગળ બોલવા માંગો છો. અતિશયોક્તિવાળા જે શબ્દો તમે હમણા વાપર્યા હતા તે ઉપરથી અગાડી શું આવશે તે હું સમજી ગયો છું. ગમે તેમ હોય તોપણ થોડી શાન્તિ પકડશો એવી મારી ઉમેદ છે.'

**અબદુલ કાદરે** કહ્યું, 'ખરેખર, તે સ્વચ્છ અને ખરા ધર્મને માટેજ મારે હમણા અહીં આવવું પડયું છે. તે કામ સંબંધે થોડીક વાર વાત કરવાની આપ શેહેનશાહને વિનતિ કરૂં છું. અને'–અતિ દૃઢ નજરથી તે વિશેષ બોલ્યો, 'તે એકાગ્રચિત્તથી તથા ખરા મનથી વાત સાંભળવાની જરૂર છે.'

**અકબર** વિવેકથી બોલ્યોઃ 'તે માટે મારાથી બનતો યત્ન કરીશ, અને તમે જો હદમાં રહી બોલશો તો મારે હસવું નહીં એવું હું વચન આપું છું.'

**અબદુલ કાદર**–'તે તો તમારા અભિપ્રાય પ્રમાણે થશે. પણ એ વિષય શાન્તિથી સમજાવવા મારાથી બને તેટલું કરીશ. તમને ચેતાવવા અને તે ખરેખરા ભાવથી ચેતાવવા, ને તે સાથે મારે કાને વાત આવી છે તે વાત જણાવવી, એ **શાહ અકબર**નું રૂડું ઇચ્છનારા સઘળાની ફરજ છે. તમે સારી રીતે જાણો છો કે **અબુલ ફઝલ** જેવા નિરૂત્સાહી માણસના

તથા **ફૈઝી** જેવા નાસ્તિકના હાથમાં રાજ્યની મોટી મોટી જગ્યાઓ પુરવાનું આપ્યાથી ખરા મુસલમાનોમાં લાંબો વખત થયા બેદીલી પેસી ગઈ છે. પણ જે વાતની તમને ખબર નથી તે એ છે કે તમારાજ રાજ્યમાં અને તે વળી તમારા દરબારની અડોસપડોસમાં એક ટોળી ઉભી થઈ છે. તે ટોળીએ તમારી પાયમાલી કરવી તથા તમારો નાશ આણવો એવા કદી ફેરવી ન શકાય તેવા સોગન લીધા છે; કેમકે **તૈમુર** વશના એકલાજ અસલના તથા ખરા મિત્ર જેઓ હતા, તેમના પ્રતિનિધિ તરિકે જે જે હકો તેઓ વાજબી રીતે માંગી શકે તે હકોની હકીકત સાંભળવાની તમે તદ્દન ના પાડી છે. થોડાક વખત પહેલાં આપણા મૌલાઓની એક સભામાં મારૂં જવું થયું હતું. ત્યાં જે બનાવ બન્યો તે ઉપરથી જ્યારે મેં વિચાર કીધો કે લોભી સરદાર તથા નાખુશ થયેલા સેનાપતિઓ, જેવા આગ્રામાં તથા આખા હિંદુસ્તાનમાં ઘણાઓ મળી આવે તેમ છે, તેમની મદદ મળે તો **અકબર** જેવા બહાદુર શેહેનશાહની સામે પણ આવા વગવાળા મુસલ્લમાનો કેટલું બધું કામ ઉઠાવી શકે, ત્યારે મને ખરેખર ઘણો કમકમાટ છુટ્યો.'

**અકબર** અધીરાઈથી બોલ્યો, 'પણ તમારા મૌલાઓને તથા તેમના આશ્રિતોને શું જોઈએ છે? તેઓ મરજી પડે તેમ બોલે તથા મરજી પડે તે પ્રમાણે વિચારશક્તિ વાપરે તે માટે, તથા તેમનાથી બને તેટલા બીજા ધર્મવાળાનાં મન ફેરવવાને માટે શું તેમને સંપૂર્ણ સત્તા નથી મળી? શું હું તેમના કામમાં મેહેજપણ આડો આવ્યો છું?'

'બેશક નહીં,' તેના સાથીએ જવાબ આપ્યો, 'પણ એવી બાબતમાંએ તમારે પરવરદેગારને જવાબ નથી આપવો પડવાનો? જે છૂટ નાસ્તિકોને આપવામાં આવી છે તેવી છૂટ તેમને મળવાથી તેમને ફાયદો શું છે? અહિંયાં તમારા દરબારમાં, તમારા લશ્કરમાં અને દરેક જાતના હોદ્દા ઉપર, અપવિત્ર કાફરો હોવાથી તેમને ઘણોજ ક્રોધ ચઢે છે. અને આ પૃથ્વી ઉપર જન્મેલા બધા માણસો કરતાં **અલ્લાહના પ્રતિનિધિ** તરિકે **શેહેનશાહની** ફરજ છે કે ખરા ધર્મને ઘણીજ સારી રીતે ટેકો આપવો, તેપર ક્યારે ધ્યાન આપવામાં આવે છે?'

**અકબર**—'હા બરોબર, એ વળી અસલની વાત ઉપર તમો પાછા આવ્યા. ફક્ત તમારાજ લોકોને સત્યનો અંશ સોંપવામાં આવ્યો છે અને તે આગળ બધાએ, અને મારે પણ, પોતાનો મત છોડી દેવો, અને જે માને નહીં તેનો અંત આણવો. પણ વારૂ હું પુછું કે સત્ય ફક્ત તમારીજ પાસે કેમ રહેવું જોઇએ?'

**અબદુલ કાદર**—'કેમકે પેગંબર–એનું બળ અમર તપો–પેગંબરે પોતેજ અમને સત્ય બતાવ્યું છે અને કેમકે—'

'કેમકે,' **અકબર** વચ્ચે બોલી ઉઠયો, 'બીજો કોઈ નહીં પણ તેજ ફક્ત સારો છે. હા–આપણે અહીં પશ્ચિમ તરફથી ફ્રાંક લોકોના દેશમાંથી આવેલા પાદરીઓ પણ છે. તેઓ તમારા જેવા બહાદુર તથા આબરૂદાર છે. તેમનો પણ એક પેગમ્બર છે, જેને, હું ભુલતો નહીં હોઉં તો, તેઓ પોતાના પરમેશ્વર તરિકે પૂજે છે. મને તે વાતની બરોબર સમજ પડતી નથી, તોપણ મારા ધારવા પ્રમાણે મહમદીઅન ધર્મ કરતાં તેમનો ધર્મ પુરાણો છે. વળી અહીંયાં યાહુદીઓ પણ છે તેઓ આડાતેડાં ફાંફાં મારતા નથી પણ ફક્ત **મોસીઝ** ઉપરજ આકીન રાખી રહ્યા છે. વળી આપણા રાજ્યના બ્રાહ્મણો માટે તમારે શું કહેવું છે? તેમની પાસે અસલનાં પુસ્તકો છે તે એવાં છે કે તે ઘણાં પૂજ્ય ગણાય છે અને તેમાં જ્ઞાનનો એટલો મોટો ભંડાર સમાયેલો છે તથા એટલા ઉંડા વિચારો દર્શાવેલા છે કે તે બ્રાહ્મણો પોતે કેટલીક વાર સમજતા નથી. તે એટલા બધા અસલના કાળનાં છે કે તેની સાથે સરખાવતાં **થોરા** સહિત **મોસીઝ**, **ઇવેંજલિસ્ત** સહિત **ઇસુ ખ્રિસ્ત**, તથા **કોરાન** સહિત **મહમદ** સઘળા નવા જેવા છે. હવે તમને હું તમારા ખરા અંતરના વિચાર માટે પુછું છું કે હું જે દંભ વગરનો માણસ છું, જેણે આ બધાઓ માટે થોડું થોડું સાંભળ્યું છે, પણ આખાનો એક સોમો કે હજારમો ભાગ પણ નહીં, તે આ જુદા જુદા ધર્મોમાંથી કયો સારો છે અને, દાખલા તરિકે, ઈસુનો કે **મહમદનો** ખરો છે, તે શી રીતે નક્કી કરી શકું?'

'પણ તમને મહમદીઅન ધર્મનો ઉપદેશ થયો છે તથા તેજ ધર્મમાં તમે ઉછરેલા છો.' **અબદુલ કાદરે** ટોણો માર્યો.

'કોઇના ધર્મને માટે આસ્થા બેસવાને તે કંઈ ઘણું સંતોષકારક કારણ નથી', **અકબરે** ઉત્તર દીધો; 'ધર્મનો ખરો પાયો તો પોતાની શોધથી જે ખાતરી થઈ હોય તે ઉપર રહેવો જોઇએ અને પોતાના પિતાની મરજી અથવા ઇચ્છા ઉપર કદી રહેવો ન જોઈએ. પણ હાલમાં જે સવાલ ઉઠયો છે તે મારા પોતાના ધર્મને માટે નથી, કારણ તેમાં કોઇને નિસબત નથી–પણ મારે મોગલ રાજ્યના બાદશાહ તથા હાકમ તરિકે જુદા જુદા ધર્મના પંથ ચલાવનાર, કે જેઓ એક સરખી રીતે મારા તાબામાં છે, અને જેઓ મારી તરફથી એક સરખી રીતે રક્ષણની આશા રાખે, તેમની સાથે મારે શી રીતે વર્તવું તે નક્કી કરવાનું છે; અને મારા અતિ પ્યારા મિત્ર! જ્યાં સુધી તમે એકજ પક્ષનો વિચાર કરો છો ને બીજાને કેવળ ભુલી જાઓ છો ત્યાં સુધી આ સવાલનો જવાબ તમારાથી આપી શકાવાનો નથી.'

'પણ ત્યારે તમારા રાજ્યને તથા તમારી ગાદીને જે ભયને લીધે ધાસ્તી રહે છે તેનું કેમ?'

ધિક્કાર ભરેલા પણ સ્મિતવદનથી શેહેનશાહે જવાબ આપ્યો: 'તમારા ધર્મવાળા જતુનીઓના ગુસ્સાથી જે ભયની ધાસ્તી રહે છે તે કરતાં બીજા ભય વિષે મારે વિચારવાનું છે.'

શાહ તરફ એક ચિત્તથી જોઈ **અબ્દુલ કાદર** બોલ્યો,–'બીજા? ખરેખર પરદેશીઓ તરફની દેહેશત મારા મનમાં છે. પણ ત્યારે જે કાવતરાં હાલમાં છૂપાં છે, તે છતાં થોડા વખતમાં કદાચ ખુલ્લાં થશે, અને જેને તમારા વંશના માણસોથી ઉત્તેજન મળશે તથા તમારા ઘરમાંજ જેને કદાચ ટેકો મળશે તેવાં કાવતરાંનું શું કરશો? જો તમારો પુત્ર—'

'મારો પુત્ર **સલીમ**!' **અકબર** બોલી ઉઠયો; 'અને તેપણ અસંભવિત નથી. આપણી આસપાસના રાજકર્ત્તાઓમાંથી કેટલાઓને કુટુંબ કલહને લીધેજ આપણે પોતાને તાબે કરી દીધા છે. ત્યારે તમે એમ કહેવા માગો છો કે **સલીમ** પોતે મારી સામે આ રાજ્યથી નાખુશ થયેલા પુરૂષો સાથે સામેલ થવા તૈયાર થયો છે. તમારા બોલવા ઉપરથી મને એમજ લાગે છે.'

'એ પ્રમાણે છે, ખુદાવંદ', **અબ્દુલ કાદરે** જવાબ દીધો; 'મારા કહેવાની એટલી મતલબ તો ખરીજ કે પોતાના ધર્મ વાસ્તે ઉત્સાહને લીધે તો તે આવાં કામ કરવાને લલચાશે. પણ એવું હાલમાં છેજ તેવું હું કહેતો નથી.

'આટલી વાત તો નક્કી,' **અકબરે** પ્રત્યુત્તર વાળ્યો, 'કે આ બનાવ જો કદી બનશે, તો **સલીમ** કંઇ ધર્માંધપણાને લીધે લલચાવાનો નથી. કોરાન અને પેગમ્બર કરતાં, સ્વાદિષ્ટ દારૂ તથા ખુબસુરત સ્ત્રીઓમાટે તેને વધારે કાળજી છે. પણ આમ છે તેથી તમે મને જે ચેતવણી આપી તેમાટે તમારો ઉપકાર મારે ન માનવો એવો મારો અભિપ્રાય નથી. જો આજ વાત તમે પહેલાંથી શરુ કીધી હોત તો ઘણા વ્યર્થ શબ્દો આપણને બોલવાની જરૂર પડત નહીં. હવે પછી તમે આવી કોઇ બાબતોની અમને ખબર આપશો તો તે માટે તમારો ઉપકાર માનીશું. આપણે હવે જરા સાવધ થવું જોઇએ અને અહીંના આપણા લોકો ઉપર વધારે ચોકશી રાખવી જોઇશે. પણ હાલ તો હવે સાહેબ સલામ.' એટલું કહી સેહેજ મરડાટમાં હસીને, પોતાના શબ્દોથી શું અસર થઈ તે ઉપર વિચાર કરવા માટે **અબ્દુલ કાદરને** છોડી એકલો શેહેનશાહ ત્યાંથી ગયો.

'પરવરદેગાર' એ પેગમ્બરનો આશ્રિત દાંત કકડાવી બબડયો, '**સલીમ**નું નામ ગોઠવીને મે ઠીક તો કીધું. મારો વિચાર તો ફક્ત એનું મન વ્યગ્ર કરવાનો હતો કે જેથી તે આપણી મરજી પ્રમાણે કરવાને દોરવાય; તેને બદલે મે તો એને ફક્ત ચેતવણી આપી અને તે આપણને મદદ તો શું કરશે, પણ ઉલટું એની સાથે કામ પાડવું હવે તો ઘણું ભારે થઇ પડશે. હવે તો એના મનમાં વેહેમ ભરાયો છે કે આપણામાંના કેટલાક તેના પુત્ર સાથે તેની સામે થવાને એક સંપ કરીએ છિયે. તું ઘણો ડાહ્યામાં ખપે છે **અબ્દુલ કાદર**; પણ આજે તો તેં છક્કડ ખાધી છે. તું બેવકુફીથી વર્ત્યો છે. અરે! જે શાન્તપણું **અકબર**માંથી કદી ભોગજોગે જતું રહે છે તેવું શાન્તપણું મારા મનમાં ધર્મની આસ્થાને લીધે જે ઉત્સાહ છે તે ઉત્સાહથી જળવાય તો કેવું સારૂં! આવા સ્થિર ચિત્તને લીધે આપણા ઉપર તે કેટલી બધી ફતેહ મેળવે છે?'

**અકબરે** જે સ્વસ્થપણું બતાવ્યું તે **અબદુલ કાદરને** લાગ્યું તેવું હતું ખરૂં; એ જો કોઈ માણસે એને રાજમેહેલમાં જતી વખતે વિચારમાં ગરક થઇ ગયેલો તથા જમીન ઉપર નજર ઠરી રહેલી એવી સ્થિતિમાં જોયો હોત તો તે માનતે નહીં.

ખરેખર આ વેળાએ મીયા **કાદર** મૂર્ખ બન્યા. તે પોતાના મનમાં હજારો હજાર લ્યાનત નાખતો, ને પગ અફાળતો ઉઠયો. ઉઠતાં ઉઠતાં તે બોલ્યો 'બચ્ચા **કાદર**, જમાનાનો ખાધેલો છે તે છતાં તને આજે આ દાઢી વગરનાએ સજ્જડ આંજ્યો; ફિકર નહીં, એનો બદલો લઇશ, ને ફોર લઇશ'

પણ એટલેથી પત્યું નથી.

**અકબરના** એક ખાનગી ઓરડામાં એક માણસ તેની રાહ જોતો બેઠો હતો. તે માણસ ત્યાં છે એવી મીયા **અબદુલ કાદરને** જો ખબર હોત તો વધારે જુસ્સાથી પોતાના ઉભરા કાઢવાનું એને નવું કારણ મળત. એ પુરૂષ તે વળી કોણ?



# પ્રકરણ ૬ઠું.

## કાશ્મીરની ખટપટ.

આ પવિત્ર પૂજ્ય ગુરૂરાજ **કુલુક** હતા. તેની આસપાસ આવેલી શોભા અથવા રમણીય બાગોનો સુંદર દેખાવ જોવામાં તે તલ્લીન થયા નહોતા. તે ઉપર એમનું લક્ષ જ નહોતું. પણ ઉલટા બીજા કઇ વિચારમાં એ ગરક થયેલા ત્યાં બેઠા હતા. તોપણ આ જગ્યા કંઈ એણે પેહેલી જ વાર જોઇ નહોતી.

ક્ષણવારમાં તેને પોતાના વિચારમાંથી જાગૃત કરવાને તથા શેહેનશાહ પાસે તેડી જવાને ચોકીદાર નમન કરતો ત્યાં આવ્યો.

'અહીં તમને ફરીથી આવેલા જોઈ હું ઘણો આનન્દ પામું છું,' **અકબર** તે બ્રાહ્મણના માનપૂર્વક નમસ્કાર પાછા હેતથી વાળીને બોલ્યો; 'હું આશા રાખું છું કે કાશ્મીરથી તમે સારી ખબર લાવ્યા છો.'

કુલુક—'અફ્સોસ, ખુદાવદ, મારી તો ઇચ્છા એવી ખરી કે તેવા સારા સમાચાર આપને જણાવવા, અથવા બેચેનીનાં સઘળાં કારણો, જેમ બીજાથી છૂપાં રાખવામાં આવેલાં છે, તેમ તમારાથી હું છૂપાં રાખી શકું. પણ મારા ઉપર આપે જે વિશ્વાસ રાખ્યો છે તેને લીધે તથા મારા દેશના ભલાની ખાતર હુ જે જે વાત જાણું છું તે તમારાથી છૂપી ન રાખવાની મને જરૂર પડે છે.'

**અકબર**–'હું સમજયો–અસલની પેઠે પાછા બનાવ બનવા માંડ્યા છે. જુદા જુદા પક્ષોની તકરાર તથા લડાઈ શરુ થઈ છે. દીકરા બાપની સામે ને ભાઇઓ માંહોમાંહે, અસલના વારામાં થયું હતું તેમ, કાવતરાં કરવા લાગ્યા છે.'

કુલુક—'ખુદાવંદ, એ શબ્દેશબ્દ ખરૂં છે. હકદાર રાજા **નંદીગુપ્ત** રાજ્યાસન છોડી અલોપ થઈ ગયા અને સઘળું પોતાના ભાઇને માટે છોડી દીધું ત્યારે અમે બધા એમ માનતા હતા કે સઘળી જગ્યાએ પાછો બદોબસ્ત થશે; અને તે પ્રમાણે થોડો વખત રહ્યું પણ ખરૂં. લોકો પણ અગરજો રાજાને માટે અત્યાતુર નહોતા તો પણ છે તેમાં સંતોષ માનતા હતા.

ગમે તેમ હતું પણ વધારે ફેરફાર કરવાનો તે વખતે કંઈ કોઇનો વિચાર જણાતો નહોતો. આ પ્રકારની સ્થિતિ હાલમાં થોડે અંશે પણ જોવામાં આવતી નથી. જુદી જુદી ટોળીઓના જુસ્સાને લીધે લોકોમાં બેદીલી સજીવન થઈ છે; અને રાજ્યમાં ઉથલપાથલ થવાની તૈયારી દેખાય છે. ખરાબી એ છે કે આ કાવતરૂં ક્યાંથી શરુ થયું છે તે અમને માલમ પડતું નથી. રાજાના છોકરાઓ જે વહેલે મોડે રાજાની સામે બળવો ઉઠાવવાની ધાસ્તી બતાવે છે, તેમને ચઢાવનાર કોણ છે તે બાબતનીજ અમને માહિતી મળતી નથી.'

'તે તો જેમ થવાનું હશે તેમ થશે,' **શેહેનશાહ** દૃઢતાથી બોલ્યો, 'તેઓ આપોઆપ તૈયાર થયા છે કે બીજાના ઉશ્કેરવાથી તે ગમે તેમ હો, પણ અસલની રમત પાછી શરુ થશે એવું જણાય છે; અને આનો વખતસર અટકાવ થશે નહીં તો તેનાં અનિવાર્ય પરિણામ કેવાં આવશે? આખરે એજ કે જુદાં જુદાં ટોળાં હથિયાર લઈ ઉભાં થશે અને દેશની માંહોમાંહેની લડાઇને લીધે તમારો દેશ નાશ પામશે. સઘળી જગ્યાએ ટોળાં બંધાશે. તે ટોળાંને જે પ્રમાણમાં કાસ્મીરની હદમાંથી ઓછું મળશે અથવા તેમાં તેમને નુકસાન જશે, તે પ્રમાણમાં પોતાના ઘરમાંથી થયેલા ટોટાનો બદલો મેળવવા તેઓ મારી રૈયતમાં ખૂન ચલાવશે. તેટલા માટે, મારા ગૌરવની ખાતર, ટુંકામાં હવે તમને કહું છું કે આ હું સહન કરવાનો નથી. મારા રાજયની તથા મારી પ્રજાની તેમણે દરકાર રાખવી પડશે, અને જો ફોજની જરૂર પડશે તો ગમે તેટલી મેહેનત પડશે કે ગમે તેટલો ખરચ થશે તોપણ હું મારા લશ્કરને પાછું ભેગું કરીશ, અને મારી રૈયતની સ્થિતિ આબાદ રાખવાને જરૂરની શાન્તિ પ્રવર્તાવવા હું ઉત્તર તરફ જઇશ. ચોરોનાં ટોળાંને હૈયાત રહેવા દેવાં અને મારી પ્રજાને નુકસાન થવા દેવું તેના કરતાં બહેતર છે કે તેવા આખા ટોળાને તોડી પાડવું અને તેનો નાશ કરવો; બેશક એ મારો ધર્મ છે.'

શેહેનશાહને માટે **કુલુક**ના મનમાં ઘણુંજ માન હતું; તોપણ આવા ગર્વિષ્ઠ અને તુચ્છકારના શબ્દો સાંભળી તેને ઘણોજ ગુસ્સો ચઢયો, અને

અગરજો એણે જવાબ આપ્યો નહીં, તોપણ તે ગુસ્સો તેના ચેહેરાના બદલાયલા રંગ ઉપરથી સ્પષ્ટ દેખાતો હતો.

'પૂજ્ય **કુલુક**, મને માફ કરજો,' **અકબર** બોલ્યો, 'મારા બોલવાથી તમને ગુસ્સો લાગ્યો હોય તોપણ મારી માફક તમારે પણ જાણવું કે હું જે બોલું છું તે કાસ્મીરવાસી લોકોમાંના, તમારા જેવા, તમારા રાજા અથવા તમારા પ્રધાનો જેવા સારા માણસોની સામે બોલતો નથી, પણ જે કગાલ ફિતુરીઓ તમારા ઉપર અતિશય આફત લાવવાના છે અને પોતાના તોફાનથી શેહેનશાહ **અકબર**ની પ્રજાને નુકસાન પહોંચાડવાની ધાસ્તીમાં નાખે છે તેમને માટે મારે સખત શબ્દો વાપરવા પડે છે. આની સામા સાવધ રહેવું એ મારી ફરજ છે, અને એ ફરજ શી રીતે બજાવવી તે હું સારી રીતે સમજું છું. મારે વચમાં પડવું ન પડે તેટલા માટે તમારાથી બનતી કોશિશ કરો. તમારે ખાત્રી રાખવી કે તેવી સ્થિતિમાં હું નવ્વાણું વસા વચમાં પડવાની ઇચ્છા રાખનાર નથી.'

**કુલુક**-'તમારા બોલવા ઉપર હું પુરતો ભરોસો રાખું છું, દરિયાએ-દાફેજ ! હું ગુસ્સાની લાગણી દબાવી શક્યો નહીં તેનાં બે કારણ હતાં. ખરેખર અમારા દેશને માટે તથા અમારા રાજાને માટે જે દુષ્ટ કાવતરાં થવા માંડ્યાં છે તેને લીધે તથા તમે જે ધમકી બતાવી, જે મારે કબૂલ કરવી જોઇએ કે નિમિત્ત વગરની નથી, તે ધમકીને લીધે મને ગુસ્સો ચઢી આવ્યો હતો. પણ તમે શું એમ ધારો છો કે ફક્ત કાસ્મીર-માંજ કાવતરાં થાય છે ? તમારાજ દરબારમાં અને તમારા પોતાનાજ કારભારીઓ તથા સગાં સ્નેહીઓમાં કેટલાકો અમારી સામે તથા તમારા રાજ્યની સામે એકઠા મળી મનસૂબો કરે છે એ વાત શું તદન અસંભવિત છે ?'

**અકબર** ગર્વથી બોલ્યો: 'વારૂ કેમ, એટલે તમે શું કહેવા માંગો છો ?'

**કુલુકે** નમ્ર વચને કહ્યું: 'કદાચ હું અવિચારથી હદબહાર બોલી ગયો છું. તોપણ મારા મનમાં તો વેહેમ ભરાયો છે, અને તે વેહેમ ખોટો પડે એવી ઇચ્છા રાખું છું; તથાપિ તે દૂર કરી શકતો નથી. **સલીમ**—'

'શું વળી પાછો **સલીમ** ? આમાં પણ તે શું સામેલ થયો છે ?' આશ્ચર્યથી **અકબર** એકદમ બોલી ઉઠ્યો.

**કુલુક** અતિશય ગુંચવાયો, ને ગુંચવાડામાંજ તેણે ખુલાસો કીધો. 'બીજી કઇ બાબતમાં એ સામેલ છે તે હું જાણતો નથી. પણ મને કેટલાંક ચિહ્ન જણાયાં તે ઉપરથી આપ ખુદાવંદને ચેતવણી આપવાનું મને સુઝયું છે. તે જો બિનપાયાદાર હશે તો વધારે સારૂં, પણ માણસે પોતે સાવધ રહેવું એમાં કંઇ નુકસાન નથી ?

મૂછપર હાથ દેતો **અકબર** બોલ્યો: 'અને હું તે પ્રમાણે રહીશ. હાલમાં તો તેમ છતાં સઘળો આધાર કલ્પના અને શક ઉપર રહેલો છે. આપણે અવિચારીપણાથી નિશ્ચય કરવો નહીં કે વર્તવું નહીં; પણ ખાતરી રાખજો કે જે જે બાબત તમે મને જણાવી છે તેની પુરતી તપાસ કર્યા વગર હું રહીશ નહીં. આપણે ફરીથી મળીશું ત્યારે કદાચ લડાઇનો વખત નજદીક આવેલો હશે. પણ તમે જાઓ ત્યાર પહેલાં તમને પોતાને આનન્દ થાય એવી એક વાત મારે તમને કહેવાની છે—હમણાજ હું તમારા શિષ્યને મળ્યો છું ને તેની સાથે વાત પણ થઇ છે.'

'શું **સિદ્ધ** !' **કુલુક** આશ્ચર્યતાથી બોલી ઉઠયો; 'આપની હજુરમાં એને કોણ લાવ્યું હતું ?'

'કોઇ નહીં', **અકબરે** કહ્યું. 'મે એને બાગમાં જોયો અને એ **સિદ્ધ**જ છે એવી અટકળ બાંધીને તેની સાથે વાતો કીધી. તમે જાણો છો કે કોઇ વાર આવી રીતે વાતો કરવાનું મને ઘણું પસંદ છે.'

**કુલુકે** પ્રશ્ન કીધો, 'અને શું એને ખબર ન પડી કે એ શેહેનશાહ સાથે વાત કરતો હતો ?'

**અકબરે** જણાવ્યું: 'સ્વાભાવિક રીતે તો નહીંજ; અને એણે એવું ધાર્યું પણ નહીં. તમારે એને કહેવું નહીં. હું જાતેજ એને કોઇ દિવસ માહિત કરીશ. એને માટે મારો કેવો વિચાર છે તે તમે જાણવા માંગો છો ? એમ છે ત્યારે હું જણાવું છું કે એને જોઇ હું પરમ સતોષ પામ્યો છું. એ સારો આબરૂદાર જુવાન પુરૂષ છે. એના ઉપર હું વિશ્વાસ રાખી શકીશ પણ કેટલેક દરજ્જે અવિચારી–'

'હું આશા રાખું છું કે **શેહેનશાહ** આગળ વાત કરવામાં **તે અદબની** બહાર ગયો નહીં હોય,' **કુલુકે** પુછ્યું.

**અકબરે** હાસ્યવદનથી જવાબ દીધો, 'તે તો વળી એ કોની સાથે વાત કરતો હતો તેની એને ખબર હોય તો. પણ કંઇ ગભરાવા જેવું **નથી**– એ જરા વધારે ગુસ્સાથી તથા તદન નિખાલસ દિલથી બોલતો હતો એવું એને બતાવ્યુ ત્યારે પોતાની ભૂલ એણે જે રીતે કબૂલ કરી તે રીત મને પસંદ પડયા વગર રહી નહીં. પણ હવે બસ થયું, મેં તમને જણાવ્યુ છે કે હું એનાથી રાજી થયો છું, અને કોઇ પણ માણસને પહેલી વખત મળવાથી તેને માટે ઉત્તમ વિચાર મનમાં બાંધવાની મને ટેવ નથી એ વાત તમે જાણો છો મારા મનમાં **સિદ્ધને** માટે જે પહેલી અસર થયેલી છે તે અસર જળવાઈ રહે તે તરફ એણે પુરતું લક્ષ આપવું. પણ જરા મારે બીજાં કામ છે તેથી તમને હું વધારે વાર રોકતો નથી. પૂજ્ય, નમસ્કાર !'

માનપૂર્વક પાછા નમસ્કાર કરી **કુલુક** તે ઓરડામાંથી બહાર નિકળ્યો. **અકબરે** પ્રેમમમતાથી તેની પાછળ જેયું. પદવી તથા અધિકાર, ધર્મ તથા જાતમાં **અકબર** અને **કુલુક**માં ઘણો અતર હતો તે છતાં માનની ખાતર તથા દોસ્તીની ખાતર, અને વળી ગમે તેમ થાય તોપણ એક વાર વચન આપી કદી તેમાંથી ડગે નહીં એવી ઇમાનદારીની ખાતર **અકબર** અને **કુલુક** વચ્ચે પ્રેમની ગાંઠ બંધાઇ હતી.

'આટલું તો ખરૂં કે એ વિશ્વાસ રાખવા લાયક માણસ છે.' શેહેનશાહ પોતાના મનમાં બોલ્યો. 'એનામાં કંઇ પણ ડગો નથી.' આ કહેવું વાજબી હતું, પણ **કુલુક** કરતાં વધારે પાસે રહેલા, જેને માટે આ પ્રમાણે તે કહી શકે તેમ નહોતું, એવા કેટલા બધા હતા ?

———————

# પ્રકરણ ૭મું.

## નવું ઓળખાણ.

પેલી ચાકરડી આપણા તરૂણને પોતાની શેઠાણી પાસે લઈ જવાની હતી ત્યાં જવા **સિદ્ધરામ** તત્પર હતો. નિમેલે વખતે **સિદ્ધ** મસીદ આગળ આવી પહોંચ્યો. ત્યાં જરાક રાહ જોતો ઉભો એટલામાં પેલી દાસી તેની પાસે આવી અને પોતાની પાછળ જવાની તેણે નિશાની કરી. જુદા જુદા આડકતરા રસ્તા તરફ તે **સિદ્ધ**ને દોરી લઈ ગઈ એટલામાં તેઓ બાગની એક ઉંચી દિવાલ આગળ જઈ પહોંચ્યાં. તે દિવાલમાં એક નાનું બારણું હતું. આ બારણું તે દાસીએ ઉઘાડયું અને તે બન્ને દાખલ થયા પછી સભાળથી બંધ કીધું. થુવેરીઆ અને બીજા છોડવાઓથી બે બાજુએ વાડ કરી લીધેલે રસ્તે થઇને તેઓ નારંગીનાં ઝાડો તથા ફુવારાવાળા એક ચોતરા આગળ ગયાં. તે ચોતરા ઉપર એક નાના પણ સુંદર ઘરનો પાછલો ભાગ પડતો હતો. બાકીનો ભાગ પાસે પાસે ઉગેલાં મોટાં ઝાડોથી ઢંકાઈ ગયો હતો. **સિદ્ધ** તે દાસી સાથે આરસના પગથિયાવાળા ઓટલા ઉપર ચઢી, એક ઝરૂખામાં થઈ એક ઓરડામાં આવ્યો. ત્યાં પવન પુષ્કળ હતો. તેડી લાવનાર દાસી **સિદ્ધ**ને ત્યાં છોડીને પડદાની પાછળથી ચાલી ગઇ. તે ઓરડામાં એક કોચ ઉપર ઇરાની ઢબનો પોશાક પહેરી એક જુવાન સ્ત્રી નિશ્ચિતપણે પડેલી હતી. તે બાઇની મુલાકાતે આવનાર પુરૂષની તેને જાણ થતાં તે એકદમ ઉઠી અને તેને મળવાને તથા આવકાર આપવાને અગાડી આવી. તે સ્ત્રીને જોઇ તે ક્ષણે **સિદ્ધ** કહેવાને અશક્ત હતો કે તે ખુબસુરત હતી કે નહીં. તેના મ્હોંનો ચેહેરો ખુલ્લો નહોતો. પણ તેની નીલા રંગની સુંદર આંખો જેનું રેશમ જેવી સુંવાળી પાંપણથી રક્ષણ થયું હતું તે ઉપરથી અવર્ણ્ય મધુરતા તથા સ્નેહભાવ દેખાતો હતો. અગરજો તે ઉંચી નહોતી તોપણ તેની આખી આકૃતિ જે તંગ પહેરેલા ઝભ્ભાને લીધે પૂર્ણ રીતે નજરે પડતી હતી, તે ખરેખર પ્રમાણસર હતી. પણ જેથી વિશેષે કરીને **સિદ્ધ** આશ્ચર્ય પામ્યો તે એક તો એના વક્ષઃસ્થળ તથા ઉરોજ–જેના ઉપર એક

મોતીનો હાર આવી રહ્યા હતો તે હતું. તેની કાન્તિ શ્વત હતી. અત્યાર સુધીમાં કોઇ પણ બીજી સ્ત્રીમાં જોયેલી નહીં તેવી ગાલપર ગુલાબી રંગની સુરખી છાઈ રહી હતી.

'કુલીન સરદાર'–તે સ્ત્રી પ્રેમવચનથી બોલી–અને **સિદ્ધના** મનપર તેણે જે અસર કીધી હતી તે જો પ્રતિકૂળ હોત તો શબ્દો બોલતાં જે સ્વરની મધુરતા નિકળી તેથી **સિદ્ધનું** મન તે તરતજ હરી લીધા વગર રહેતે નહીં. 'મારી વિનતી કબૂલ કરી આપ આટલા જલદીથી અહીં પધાર્યા તે માટે હું આપનો ઉપકાર માનું છું. કદાચ આવી રીતે બોલાવવા એ કઇક અવિવેકી લાગે, પણ મારૂં કારણ આપ જાણશો ત્યારે મારે માટે આપ ખોટો વિચાર બાંધશો નહીં એવી મને પૂરી આશા છે.'

**સિદ્ધે** તેવાંજ પ્રેમવચનથી કહ્યું, 'તમારી તરફથી બોલાવવા માટે જે કહેણ મળેલું તેની ના કહેવામાં આવે તો તે ખરેખર અસભ્યતા ગણાય. જો કે હું કબૂલ કરૂં છું કે હું કોને મળવાનો છું તેની મને ખબર હોત તો તે વખતે મેળાપ કરવાને જેટલી અધીરાઇ થવી જોઇએ તેટલી અધીરાઇથી, કુલીન બાઈ, હું તમને મળવાના વખતની રાહ જોતો નહોતો.'

**સિદ્ધે** કરેલી આ પ્રશસાના જવાબમાં તે સ્ત્રીએ પોતાનું માથું સેહેજ નમાવ્યું ને પછી તે બોલી, 'મે મારા પોતાના કામને માટે આપને આવી રીતે બોલાવ્યા નથી. પણ એક બીજી સ્ત્રી, મારી એક સખી, જેને હું અતિ હેતથી ચાહું છું તેનું કામ કરવાનું છે. આગ્રાના કેટલાક સમર્થ પુરૂષોએ તેને ફાંસામાં લેવાને ઉપાય રચ્યા હતા તેમાંથી છટકી જવાને થોડાક વખતપર એને અહીંથી નાશી જવું પડયું હતું; અને તેણે તમારા કાસ્મીર દેશમાં જઈ આશ્રય લીધો છે. હમણાને હમણા તેને ઘણી અગત્યની થઈ પડે એવી ખબર મારે આપવાની છે. પણ તે ખબર સહીસલામત તેને શી રીતે મોકલવી તે આજ સુધી મને સુઝતું નહોતું, કારણ મારા તાબામાં જે જાસુસો છે તેમાંથી મને કોઇનો ભરોસો નથી. મ સાંભળ્યું કે તમારા ગુરૂ સાથે તમે આગ્રામાં પધાર્યા છો, અને ગુરૂ થોડા દિવસમાં પાછા જનાર છે. તરતજ મેં વિચાર કીધો કે જે સરદારનું નામ

હું સારી રીતે જાણુતી હતી તેની આબરૂપર ભરોસો રાખવા કરતાં બીજો કોઈ પણ સારો રસ્તો સદેશો મોકલવાને મળશે નહીં; તેટલા માટે મેં આ નિશ્ચય કીધો. આ કાગળમાં જે જે બાબતો લખી મારી સખીને હું ખબર આપવા માગું છું તે ફક્ત તેનાજ કામની છે. હું ભરોસો રાખુ છું કે આ મારી વિનતી સ્વીકારવાને આપને અથવા પૂજ્ય **કુલુક**ને કંઇ અડચણ પડશે નહીં.'

આ શબ્દો સાંભળી **સિદ્ધ**ના મનમાં પહેલવહેલાં તો શાન્તિ થઇ. એણે જોયું કે આમાં બીજું કંઈ કામ નહોતું, પણ ફક્ત એક સ્પષ્ટ રીતે નિર્દોષ દેખાતો કાગળ લઇ જવાનો હતો; અને તેમાં તેને કઇ નિસબત પણ નહોતી. આ પ્રમાણે એને સતોષ પેદા થયો તેની સાથે એને કેટલેક દરજ્જે નિરાશા પણ ઉત્પન્ન થઈ, અને આ કામમાં કંઈ સાહસ કર્મ કરવાનું મળ્યું નહીં એ જાણી એને આનન્દ લાગ્યો નહીં.

પોતાના ગુરૂને તે કાગળ **સિદ્ધ**, ખુશીની સાથે સોંપીને આપશે અને **કુલુક** તે રાજી ખુશીથી લઈ જશે એવું તે સ્ત્રીને તેણે ખાતરી પૂર્વક જણાવ્યું.

તે સ્ત્રીએ નિશાની કરી કે તરતજ પેલી દાસી બિડેલો એક કાગળ અંદર લાવી. તે પત્ર ઉપર રેશમની દોરી બાંધી હતી અને તેના ઉપર મહોર મારી હતી. દાસી બહાર ગઈ અને આ અજાણી સ્ત્રી બોલી: 'તમે જુઓ છો કે એ કાગળના ઉપર સરનામુ મારી સખીના નામનું નથી પણ જેને તમે કદાચ ઓળખતા હશો તેના નામનું છે.'

**સિદ્ધ**–'ઘણી સારી રીતે ઓળખું છું. અમે ઘણી વાર જોડે શિકાર કરવા ગયેલા છિયે.'

**અજાણી સ્ત્રી**–'તે પુરૂષ મારી સખીને કાગળ આપી દેશે એટલે એ કાગળ ખરેખરો કોને માટે છે તે વાતની ખબર તમારા મિત્ર **કુલુક**ને પડશે નહીં–કારણ જેમ બને તેમ ઓછાં માણુસોને આ ગુપ્ત વાતની ખબર પડે તો સારૂં એવો મારો વિચાર છે. હું આશા રાખું છું કે,' ક્ષણવાર અબોલ રહીને તે પાછી બોલી, 'મારી આપેલી ખબરથી મારી

સખીને ફાયદો થશે. તમારા અતિ સુંદર દેશ વિષે મેં ઘણાં હૃદયરંજક વર્ણનો વાંચેલાં છે. તે દેશ જોવાની મારી સખીને તક મળી છે તેવી તકની અગરજો હું ઇચ્છા રાખું છું, તોપણ તેની આ દેશનિકાલ સ્થિતિ માટે મને ઘણીજ દયા આવે છે. પણ મને ખરેખરૂં કહેશો વારૂ કે આ બધા વર્ણનોમાં શું થોડી ઘણી અતિશયોક્તિ નથી ?–કંઈ નહીં તો તેમાં કાવ્યસૌંદર્ય તો છેજ.'

**સિદ્ધ**–'ખરેખર, અગરજો મારા ગુરૂએ મને અતિશયોક્તિ માટે ઘણી ચેતવણી આપી છે, કારણ તેથી વાજબીપણું તથા યોગ્ય રસજ્ઞતા હદમાં રેહેતાં નથી, તોપણ મારે કહેવું જોઇએ કે જે વર્ણનો બાબત તમે કહો છો તે, સત્ય વાત ઘણે દરજ્જે બતાવી શક્યાં નથી–અહીં આગળ સૃષ્ટિનું પૂર્ણ સૌંદર્ય નજરે પડે છે. તમારી જમના નદીના કિનારા ઘણા રમણીય સ્થળો છે, અને તમારા ભવ્ય મેહેલો તથા અહીંના વૈભવ સાથે સરખાવી શકાય તેવું અમારા ઉત્તરના પ્રદેશમાં કંઈજ નથી. પણ તમારા જેવા જેમને સૃષ્ટિની ખુબીનો પૂરો લાભ મળતો નથી તેવાઓથી અમારાં પર્વતો, જંગલો અને ખીણોની શોભાની કલ્પના થઈ શકેજ નહીં.'

આ પ્રમાણે પોતાની જન્મભૂમિની ખુબીઓ એને યાદ આવ્યાથી તથા પોતાની વાત સાંભળનાર નવયૌવના રૂપવતી સુંદરીને ઘણો રસ પડવાથી આખી દુનિયામાં પ્રસિદ્ધ થયેલા હિંદુસ્તાનના પરમઆનંદના ધામનું વર્ણન કરવામાં **સિદ્ધ** મશગુલ થઈ ગયો. તેની બોલવાની છટા તથા તેના ખુશ ચેહેરાને લીધે આ કાન્તિવાન તથા બહાદુર જુવાન પુરૂષ પ્રત્યે એ સ્ત્રીને વધારે પ્રેમ ઉત્પન્ન થયો.

ક્ષણવાર વિલા પછી આખરે ઉભી થઈ તે સુંદરી બોલી: 'મે તમને ઘણી વાર ખોટી કીધા છે ને તમારી મેહેરબાનીનો ગેરલાભ લેતી હોઉં એમ થાય છે. તોપણ એક બીજી વિનંતી કરવાની છે: મારી સખીની ખાતર આપણી આ મુલાકાત આપણા બે વચ્ચેજ છાની રાખજો. આવી રીતે ઘણો થોડો વખત આપણે મળ્યાં છિયે તે કંઈ ઘણી અગત્યની વાત નથી.'

'બરોબર છે કે તમને તો નહીં,' **સિદ્ધે** જવાબ આપ્યો, 'પણ તમે ધારો છો તેના કરતાં મને વધારે અગત્યની છે એમ હું માનું છું.'

'ઠીક,' તે સ્ત્રીએ હસીને ઉત્તર વાળ્યો 'પ્રશંસા કરવામાં અમારા લોકોના જેવાજ હિંદુઓ પણ પ્રવીણ છે. પણ તે હવે જવા દો; કારણ ખરેખરૂં કહેવાનું બાકી રહ્યું છે. તમે કોણ છો તે જાણી લીધા પછી હું પોતે અજાણી રહું તો ખરેખર હું તમારા વિશ્વાસને પાત્ર થાઉં નહીં. તમે છાની વાત ગુપ્ત રાખશો એવી મને આશા છે તેથી મારૂં નામ તથા મારી પદવી–તે અગરજો હલકી છે તોપણ–તમારાથી છુપી રાખવાનું કારણ હું જોતી નથી. મારૂં નામ **રીઝીયા** છે. મારા પિતા, એક આર્મીનિયન, અહીં વેપારને માટે આવ્યા હતા, અને મારી નાની ઉમ્મરમાં એક ઘણી મોટી ઉમ્મરે પહોંચેલા આ શેહેરના વેપારી સાથે તેમણે મને પરણાવી હતી. કેટલાક વખત ઉપર પોતાના કામસારૂ તે ઇરાન દેશમાં અને કદાચ તેથી પણ આગળ ગયા. પણ ઘણો વખત થયા છતાં તેમની કંઇપણ ખબર હજી મને મળી નથી. તે અરસામાં, તમે જુઓ છો કે હું એકાંત વાસમાં સ્વસ્થ મનથી રહું છું, અને શાન્ત રીતની જિન્દગીનું સુખ ભોગવું છું. અગરજો આપણે પાછાં મળીશું નહીં, તોપણ આપે કોને મળવાની તસ્દી લીધી છે તે આ ઉપરથી હવે જણાયું હશે.'

'અને કુલીન **રીઝીયા**, આપણે પાછાં કેમ મળીશું નહીં ?' ગદગદિત કંઠે **સિદ્ધે** પુછ્યું. 'ન મળવાનું કંઈ કારણ મને જણાતું નથી. પણ એવો સંભવ છે કે તમારી સખી જે કાસ્મીર દેશમાં છે તે સંબંધી તમને રમુજ પડે એવી કેટલીક બાબતો મારે તમને કહેવાની મળી આવશે.'

**રીઝીયા**–'ઘણું સારૂં, આપનો મારા પ્રત્યે જે સ્નેહ છે તેથી હું દૂર થવા માંગતી નથી; કોઈ વખત સાંજના એકાદ કલાક આપને નવરાસનો વખત હોય તેવારે મારા પત્રની ખબર સાંભળવાથી તથા તે લઇ જવાને કંઈ વિશેષ તસ્દી પડી નથી એવું જાણવાથી હું ઘણી ખુશી થઇશ. એટલું તો ખરૂં કે કાગળ સહીસલામત પહોંચશે એવો ઘણો સંભવ છે. આ મારા ઝુંપડામાં મને મળવાને આપ જ્યારે પધારવાના હો ત્યારે તેની ખબર મારી દાસીને કહેશો તો બસ થશે.'

'મને ફરીથી મળવાને તમે તક આપશો તો તે માટે બેશક હું તમારો ઘણો આભારી થઇશ,' એટલું બોલી પોતાને સોંપેલો કાગળ કટિબન્ધમાં સાચવીને **સિદ્ધે** મુકયો અને તે સ્ત્રીને છેલી સલામ કરી ત્યાંથી ચાલ્યો.

**સિદ્ધ** પોતાને ઘેર પહોંચ્યો ત્યારે તે કેટલીક વાર સુધી વિચારમાં ગરક થઇને ઓટલા ઉપર ઉભો રહ્યો. ત્યાં આગળ પગ નીચે ધીમે વહેતી નદી ઉપર ટગરટગર જોઈ રહ્યો. એને વિચાર થયો કે અલ્હાબાદના કિલ્લાની દિવાલોની થડમાં થઈ એજ પાણી વહેશે અને પોતાની **ઇશિવતી**ના મનોહર ચેહેરાનું તેમાંથી પરાવર્તન થશે. એ વાત તો ખરી, પણ શું એમ ન થાય કે તે મોજાઓ પોતાની વેસવાળ કીધેલી પ્રિયાને પોતાના પ્રણામ કહે અને પ્યારનાં તથા વિશ્વાસના વચનો તેને ધીમેથી સંભળાવે? આ વિચારમાં ને વિચારમાં તેણે દિવાલ ઉપર ટાંગેલી **ઇશવતી**ની છબી કાઢી લીધી; અને તેની તસવીરને ચુંબન કરી, ઝરૂખામાં પોતે બેઠો. તે તસવીર તેણે ધારીધારીને જોઈ તો તે કુલીન તથા ખુબસુરત હિંદુ કુમારિકાના મ્હોંનો આકાર પહેલાં કોઈ વખત પણ જણાયેલો તેના કરતાં આ વખતે ઘણોજ મનમોહક તેને લાગ્યો; પણ એની નજર નદીને કિનારે આવી રહેલા મેહેલ તથા બાગો ઉપર ફરતી ફરતી ગઈ કે એક બીજી આકૃતિ એની દૃષ્ટિએ પડી! **રીઝીયા** આર્મીનિયનનું રમણીય સ્વરૂપ, તેની કાળી ભમર જેવી આંખો, અને તેનો મધુર સ્વર એકી વખતે તેનાં અંતર્ચક્ષુ આગળ દેખાયાં. **રીઝીયા**ની સાથે એને આટલી બધી નિસબત શું? ખરેખર કંઈજ નહીં; પણ તેનું રૂપ ઘણું ચિત્તવેધક લાગ્યું. તેમાં હરકત જેવું શું હતું? **ઇશિવતી**ને એણે કંઈ એવું વચન આપ્યું નહોતું કે તેની ખાતર બીજી સઘળી સ્ત્રીઓ એના મનને કદરૂપી તથા મનહરણ ન કરે એવીજ લાગવી જોઇએ.

'અલ્યા!' બીજે દિવસે સવારમાં **સિદ્ધ**ના મકાનના ચોગાનમાં આ શબ્દ સંભળાયો. 'તારા શેઠ ઉઠયા છે કે? જઇને જો કે હમણા મને એ કંઈ હરકત વગર મળી શકે તેમ છે?'

આ હુકમ **પ્રમાણે** **વત્સ** જાય છે એટલામાં **સિદ્ધ** જે બહાર જવાની તૈયારી કરતો હતો તેણે **અબુલ ફૂઝલ**ના ભતરીજા **પરવીઝ**નો આનન્દી સ્વર પારખ્યો, તે ઉપરથી તેને મળવાને તથા અંદર બોલાવવાને ઉતાવળથી ગયો. બન્ને મિત્રો મળતાં **પરવીઝે** પુછ્યું, 'હાલ શું તમારે નોકરી ઉપર જવાનું છે ?'

**સિદ્ધ**–'બે દિવસ જવાનું નથી.'

**પરવીઝ**–'એ તો ઘણું સારૂં; ત્યારે તમે મારી સાથે મુસાફરી કરવાને કદાચ આવશોજ.'

**સિદ્ધ**–'ઘણી ખુશીની સાથે–આપણે કેણી તરફ જઇશું ?'

**પરવીઝ**–'ફાથપુર સિકરી, જ્યાં શાહનો મેહેલ છે ને જે જોવાને આસપાસ મુસાફરી કરવા જનારા લોકો પહેલ વહેલાં હંમેશાં જાય છે.'

**સિદ્ધ**–'આપની સોબતમાં આપ જ્યાં જશો ત્યાં આવવાને હું પૂર્ણ રીતે રાજી થઇશ. પણ ગુરૂ **કુલુક** કાશ્મીર જવાને માટે નિકળવાની તૈયારીમાં છે તેને ક્ષણવાર મળી આવું એટલી વાર કૃપા કરી થોભશો.'

**સિદ્ધે** પોતાના ગુરૂને જવાની ગડબડમાં જોયા, તેથી હવે તેમને છેલ્લી સલામ કહેતાં પેલો કાગળ તેમને સોંપ્યો. **કુલુકે** તે કાગળ કંઇપણ સવાલ પુછ્યા વગર લીધો.



# પ્રકરણ ૮મું.

## ફતેહપુરની સ્વારી, જમીનનો બંદોબસ્ત.

થોડી વાર પછી **સિદ્ધ** તથા **પરવીઝ** ઘોડેસ્વાર થઈ પોતાના ચાકરો સહિત શેહેર બહાર જવાને રસ્તે પડ્યા. આ ઘોડા ઉપરની મુસાફરીમાં તેમને ઘણી ગમત પડી. બન્ને બાજુએ રમણીય દેખાવવાળા તથા સુંદર ઝાડોની ઘટાવાળા માર્ગે તથા ખેતર અને છાંયડાવાળી વૃક્ષવાટિકા નજીક થઇને તેઓ અગાડી વધતા ગયા.

'જુઓ,' થોડીક વાર ચાલ્યા પછી **પરવીઝ** બોલ્યો, 'આવા બે તરફ ઝાડોની ઘટાવાળા માર્ગો ઘણીખરી જગ્યાએ શેહેનશાહે બનાવ્યા છે. વળી જે જગ્યાએ અગાડી એક લીલું પાંદડું પણ ફડફડતું નહોતું અને લોકો ગરમીથી ત્રાહ્યત્રાહ્ય પોકારતા હતા તે જગ્યાએ આ સઘળા છાંયડાવાળા રસ્તાઓ હમણા થયા છે. આ શું ઘણું અગત્યનું અને યશસ્વી કાર્ય નથી? બેશક દરેક મુસાફર આ સુખ ભોગવી **અકબર**નો બેહદ ઉપકાર માન્યા વગર રહેતો નથી.'

'ખરેખર, તેમજ છે; શેહેનશાહ **અકબર** ઘણાં સ્તુતિપાત્ર કામો કરે છે,' **સિદ્ધે** જવાબ વાળ્યો ને તરતજ આગલે દિવસે જે અલૌકિક પુરૂષ આગળ એણે **અકબર** વિષે વાત કરી હતી તે પુરૂષનો વિચાર એના મનમાં આવ્યો. તે વિચિત્ર મુલાકાતની સવિસ્તર હકીકત એણે **પરવીઝને** કહી ને તે પુરૂષ કોણ હશે એ બાબત તેને પુછ્યું. જેમ તેમ કરીને હસવું દબાવી રાખી **પરવીઝ** બોલ્યો. 'ના, હું તેને ઓળખતો નથી. પણ કદાચ તમે તેને ફરીથી મળશો.'

'નવ્વાણું વસા તેમ થશે,' **સિદ્ધે** ઉત્તર આપ્યો; 'પણ વારૂ મને કહેશો કે અહીં આટલા બધા લોકો દાઢી વગરના કેમ છે? હું એમ ધારતો હતો કે તમારા મુસલમાનો દાઢી રાખવામાં તો ઘણું માન ધરાવે છે.'

**પરવીઝ**–'એમ તેઓ ધારે છે. પણ **અકબર**નો વિચાર તદ્દન નિરાળોજ છે. આપણા જેવાને છે તેવી મૂછ થોડી ઘણી હોય તો તે

ચલાવી લે છે, પણ કોઇ દાઢી રાખે તો તે વાત એને જરાએ પસંદ પડતી નથી. ડાહ્યામાં ડાહ્યા માણસોના પણ કેટલાક મનના ફાંટા હોય છે તે પ્રમાણે આ એકાદ ફાંટો પણ હોય, અથવા તો ઇસલામી ધર્મવાળાને ચિડવવા અને તેમના વિચાર તથા રિવાજમાટે એને કેટલી થોડી દરકાર છે તે બતાવવાના હેતુથી આ પ્રમાણે શેહેનશાહ કરતો હશે. કારણ ગમે તે હો, પણ એ પ્રમાણે છે એ તો નક્કીજ. વળી આ વાત ઘણી અગત્યની નથી અને છોકરવાદી જેવી લાગે તોપણ તેની ચર્ચા થઇ રહી છે ને **અકબર** માટે અપ્રિય લાગે તેવું ઘણું સંભળાય છે. હવે અહીંથી આ પ્રાંતના ગામના એક મુખીનું ઘર ઘણું નજદીક છે. મારા પ્રધાન કાકા મારફત એને હું સારી રીતે પિછાનું છું. તેથી આપણા ઘોડાઓને પાણી પાવામાં આવે તેટલી વાર એને ત્યાં આપણે આરામ લઇશું વારૂ ? મારૂં ટટ્ટુ ઘણું તરસ્યું થયેલું જણાય છે; કારણ હું તૈયાર થયો હતો ત્યારપહેલાં ઘણી વાર થયા એના ઉપર ખોગીર નાખવામાં આવ્યું હતું.’

આ પ્રમાણે વિચાર થયાથી તે બન્ને જણા લાકડાં અને પત્થરના બાંધેલા એક ગામડાના ઘરના ચોગાનમાં ઘોડાપરથી ઉતર્યા. તે ઘરની આસપાસ આમલી તથા બાવળનાં ઝાડો આવી રહ્યાં હતાં. તરતજ તે ઘરનો માલિક ત્યાં આવી પહોંચ્યો. તે મધ્યમ કદનો પ્રૌઢ દેખાવનો હિંદુ ગ્રુહસ્થ હતો; ચેહેરા ઉપરથીજ જણાતું હતું કે તે કોઇ સારો અધિકાર ભોગવતો હશે. **સિદ્ધ** અને **પરવીઝ**નો તેણે યથાવિધિ સત્કાર કીધો ને તેમને માટે તાજો લીલો મેવો તથા બરફ જેવું ઠંડું પાણી મંગાવી મ્હોં આગળ મુકયું. ત્યાં સ્વાભાવિક રીતે ખેતીવાડી વિષે તથા તે પ્રાંત, જેમાં થોડા વખત થયાજ ખેડાણ શરુ થયું હતું, તેની આબાદી વિષે વાતો નિકળી.

‘અલબત, કેટલેક દરજ્જે,’ તે ગામનો મુખી બોલ્યો, ‘અમારી સ્થિતિ આબાદ થઇ છે તે અમારી મહેનત તથા અમે ભોગવેલા કષ્ટને લીધે છે, પણ શેહેનશાહનો અમારે મોટો ઉપકાર માનવાનો છે; કારણ એમની ડાહાપણ ભરેલી તથા હિતકારી રાજ્ય કરવાની રૂઢિને લીધેજ પહેલ વહેલા અમારૂં બળ વાપરવાની અમને તક મળી હતી.’

'એમની રીતિ વિષે મેં સાંભળ્યું છે,' સિદ્ધ બોલ્યો, 'પણ ખરૂં પુછાવો છો હું તે પુરતી સમજ્યો નથી.'

'તોપણ તે ઘણીજ સ્પષ્ટ છે,' તે હિંદુએ જવાબ આપ્યો. 'તમારા જેવાને સમજવાને ઘણીજ સહેલી લાગે તેવી છે. એનું મુખ્ય બંધારણ એ છે કે જમીનના ઘણા વિચારથી વિભાગ પાડયા છે. જમીન ઉપર વાજબી કર નાખવાની ગોઠવણ કીધી છે, અને વિશેષે કરીને જમીનદાર તથા ખેડુત માટે એક સરખી રીતે કાયદો અને ન્યાય નક્કી ઠરાવેલા છે. અગાઉ સઘળી બાબતોનો સ્વચ્છંદી ઠરાવો ઉપર આધાર રહેતો હતો, અને એક ખેડુતને કેટલું આપવું પડશે તથા કેટલું તેની પાસે રહેશે તેની તેને ખબર પડતી નહીં. ખેતરો ઉપર વાર્ષિક કર કેટલો નાખવો તે અમારા જેવા ગામના મુખીઓને ઠરાવવાનું હતું. પણ હવે તે સઘળું બદલાઈ ગયું છે. ખેતરોની બરાબર માપણી કરવામાં આવી છે, તેની સીમા નક્કી થઈ છે અને તેના ઉપર તેની પેદાશ જોઈ આકાર ઠરાવવામાં આવ્યા છે. વળી ખેતરોની પેદાશની બરાબર તપાસ કરી તેમના વર્ગ પાડવામાં આવ્યા છે, અને અમુક વર્ષો સુધી ગણોતે અપાયાં છે. તેમ વધારે અગત્યની બાબત તો એ છે કે કર આપવાનો હોય તેને પેટે મરજી મુજબ ક્યાં તો નાણું આપે અથવા તો પેદાશમાં જે જાતનો માલ થાય તેમાંથી અમુક ભાગ આપે. વળી તકરાર પડે ત્યારે કોઈપણ સરકારી અધિકારી પોતાની મરજી મુજબ નહીં, પણ કાયદાને અનુસરી ઇનસાફ ચુકવી શકે. એ બધાનું પરિણામ દેખીતુંજ છે. ખેડુત જમીનદાર અથવા ગણોતિયો પહેલાંથી કહી શકે છે કે જમીનની કિંમત કેટલી પડશે, તેને કેટલું આપવું પડશે, અને તેની પાસે બાકી પોતાનું કેટલું રહેશે. આમ થવાથી હાલમાં પોતાને લગતી સઘળી બાબત સમજવાનો તે પુરતો શ્રમ કરે છે. હવે તે આબાદ થાય એમાં શું અચરત પામવા જેવું છે? પહેલાં તો તે બિચારાને રોજના નિર્વાહ જેટલું પણ મળતું તો સંતોષ પામતો. આ તમારી અગાડીજ એ ઉત્તમ રિવાજનાં ફળ તમે જુઓ છો, અને તે ઉપરથી તમે વિચાર બાંધી શકશો. પણ વળી મારી પેઠે તમે પણ દેશની અસલની સ્થિતિ જાણતા હોત તો તમે વધારે સારો મત બાંધી શકત.'

'ગમે તેવા દેશમાં આવા પ્રકારની શુભ ગોઠવણથી આવાંજ પરિણામ નિપજ્યા વગર રહે નહીં;' **સિદ્ધે** ઉત્તર વાળ્યો. '**અકબર** જેવા શેહેનશાહ **જે દેશમાં હોય તે દેશને તેવા શેહેનશાહથી** કેટલું વિશેષ સુખ સંપાદન **થાય છે** તેનો આ **ઉત્તમ નમુનો છે.'**

'અમારે વળી તેના સલાહકારોનો ઘણો ઉપકાર માનવાનો છે,' તે **હિંદુ** અમલદાર બોલ્યો; '**અને મુખ્યત્વે કરીને ટોડર મલ** * કોશાધિકારીનો કે જેણે આ યુક્તિનું બંધારણ બાંધ્યું છે; તથા મુખ્ય વઝીર **અબુલ ફેજલ**નો, કે જેણે તે કામમાં છેલ્લો હાથ માર્યો અને જેણે સરકારી અધિકારીઓનો પૈસા ઉઘરાવવામાં જુલમ હતો તે એકદમ બધ પાડયો. શરુઆતમાં જોકે આ ઉપાયોથી રાજ્યની મેહેસુલ ઓછી દેખાવા લાગી હતી, તોપણ આખરે તેથી ઉલટું પરિણામ આવેલું છે; તેમ છતાં પણ મેહેસુલ ઓછી થઈ હોત તોપણ તેમાંજ ફાયદો થતે; કારણ આવા બંદોબસ્તથી ભરાણું નક્કી થયું છે તથા તે મુદતસર ભરવામાં આવે છે.'

'પણ મેહેરબાન સાહેબ,' **સિદ્ધે** પુછ્યું, 'જો કોઈ ઓછા ડાહાપણવાળો રાજા ગાદીએ બેસે તો આ સઘળાં ઉત્તમ નિયમો અને બંધારણો ધૂળમાં મળી જવાની ધાસ્તી નથી શું?'

---

*__રાજા ટોડર મલ__, પ્રખ્યાત કોશાધ્યક્ષ તથા કારભારી, એક ક્ષત્રી હતો અને લાહોરનો રહિશ હતો. તેની બાલ્યાવસ્થામાં તેના પિતા ગુજરી ગયા હતા, અને તેને માટે કંઈ વારસો મુકી ગયેલા નહીં, તેથી એક કારકુન તરિકે સાધારણ નોકરીમાં પહેલાં એ દાખલ થયો. **અકબર**ના પિતા **હુમાયુને** હાકી મુકનાર, બુદ્ધિવાન અફગાન હાકેમ **શીરશાહે** અને પછી **અકબરે** પોતે તેને નોકરીમાં રાખ્યો હતો. ગુજરાતમાં મેહેસુલનું જે બધારણ એણે કીધું હતું તે શેહેનશાહને ઘણું પસંદ પડયું હતું, અને તેજ પ્રમાણે હિંદુસ્તાનના બીજા પ્રાંતોમાં કરવાને તેમને નિમ્યા હતા. 'અકબરનામા'માં **અબુલ ફેઝલ** તેમને માટે જણાવે છે કે 'પ્રમાણિકપણામાં, સાચવટમાં, હિમતમાં, કામ કરવાની કુશળતામાં અને રાજ્ય કારભારની શક્તિમાં આખા હિંદુસ્તાનની અંદર તેનો હરીફ થઈ શકે તેવો કોઈ હતો નહીં.' **ટોડર મલ** ઈસ્વી **સન ૧૫૮૯**ના **નવેમ્બર** માસની ૧૦મી તારીખે લાહોરમાં મરણ પામ્યો હતો.

'હું એમ ધારતો નથી,' તે હિંદુ અમલદારે પ્રત્યુત્તર આપ્યો. 'અમારા લોકોને જે હકો એકવાર આપવામાં આવે છે તે હકો ગમે તેવો જુલમી હાકેમ પણ સહેલાઇથી લઈ શકે તેમ નથી. તમે જાણો છો કે અમારા લોકો ઘણું ખરૂં તેમની પાસે રહેતા અમલદારની હકુમતમાં રહે છે અને તેથી કેટલેક દરજ્જે તેઓ શેહેનશાહથી સ્વતંત્ર છે. તેમના હકો છિનવી લેવાનો જો શેહેનશાહ યત્ન કરે તો કુદીબંધ નાના નાના પ્રાંતોની સામે લડાઈ કરવાને જોઇએ તેટલા સિપાઈ એને મળી આવશે નહીં. કદાચ એમાં એ ફાવે તો ગામડાંઓ છોડી ઘણો ભાગ ચાલ્યો જાય, અને અપ્રવેસ્ય જંગલો તથા રાનમાં જઈ તે લોકો આશ્રય લે. એથી ઉલટું એમ છે કે શેહેનશાહને પોતાની મરજી મુજબ વર્તવામાં અમે ગામડિયા હરકત કરતા નથી. બીજાં રાજ્યોની સામે શેહેનશાહની મરજી આવે તેટલી વાર તથા તેનો ખજાનો જવાબ દે ત્યાંસુધી તે લડે તેમાં તેઓ નિસ્પૃહી છે; અને તેના દરબારની તકરાર તથા ખટપટમાં તેઓ કદી માથું ઘાલતા નથી.'

**સિદ્ધ**–'બન્ને પક્ષવાળાને આથી કેટલું બધું સુખ ઉત્પન્ન થાય છે.'

'પણ આથી કંઈ,' વાતમાં સામેલ થઈ **પરવીઝ** બોલ્યો, 'રાજા અને પ્રજાનું ઐક્ય ઘણું વધતું નથી.'

'એ વાત ખરી,' **અમલદારે** જવાબ આપ્યો. 'પણ આપણું હાલનું હિંદુસ્તાન, જ્યાં જુદી જુદી કોમ અને જુદા જુદા લોકો એક રાજાના તાબામાં આવેલાં છે, તેના જેવા દેશમાં ખરો સપ થાય એવો સંભવ શું તમને લાગે છે?'

**પરવીઝ**–'હું કબૂલ કરૂં છું કે તે મુસ્કેલ છે, તોપણ તે માટે યત્ન થવો તો જોઇએજ.'

આ પ્રમાણે કેટલીક વાર સુધી વાતચિત ચાલી અને તે **સિદ્ધને** ઘણી રમુજી લાગી. થાક ઉતર્યા બાદ તે બન્ને મિત્રો તે અમલદારની રજા લઇ પાછા ઘોડેસ્વાર થયા ને મુસાફરી શરુ કીધી. રસ્તો ઘણો લાંબો હોવાને લીધે તેમને કેટલીક વાર થોભીને આરામ લેવો પડતો હતો, પણ ગમત કરતા કરતા તેઓ આખરે ફતેહપુરનો મેહેલ જે ટેકરી ઉપર બાંધેલો

હતો ત્યાં આવી પહોંચ્યા. આગ્રાના મેહેલોનો પહેલો દેખાવ ગમે તેટલો ભવ્ય અને આશ્ચર્ય પમાડે તેવો હતો, તોપણ આ કંઈ તેથી ઉતરે તેમ નહોતો. જાણે કે એકપર એક ચઢતાં 'પીરામીડ' પેઠે પડાકૃતિનાં 'ઉપરા ઉપરી મકાન' બાધેલાં હોયની તેમ લાગતું હતું. વળી તેના ઉચા મિનારા અને ઉભા તથા લીસા કોટને લીધે આકાશમાં તે મકાનો ઘણાજ ભપકામાં અગાડી પડતાં હતાં. આરસનાં પહોળાં પગથિયાં સૂર્યનાં કિરણોથી ચક-ચકિત થઇ રહ્યાં હતાં અને તેના ઉપર કોઈ કોઈ જગ્યાએ આમલી તથા બીજાં ઝાડોનો લીલા રંગનો છાંયડો આવી રહ્યો હતો.

પોતાના ઘોડા ચાકરોને સ્વાધીન કરી **સિદ્ધ** અને તેનો સાથી મેહેલના કોટની અંદર દાખલ થયા. આગ્રા પહેલ વહેલું જોયું તે વખતના કરતાં આ વખતે **સિદ્ધને** ઘણોજ આનન્દ થયો હતો. ત્યાંના બાગો જોઈ તે ઘણો ખુશ થઈ ગયો અને તેના ઉપર આગ્રા કરતાં વધારે દૃષ્ટિ ઠરતી હતી; કારણ અહીં સૃષ્ટિની ખુબીમાં કંઈ ફેરફાર કર્યો નહોતો. કુદરતની નૂતન નૂતન ખુબીઓ જ્યાં ત્યાં છવાઈ રહી હતી. લિલોતરી હીલીમીલી રહી હતી. એકજ તરેહના નિયમાનુસાર રસ્તાઓ બાંધવાને બદલે તેઓ જમીન પ્રમાણે ઉંચા નીચા હતા અને આસપાસ પુષ્કળ લિલોતરીથી તેમના ઉપર જાણે મેઘઘટા છવાઇ રહી હતી. વળી પડોસમાં આવેલાં ટેકરા ટેકરી તથા ખેતરોનો દેખાવ શ્રમાપહરણ તથા મનરંજન કરનાર હતો. એક વાર તેના ઉપર દૃષ્ટિ નાખી કે ત્યાંથી ખસેજ નહીં. તે અનાજથી ભરપૂર થઇ રહેલાં હતાં ને રૂપેરી રંગની ઝળઝળતી નદી ઉપર અતિ મનોહર લાગતાં હતાં. કેટલીક વાર એકાંત ઝાડીઓમાં, કેટલીક વાર પોહોરેગીર તથા નોકરોથી ખિચોખિચ ભરાયલા ઝરૂખામાં થઇને તેઓએ થોડો વખત સુધી આમતેમ આંટા માર્યા કર્યા. આખરે **પરવીઝે** જણાવ્યું કે 'નીચાણમાં આવેલા ગામમાં જઈ મુકામ શોધીએ અને રસ્તે ખાવાનું મળ્યું તેના કરતાં કંઇક સારૂં મેળવીએ.' એમ કહી તે તરફ વળ્યા. જરૂર જેટલો આરામ લઈ તે બન્ને દોસ્તદારો ગામમાં જે જોવા જેવું હતું તે જોવાને વાસ્તે પાછા નિકળી પડયા.

---

# પ્રકરણ ૯મું.

## વિચિત્ર શિવાલય.

પાછલા પ્રકરણમાં કહી ગયા તેમ શેહેરનો કેટલોક ભાગ તેમણે ફરતાં ફરતાં જોવા માંડયો. પછી એક જાણીતી જગ્યાએ તેઓ આવ્યા; ત્યાં **પરવીઝ** બોલ્યો, 'થોડીક વાર જરા મારે અહીં જવાનું છે તે માટે મને તમે જવા દેશો ને આપનાથી તેટલી વાર છુટા પડવું પડે છે તે ક્ષમા કરશો. મારા કાકાએ આપેલા કેટલાક કાગળો અહીંના એક તેમના હાથ તળેના અધિકારીને આપવાના છે, ને તેને કેટલીક બાબત કહેવાનીએ છે કે જેમાં તમને બિલકુલ રસ પડે તેવું નથી. એ ગૃહસ્થ અહીં પાસેજ રહે છે એટલે હું ક્ષણ વારમાં પાછો ફરીશ. એટલા વખતમાં પેલું બાવળિયાનાં ઝાડોથી ઘેરાઈ ગયેલું જુનું દેહેરૂં જોવું હોય તો જોઈ આવો, અને મરજી હોય તો પૂજનપુજા કરતા આવજો.'

'ઘણો ઉપકાર માનું છું તમારો, દોસ્ત!' **સિદ્ધે** હસીને જવાબ વાળ્યો. 'પૂજાને માટે આપણે બહુ ઇંતેજાર નથી, પણ તે દેહેરૂં હું ખુશીની સાથે જોવા જાઉં છું ને પછી તેની નજદીક તમારી રાહ જોતો ઉભો રહીશ.'

ઘુમટવાળા તથા ઝાંખા પ્રકાશવાળા તે દેહેરામાં **સિદ્ધ** ગયો કે તરત તેને જણાયું કે તે દેહેરૂં **શિવ**નું હતું. થાંભલાઓ ઉપર અગણિત શિવલિંગનાં ચિહ્ન નજરે પડતાં હતાં. વળી થોડેક અગાડી એ ગયો કે તેણે સામે છેડે દૂર એક મોટો ઓરડો જોયો. આ ઓરડામાં ઉપરથી પ્રકાશ પડતો હતો. તેની અંદર તેણે **શિવ**ની એક રાક્ષસી પણ અદ્દ્ભુત મૂર્ત્તિ જોઇ. તે મૂર્ત્તિને એક કમળના ઉપર પગપર પગ ચઢાવીને બેસાડેલી હતી. તેના હાથમાં તથા ઘુંટીમાં સખ્યાબંધ કડાં પહેરાવેલાં હતાં. કપાળ ઉપર ચન્દ્રનું ચિહ્ન આવી રહ્યું હતું. ગળામાં મુંડમાળા ઘાલેલી હતી. વારાફરતી જન્મ આપનાર અને સહાર કરનાર, તથા જે પરમાત્મામાંથી સર્વ વસ્તુ પેદા થાય છે ને જેમાં આખરે જઇને સમાય છે, તેવા પરમાત્માના ભિન્નભિન્ન અગણિત રૂપાંતર દાખવનાર **શિવ**ની આ અદ્દ્ભુત મૂર્ત્તિ જોઈ **સિદ્ધ** છક

થઈ જાય તેમાં નવાઈ જેવું નહોતું. તે શિવાય બીજી મૂર્તિઓ અને આકૃતિઓ તે દેહેરામાં જોઈ તેનું મન જરાક વ્યગ્ર થયું. દિવાલપર વિચિત્ર ચિત્રો કાઢેલાં હતાં તેથી દેવાલય જો કે બેડોળ જેવું દેખાતું તોપણ તેમાં જોવા જેવી ઘણીક ખુબી હતી.

સેહેજવાર દેહેરાની અંદર **સિદ્ધ** ઉભો રહ્યો એટલામાં પછાડીથી કંઇક સાદ સંભળાયો, પણ કોઇનાં પગલાંથી ત્યાંની શાન્તિમાં કંઈ ભંગ થયેલો લાગ્યો નહીં.

'ઓમ્!' શાન્તિમાં એકદમ અવાજ નિકળ્યો, 'ઓમ્! શિવજીની પવિત્ર અર્ધાંગનાનો નમ્ર દાસ હું તમને, હે મનુષ્ય પ્રાણી, પ્રણામ કરૂં છું.'

જે બાજુ તરફથી અવાજ નિકળ્યો તે તરફ **સિદ્ધે** ફરીને જોયું તો ત્યાં આગળ ઉભેલો દુર્ગાદેવીનો પુજારી **ગોરખ,** જેને પોતાના કાકા સાથે અલ્હાબાદમાં જોયો હતો તેને ઓળખી કાઢ્યો. **સિદ્ધ** અતિ વિસ્મય પામ્યો, કે એ મૂર્તિ અહિંયાં કયાંથી? 'હે પૂજ્ય પુરૂષ, હું તમને અભિવંદન કરૂં છું,' એમ કહી તે **ગોરખ** શું કહે છે તે સાંભળવાને **સિદ્ધ** ઉભો રહ્યો.

**ગોરખ**—'છેલ્લા મળેલા હતા ત્યારપછી આપણે એક બીજાને ભુલી ગયા હોઇએ એમ તો ત્યારે જણાતું નથી. ખરૂં બોલાવો તો હું કહું છું કે બદરીનાથની પડોશમાં મેં તમને દીઠા તે વખતથી મારી નજર તળેથી તમને મેં દૂર કીધા નથી.'

'તે તો જેમ હોય તેમ ખરૂં, મુનિ!' અધીરાઇથી **સિદ્ધે** જવાબ આપ્યો. 'પણ પૂજ્ય સ્વામી, તમે મારે સારૂ આટલી બધી કાળજી શામાટે રાખો છો તે હું કંઈ સમજી શકતો નથી.'

**ગોરખે** તરત ઉત્તર આપ્યો, 'શું મારા જુના મિત્રના તથા શિષ્યના ભતરીજા ઉપર ભાવ રાખું છું તે તમને વિસ્મય પમાડનારૂં લાગે છે?–એ પ્રમાણે શામાટે હોવું જોઇએ? વળી મારી વાત તમે સાંભળો તો મારે તમને કંઈ ચેતવણી આપવાની છે. અરણ્યવાસી **ગુરૂપાદ** કોણ છે તે તો તમે જાણતા હશોજ!'

'**ગુરૂપાદ**?' **સિદ્ધ** વિસ્મય પામી બોલી ઉઠ્યો. 'બેશક તે પર્વતોમાં રહેનાર એક અરણ્યવાસી છે.'

'તે તો છે, પણ તેણે હાલનું નામ ધારણ કીધું ત્યાર પહેલાં તે કોણ હતો એ હું પુછું છું.'

'તે વાત હું જાણતો નથી, એ સંબંધી કોઇએ કંઇ વાત કાઢીએ નથી–'

'પણ તમારા ગુરૂ **કુલુકે** તો તમને કંઇ કહ્યુંજ હશે?'

'મે તેમને કદી પુછ્યું ન હતું; મને તે વાતની ખણખોદ નહોતી.'

આવા બેતમાના શબ્દો સાંભળીને **ગોરખ** ડઙગ થઈ ગયો ને **સિદ્ધ** સામુ એકી ટગરે જોવા માંડયું–પણ **સિદ્ધ** મનનો એવો સાવધ હતો કે તેના ચેહેરા ઉપર આ વખતે મનની વાતનો જરાએ આભાસ સરખો જણાવા દીધો નહીં, ને **ગોરખ**ના આવભાવ માટે તદન બેદરકારી બતાવી. તે છતાં પણ **ગોરખ**ના આગ્રહી સવાલોથી જરાક ચિડવાયો, તેથી કંઇક અવિચારીપણે બોલ્યો, 'અગરજો કે હું જાણું છું કે **ગુરૂપાદ** કોણ હતો, તોપણ શું તમે એમ ધારો છો કે હું તમને કહીશ?'

'અંહ!' **યોગી** બોલી ઉઠ્યો. 'ત્યારે મારા ઉપર તમને વિશ્વાસ નથી એમ તમારા બોલવા ઉપરથી જણાય છે. મારી સાથે વળી તમે બાથ ભિડવા માંગતા હશો! પણ તમને યાદ છે અલ્હાબાદના સુબા **સલહાના**નો હું મિત્ર છું તે?'

'હા, હું તે સારી રીતે જાણું છું,' **સિદ્ધ** ઘણો ખિજવાઇને બોલ્યો.

'તમે શું જાણો છો બચ્ચાજી?'

'બાવાજી, હું જે જાણું છું તે જાણું છું, અને તેટલુંજ બસ છે.'

આવા જવાબો સાંભળી **ગોરખ સિદ્ધ**ના ઉપર ગુસ્સે થયો ને તેના મનમાં ઉદ્વેગ થવા લાગ્યો. આવી રીતે **સિદ્ધ** ઉછાછલું કેમ બોલતો હશે અને ખરેખરૂં એ શું જાણતો હશે એવા તરંગ એના મનમાં થયા. પણ તે ક્ષણે વાત બંધ પાડવી એજ ઉત્તમ રસ્તો યોગીને જણાયો.

'બસ, ત્યારે !'–**ગોરખ** છેલ્લી આખરે બોલ્યો. 'મારે તમારે હવે રામ રામ ! પણ બચ્ચા વિચારી જો ! મારા જુવાન મિત્ર–મારી સાથે મિત્રતાથી વર્તવાની તારી ઇચ્છા જણાતી નથી ને હું તે માટે દબાણ કરતો નથી,–તોપણ ખૂબ સમજજે કે જે મહાબળવાન દેવીની પૂજામાં હું રાત દિવસ મચ્યો રહું છું ને જેને મેં મારો દેહ અર્પણ કર્યો છે તે દેવી ફક્ત રક્ષણ કરનારી છે એટલુંજ નહીં, પણ સંહાર કરનારીએ છે; અને જે પુરૂષને, તેણે પોતાના પુજારી મારફતે પોતાની સેવામાં રહેવાને ચુંટી કાઢયો હોય છે, પણ તે ના પાડી ત્યાંથી દૂર જાય છે, તેને માટે દયાની આશા અથવા તેની મુક્તિનો કંઈ સભવ નથી.'

આ પ્રમાણે પોતાના મનનો ઉભરો કાઢી આવી ગૂઢ ધમકીનો **સિદ્ધ** શું જવાબ આપે છે તેની રાહ ન જોતાં, બાજુના સભામડપને રસ્તે તે અલોપ થઇ ગયો ! તેની પાછળ **સિદ્ધે** કંઇક ચિંતાતુર મનથી નાખુશ ચેહેરે જોયું–અને દુર્ગાનો પુજારી ત્યાં એકલોજ હતો, તોપણ રાતની વખતે અલ્હાબાદના કિલ્લાની દિવાલ ઉપર ચાલતી તથા જંગલમાં અદૃશ્ય થતી દિગંબર આકૃતિઓ જોઈ હતી તે પ્રમાણે અહીં ગળામાં નાખેલા સફેત દોરાવાળી નગ્ન કાળી મૂર્ત્તિઓની હાર **ગોરખની** પાછળ જતી પોતે જોઈ એમ એને લાગ્યું.

તુરત **પરવીઝ** આવી પહોંચ્યો, તેની સાથે એ ધીમે ધીમે અતિચિંતાતુર ચેહેરે પાછો આગ્રે આવ્યો. રસ્તામાં વાતોના અનેક તડાકા ચાલતા હતા, પણ **સિદ્ધ** ગુરૂ **ગોરખનાથ** સંબંધી એક શબ્દ પણ બોલ્યો નહીં–જો કે તેના મ્હોંપરની ચિંતા **પરવીઝ** પામી ગયો હતો. **પરવીઝે** ધાર્યું કે પોતાની કોઇ પ્રિયાનું એ સ્મરણ કરતો હશે, અથવા તો એને એની જન્મભૂમિ તરફ ભાવ છુટયો હશે. બન્ને મિત્રો સલામઅલેકુમ કરી છુટા પડ્યા. તેજ રાત્રીએ સુવા જતાં પહેલાં **સિદ્ધને** વિચાર થયો કે પોતાના વિશ્વાસુ ચાકરને ગુરૂ **ગોરખ** દેવાલયમાં આવ્યા તેની ખબર છે કે નહીં તે પુછવું–તેથી ચાકરને પોતાની પાસે તેડી પુછ્યું–' **વત્સ,** અલ્હાબાદમાં તો મારી ખાતરી હતી કે તેં અથવા **કુલુક**

ગુરૂના નોકરે કોઇ પુજારી યા સ્વામી સાથે વાતચિત કીધી નહોતી. પણ બીજા કોઇ અજાણ્યા પુરૂષ સાથે આપણી પર્વતની મુસાફરીની તારે વાત થઇ હોય અથવા તે વખતે રસ્તે બનેલા કેટલાક બનાવો તેને કહ્યા હોય એવું શું તને હવે યાદ આવે છે?'

'જો તમે મને યાદ ન કરાવ્યું હોત તો એ બાબત હું ફરીથી વિચાર કરતજ નહીં, સાહેબ,' **વત્સે** જવાબ આપ્યો,-'પણ હવે મને યાદ આવે છે કે તબેલાની પાસે એક અર્ધો નાગો શ્યામ રંગનો પુરૂષ અમારી સાથે વાત કરવા આવ્યો હતો-અમારી આગળ તેણે શેહેરનું તથા કિલ્લાનું વર્ણન કીધું હતું અને ત્યારપછી આપણી મુસાફરી બાબત પુછ્યું હતું.'

'અને **ગુરૂપાદ**ના વાઘને મારવા જતાં જે બનાવ બનેલો તે પણ તે કહ્યો હતો શું?'

**વત્સ**-'મને લાગે છે કે મે કહ્યું હતું ખરૂં.'

**સિદ્ધ**-'ને પેલા અરણ્યવાસી વિષે અને તેના સ્વરૂપ વિષે તેં કંઇ પણ વાત કરી હતી?'

**વત્સ**ને આ ઉપરથી બધી વાત બરોબર યાદ આવી, તેથી ખાતરીથી બોલ્યો, 'હા, તે અરણ્યવાસીની પૂજ્ય અને રાજવંશી કાન્તિ તથા વૃત્તિ જોઈ અમે એટલા બધા આશ્ચર્ય પામ્યા હતા કે તે વાત અમારા મનમાં ઘુટાયાજ કરતી હતી. વળી તે વિષે કંઈ વાત કરવામાં હરકત હશે એવું ન ધારીને તે પૂજ્ય પુરૂષની મુલાકાતની વાત તે અજાણ્યા પુરૂષથી છૂપી રાખવાનું અમને સુઝયું નહોતું.'

'**ગુરૂપાદ**ના સ્વરૂપનું તમે બરોબર વર્ણન કીધું હતું શું?'

'અમે જે જે વાત કહી તે સઘળી પૂરેપૂરી તો યાદ નથી, પણ એ સંબંધી અમારૂં બોલવું થયેલું હતું એમ મને લાગે છે.'

'કામ ધાસ્તી ભરેલું છે,' **સિદ્ધ** પોતાના મનમાં બબડયો; 'અને ધાસ્તી કરતાં પણ વધારે વિપરીત છે. પુજારીએ તો સ્વાભાવિક રીતે આપણી મુસાફરીની જોઇતી ખબર પોતાના દૂત તરફથી મેળવી હતી

એમ જણાય છે ને તે મને કહી મને ગભરાવ્યો હતો. પણ એને **ગુરૂપાદ** વિષે કંઇ શંકા ઉત્પન્ન **થયેલી હોય** એમ દેખાય છે, અને વધારે હકીકત મારી પાસેથી કઢાવવા એણે યત્ને કીધો એ તો ખુલ્લું છે. પણ **ગુરૂપાદ** કે **નંદીગુપ્ત** સાથે એને શું લેવા દેવા હશે ? અને મારા કાકા **સલહાના**–શું એ પણ આમાં સામેલ છે ?'

'તે અજાણ્યા પુરૂષ સાથે અમે જે વાત કરી છે તેથી કંઈ નુકસાન થયું નહીં હોય એવી હું આશા રાખું છું'–પોતાના જુવાન શેઠને વિચારમાં ગરક થયેલો જોયો તેથી ગભરાઇને **વત્સે** પુછ્યું.

'ના, ના,' **સિદ્ધે** જવાબ આપ્યો; 'અને કદાચ જો તેમ થયું હોય તો તે અજાણતામાં થયું છે તેથી તેમાં તારો દોષ નથી. અમારેજ પહેલાંથી સાવચેત રહેવું જોઇતું હતું અને તમને અગાઉથી ચેતવણી આપવી હતી. પણ હવે ગમે તે પુરૂષ એ અરણ્યવાસી માટે કંઈ પુછે તો તેને માટે કંઈ કહેતો નહીં, સમજ પડી ?'

'સારી રીતે, મારા શેઠ,' **વત્સે** ઉત્તર વાળ્યો. 'ત્યાર પછી મે તે અરણ્યવાસીનાં દર્શન કીધાં નથી. વળી પહેલી વાર જોયેલા તે વખતનું તેમનું સ્વરૂપ કેવું હતું તે હાલમાં હું તદ્દન ભુલી ગયો છું.'

**સિદ્ધે** વિચાર કીધો કે, **કુલુકને** અને **નંદીગુપ્તને** પોતાને પણ આ બાબત ચેતવણી આપવી એ ઠીક છે. વળી **સલહાના** આ વાતમાં સામેલ છે કે નહીં તે શોધી કાઢવાનો બનતો પ્રયાસ કરવો એમ તેને લાગ્યું. થોડી વારમાં કોચપર પડયો ને નિદ્રાને આધીન થયો, જેમાં તે ગુરૂ **ગોરખની** મૂર્ત્તિ જોઇ બે ત્રણ વાર ચમકી ઉઠયો હતો.

---

# પ્રકરણ ૧૦મું.

## રવી. (રિવ્યુ)

'જલદીથી ગોઠવાઈ જાઓ;' રજપૂતોના સરદારે કિલ્લાના ચોગાનમાં ઉભા રહી એકઠા થયેલા ઘોડેસ્વારોને કહ્યું; 'અને પછી જે મેદાનમાં આજે શેહેનશાહ લસ્કરની તપાસ કરનાર છે તે તરફ કૂચ કરો.'

કંઇપણ વિલંબ વગર આ હુકમ અમલમાં આવ્યો, ને કોટની બહાર તેઓ નિકળ્યા કે તેઓ ખુદ્‌ ખુદ્‌ કરતા ચાલ્યા. થોડી વારમાં શેહેરથી થોડે દૂર જે જગ્યાએ લસ્કરની તપાસ ( રવી ) થનાર હતી તે મેદાન આગળ આવી પહોંચ્યા. પોતાની ટુકડીની અગાડી એક નાની ટેકરી ઉપર સિદ્ધ ચઢયો કે તે સામે એક ઘણોજ સુંદર દેખાવ તેની નજરે પડયો. જમણી બાજુએ તંબુઓનું જાણે આખું શેહેર આવી રહ્યું હતું. તેમાં લાંબા પહોળા રસ્તાઓ એક સરખા નિયમ પ્રમાણે બાંધી લીધા હતા. મધ્યમાં–જો કપડા અને લાકડાના મેહેલને તંબુ કહીએ તો ઘુમટના આકારનો સોનેરી છાપરાવાળો કસુંબાનો બનાવેલો શેહેનશાહનો તંબુ બીજા તંબુઓથી તરત જુદો પડતો દેખાતો હતો. ડાબી બાજુએ જુદા જુદા રંગોથી સુશોભિત થયેલી લસ્કરની ટુકડી હારબંધ ગોઠવાઈ હતી–કેટલાક ઘોડેસ્વાર બખ્તરવાળા ને કેટલાક બખ્તર વગરના હતા–કેટલાક પાસે ભાલા હતા ને કેટલાક પાસે બંદુકો હતી-વળી એક તરફ તોપો તથા લડાઇના હાથીઓ ગોઠવી દીધા હતા–અને કેટલેક દૂર કિમતી તથા ભપકાદાર હોદ્દાવાળા બીજા હાથીઓ હતા, તેના ઉપર તે તમાશો જોવાને આવેલી સ્ત્રીઓ, જેમાંની ઘણીક બુરખાવાળી હતી, તે બેઠેલી હતી.

રજપૂતો આવ્યા કે તરતજ લસ્કર અગાડી ચલાવવા માંડયું. વાજિંત્ર ટુકડીની પછવાડે દરેક લસ્કરી ટુકડી શેહેનશાહ તથા તેના અધિકારીઓની હજુરમાં એક પછી એક ચાલી. શેહેનશાહ અને તેના અમલદારોનાં હથિયાર તથા ઘોડાનાં સાજ સોના અને જવાહિરથી ઝકઝકતાં હતાં. આ બધાંમાં શેહેનશાહ કયો તે નક્કી કરતાં સિદ્ધને ઘણો વિલંબ લાગ્યો નહીં. તે

એવો તો કદાવર થઇને ઘોડે બેઠો હતો કે તેને ઓળખી કાઢવામાં ભૂલ પડે તેમ નહોતું. તે એક જોરાવર સફેત તેજસ્વી ઘોડા ઉપર સ્વાર થયો હતો. સેનાધિપતિનો દંડ તેના હાથમાં હતો. બીજાઓ કરતાં તે થોડોક અગાડી આવેલો હતો અને તેના નિશાનદાર તથા છત્ર ધરનાર તેની પછાડી ઉભા હતા. આ પ્રતાપી રાજકર્તાને જોઇને તરતજ **સિદ્ધના** મનની ખાતરી થઈ કે જે માણસ સાથે રાજમેહેલના બાગમાં વાતો થઈ હતી અને જેની ખરી પદવીનો સંદેહ ક્ષણવાર એના મનમાં ઉત્પન્ન થયો હતો તે પુરૂષ તે એજ-તેજ **અકબર**.

પોતાના માણસો સાથે શેહેનશાહ આગળ થઇને જવાનો પ.ો આવ્યો ત્યારે બીજા અમલદારોને કરતાં જોયું હતું તેમ **સિદ્ધ** પોતાનું માથું નમાવ્યું અને જમીન તરફ ભાલો ધર્યો. એટલામાં શેહેનશાહ તરફ છૂપી દૃષ્ટિ કરી તેણે જોયું તો તેના ગંભીર વદન ઉપર હાસ્યનું ચિહ્ન એને જણાયું. આ ઉપરથી **સિદ્ધે** વિચાર બાંધ્યો કે પોતે છૂટથી અને હિંમતથી **અકબર** આગળ જે વાતો કીધી હતી તે માટે તેને ખોટું લાગ્યું નથી. વળી એને યાદ આવ્યું કે સેહેજ ગુસ્સાનો ઉભરો બહાર પડયો હતો તે શિવાય તેમની મુલાકાત થઇ તે વેળાએ **શેહેનશાહે** એખલાસ તથા મિત્ર-ભાવ દાખવ્યો હતો. સઘળી બાબતનો વિચાર કરી એણે નિશ્ચય કીધો કે, લશ્કરની તપાસ થઈ રહ્યા પછી ઘણું કરીને પોતાને શેહેનશાહની હજુરમાં તેડી જવાનું થશે, એમ જે **ફૈઝીએ** એને ચેતાવી મુકયો હતો, તે પ્રમાણે **શેહેનશાહની** હજુરમાં જવાની ધાસ્તી રાખવાનું કંઈ કારણ નથી. આ આશા તરતજ ફળીભૂત થઈ. રવી થયા પછી લશ્કરને થોડી વાર આરામ લેવાને માટે રણશિંગડું વગાડી થોભવાનું જણાવવામાં આવ્યું કે તરતજ **ફૈઝીએ સિદ્ધને** ઇશારત કરી બોલાવ્યો. તંબુઓનો રાજમેહેલ જેવોજ ભપકો અને તેના જેવીજ તેની શોભા નિરખતો નિરખતો વચોવચથી **સિદ્ધ ફૈઝીની** સાથે સાથે ગયો. થોડીક ક્ષણમાં તે શેહેનશાહની હજુરમાં નીચો નમતો આવીને ઉભો.

**સિદ્ધની ફૈઝી** રિવાજ પ્રમાણે ઓળખાણ કરાવે ત્યાર પહેલાં શેહેનશાહ **અકબર સિદ્ધને** મળવા અગાડી ધસ્યો તે જોઇ **ફૈઝી** અચંબો

પામ્યો. **સિદ્ધે** શેહેનશાહને નમ્રપણે મુજરો કર્યો, કે **અકબરે** રાજ-અંદાજાથી તેને સલામ બજાવી અને તે બોલ્યોઃ 'તમારી લશ્કરની ટુકડીના ઉપરી તરિકે મેં તમને જોયા અને તમે એક સારા અમલદાર નિવડશો એવું મને લાગે છે. મારી આશાઓ ફળીભૂત થાય તે માટે સંભાળ રાખજો. તમારા મિત્ર સાથે મેં કયારનું ઓળખાણ કીધું છે;' **ફેઝી** તરફ ફરીને શેહેનશાહ બોલ્યો; 'થોડાક દિવસ ઉપર અમે અણધાર્યા મળ્યા હતા, જો કે હું કોણ હતો તે વાતની **સિદ્ધને** તે વેળાએ કંઈપણ ખબર હતી નહીં.' આ શબ્દો સાંભળી **ફેઝી** તો ડહ્‌ગજ થઇ ગયો.

'આપ કોણ હતા તે વાતની મને ખબર હોત, ખુદાવંદ', નમ્રતા-પૂર્વક **સિદ્ધ** બોલ્યો. 'તોપણ તે અજાણ્યા પુરૂષ સાથે જેટલા માનથી વર્ત્યો હતો તેથી વિશેષ માનપૂર્વક આપ શેહેનશાહ તરફ વર્તતે નહીં.'

'પણ કદાચ તે વખતના જેટલી છૂટથી બોલત તો નહીંજ', **અક-બર** હસીને બોલ્યો. 'તેમ છતાં પણ એથી કંઈ હરકત થઈ નથી; વળી મારી ઇચ્છા એવી છે કે મારી પૂઠ પાછળ લોકો શું કહે છે તેની અટકળ બાંધવા કરતાં તેઓ મારા સબંધી કેવો વિચાર ધરાવે છે તે કાનો કાન સાંભળવાને હું વધારે ઇંતેજાર હોઉ છું. આપણી આગલી મુલાકાત થઇ છે તેથી તમને હુકમ કરૂં છું, પણ ના, વિનતી કરૂં છું (કારણ કે જેની ઇચ્છા રાખું છું તેનું મારાથી દબાણ કરી શકાય નહીં) કે હું તમારાથી અજાણ્યો હતો તે વેળાએ મારા ઉપર તમોએ જે વિશ્વાસ રાખેલો તે પ્રમાણે હવે તમે ઓળખ્યો છે ત્યારે વિશ્વાસ રાખજો. આજે તમને માલમ પડયું છે કે તમે તે સમયે વિશ્વાસ રાખેલો તે યોગ્ય પુરૂષ ઉપર હતો. મારી સામે અથવા મારા કોઈ માણસ સામે ફરિયાદ કરવાનું હોય તે વેળાએ બીજા કોઈ પાસે ન જતાં તમારે મારી પાસે આવવું–કોઇની પણ ફરિયાદ સાંભળવાની હું ના કહેતો નથી; તે જો બિનપાયાદાર હોય છે તો તેના રદિયા આપું છું ને વાજબી હોય છે તો તે દૂર કરવાના યત્ન કરૂં છું. મારા મિત્ર **ફેઝી** અહીં સાક્ષી પુરશે કે હિંમતથી તથા નિખાલસ મનથી જે ખરેખરી વાત કહે છે તેના ઉપર હું કદી ગુસ્સે થતો નથી, તેમ છળભેદ અને જુઠાપણું હું સાંખી શકતો નથી.'

**સિદ્ધની** નોકરીના સંબંધના કેટલાક સવાલ જવાબ થયા બાદ શેહેનશાહે મુલાકાત પૂરી થઈ એવું સૂચવ્યું કે **ફૈઝી** તથા **સિદ્ધ** તેમની રજા લઈ ઉઠયા. **સિદ્ધને** અને **અકબરને** જે પહેલી મુલાકાત થઈ હતી તેનો સવિસ્તર હેવાલ **ફૈઝીને સિદ્ધે** તરત કહી સંભળાવ્યો તે જાણી **ફૈઝી** ઘણોજ વિસ્મય પામ્યો.

'ખરેખર તમે ઘણાજ નસીબદાર છો!' **ફૈઝી** બોલ્યો; '**અકબરની** પાસે જવાની બધાને છૂટ છે તથા તેમની સાથે તે ખુશીની સાથે ગપ્પાં મારે છે, તોપણ તમારા જેવું બીજાઓને કવચિતજ બને છે. શેહેનશાહ ઉપર તમે સારી અસર કરેલી જણાય છે ને તેથી હું અત્યંત ખુશી થાઉં છું–પણ પેલો કોણ વારૂ, **પરવીઝ** તો નહીં? હા, તેજ છે. એ ભાઈ સાહેબ અહીં શું કરતા હશે? કેમ,' પોતાના ભતરીજા તરફ ફરીને **ફૈઝી** બોલ્યો: 'યોદ્ધાઓમાં તેમના તંબુઓની અંદર ભવિષ્યના સલાહકાર શામાં ગુંથાયા છો?'

'મારા મુરબ્બી તત્વવેત્તા કાકાના જેવાંજ કાર્યમાં કંઇક માથું મારતો હતો,' **પરવીઝે** જવાબ આપ્યો. 'પણ ખુશીની સાથે હું કબૂલ કરૂં છું કે જેમ લડાઈના કામમાં તેમ રાજનીતિ તથા વિદ્યાના કામમાં અલ્પ દરજ્જે પણ તેમની સાથે હું સ્પર્ધા કરી શકું તેમ નથી.'

'પ્રશંસાની જરૂર નથી, ભાઇ સાહેબ,' હસીને **ફૈઝીએ** ઉત્તર આપ્યો. 'આપણા બેમાં આવી પ્રશંસા યોગ્ય લાગે નહીં. પણ મારા મનમાં શું વેહેમ છે તે હું જણાવું? હું તો એમ ધારૂં છું કે સુંદર અને સુશોભિત ડોલતા હાથીઓ તરફ જરાક કટાક્ષ ચલાવવાને આપ પધારેલા છો! કેમ ખરૂં કે? **ટોડર મલની** મનમોહિની પુત્રીને અગરજો તમે કદી જોઈ નથી એવું ધારવામાં આવે છે, તોપણ તે ઘણું કરીને તમારી દૃષ્ટિએ નથી પડી એવું નથી.'

'કાકા સાહેબ, મારી તરફથી હવે મારે કહેવું જોઇએ કે મારી ગુપ્ત વાતો આપ બહાર ન પાડો; તેમ છતાં પણ,' **પરવીઝ** ખુશ મિજાજથી બોલ્યો, 'મારા મિત્ર **સિદ્ધથી** મારે કાંઈ છૂપું નથી; અને વળી જો કે એના

કરતાં હું ઓછો નસીબદાર છું, તથાપિ જ્યારે જ્યારે એ પોતાની તેટલીજ પ્રાણપ્રિય વેસવાલ થયેલી પ્રિયાને યાદ કરતો હશે તે વેળાએ મારા ઉપર દયા આણ્યા વગર રહેતો નહીં હોય; પણ હું કદાપિ તે સુંદરીની મેહેરબાની મેળવી શકીશ, તોપણ તેના પિતાની મેહેરબાની થશેજ એવી મને ખાતરી નથી.'

'વખત આવે તે સઘળું ચોકઠું બેસી જશે,' **ફૈઝી** બોલ્યો. 'પણ આપણી માંહોમાંહેની વાત હવે બંધ રાખો. જુઓ આ બીજાઓ આવે છે ને તેમને કાને આ વાત પડવી ન જોઇએ.'

'એ કોણ છે?' ઘોડેસ્વારની એક ટુકડી જોઇને **સિદ્ધે** પુછ્યું. તેમની વચમાં **સિદ્ધ**ના કરતાં થોડેક વર્ષેજ મોટો એક તરૂણ પુરૂષ, જેના સ્વરૂપ તરફ ઘણાક કારણોને લીધે **સિદ્ધ**નું લક્ષ ખેંચાયું, તે ઘોડેસ્વાર થયો હતો. અતિશય ભપકાવાળો અને કિમતી પોશાક તેણે પહેરેલો હતો. તેણે કિનખાબના ઝબ્બા ઉપર ઘણાજ અનમોલ મોતીના ચાર હાર પહેર્યા હતા, તેની પાઘડીમાં ક્રૌંચ પક્ષીનું પીછું ફરકતું હતું તથા અમૂલ્ય ત્રણ રત્નો ઝળકતાં હતાં, તેથી તેની શોભા ઘણી વધતી હતી. તેના હાથ ઉપર કહોણી સુધી કિમતી હીરાજડિત ઘણાં કડાં આવી રહ્યાં હતાં, અને દરેક આંગળી ઉપર વીંટી ઝગઝગી રહી હતી. તેનાં શસ્ત્ર તથા ઘોડાનો સામાન મોતી અને હીરાથી ખિચોખિચ ભરી દીધેલાં હતાં. પણ આ બધાના મુકાબલામાં વિસ્મય પમાડનારૂં એ હતું કે તેનો ચેહેરો ઘણો કટાળો પામેલો તથા પીળચટો પડી ગયેલો હતો. વળી તેની કાળી ભમ્મર જેવી આંખ અને ઠીક ઠાક રાખેલાં ભવાં અને મૂછને લીધે તેના મ્હોડાનો ફીકો રંગ જોનારના મનમાં તરત અનેક તરંગ ઉત્પન્ન કરતો હતો. પહેલ વહેલાં તે કાન્તિ પ્રૌઢ, દિવ્ય તથા સુંદર હશેજ, પણ યોગ્ય સમય પહેલાં તે કાન્તિ જતી રહી તેથી જુવાનીમાં એ વૃદ્ધ જેવો લાગતો હતો. વિશેષમાં તે પુરૂષે અહોરાત્રિ કુછંદમાં તથા અતિશય ભોગવિલાસમાં ગાળ્યાં હશે એવાં ચિહ્ન તેના ચેહેરા ઉપર પ્રત્યક્ષ છવાઈ રહ્યાં હતાં.

'શું, તમે એમને ઓળખતા નથી!' **ફૈઝીએ** **સિદ્ધ**ને જવાબ આપ્યો. 'એ તો આપણા શેહેનશાહનો પુત્ર અને વારસ શાહજાદો **સલીમ**!'

મૂગે મ્હોડે સલામ કરી તે શાહજાદો ત્યાંથી ચાલ્યો જતો હતો, પણ એકાએક કંઈ વિચાર થઈ આવતાં પોતાના ઘોડાની લગામ ખેંચી, **ફૈઝી** તરફ ગયો અને બોલ્યો, 'સાહેબો, તમને અહીં મળવાથી હું ઘણો ખુશી થયો છું. આજે રાત્રે મારા મેહેલમાં કેટલાક મિત્રો મિજબાની સારૂ આવનાર છે માટે આપ સઘળા ત્યાં પધારી મને આપના સમાગમનો લાભ આપશો!'

**ફૈઝી**–'આ આમંત્રણને હુકમ પ્રમાણે માની હું આવત, પણ આપના કરતાં શ્રેષ્ઠ પુરૂષના હુકમને મારે માન આપવું જોઇએ. આજે રાત્રે શેહેનશાહે મને તેડેલો છે.'

પોતાનું આમંત્રણ કબૂલ ન રાખ્યું તેથી સહજ નાખુશ થઈ, બતાવવાનું જરાક હસીને અર્ધા તિરસ્કારના શબ્દો વાપરી **સલીમ** બોલ્યો, 'હે હે! ઠીક, ઠીક! ત્યારે તમારા પેલા નાસ્તિક તત્વવેત્તાઓના ગ્રન્થમાંથી મારા પિતાને એક બીજો પાઠ આજે આપનાર છો, નહીં વારૂ?'

'મારે શું કરવું,' **ફૈઝીએ** ઉત્તર આપ્યો, 'તે આપ સાહેબની મરજી ઉપર આધાર રાખે છે. પણ શેહેનશાહ જે કરવાનું સારૂં ધારે તે, મને લાગે છે કે, તમારા વિચારની તથા મારા વિચારની બહારની વાત છે. વળી કયી જગ્યાએ રાત્રીનો વખત વધારે લાભકારક રીતે ગાળવામાં આવશે તે પણ જોવાનું છે.'

'કુલીન **ફૈઝી**, ગુસ્સે ન થશો!' **સલીમ** હસતાં હસતાં બોલ્યો. 'હું કંઈ આપને માઠું લગાડવા માંગતો નથી. એ તો આપે આપની મરજી હોય તે જગ્યાએ રાત્રીએ જવું, બીજું કંઈ નહીં. અને **પરવીઝ**,' **પરવીઝ** તરફ ફરીને શાહજાદો બોલ્યો, 'નિરપરાધી ગમતમાં સામેલ થતાં અટકાવે એવું તમારે પણ કંઈ અગત્યનું કામ છે કે?'

'બેશક નહીં!' **પરવીઝે** જવાબ આપ્યો, 'અને કદાચ હોત તો પણ **સલીમના** મેહેલની મિજબાનીની ખાતર તે કામ એક કોરે નાખવામાં ઢીલ કરત નહીં. જો અવિવેક ન થાય તો આ મારા નવા મિત્રને આપની આગળ હાજર કરવાની રજા લઉં છું,' એમ કહી **સિદ્ધને** અગાડી આવવાની

નિશાની કરી, પછી **સિદ્ધનું** નામ તથા તેની પદવી જણાવી **સલીમને** વાકેફ કીધો.

'હા હા,' **સલીમ** બોલ્યો, 'એમના અહીં આવ્યાની વાત મેં સાંભળી હતી ખરી; તમે પણ આજે રાત્રે તમારા મિત્ર સાથે પધારશો તો હું ઘણો ખુશી થઇશ,' એમ **સિદ્ધને સલીમે** નિમંત્રણ કીધું.

'એથી મને માન મળેલું સમજીશ ને મને આનન્દ પણ થશે,' નમ્રતાથી **સિદ્ધ** બોલ્યો.

'એમાં માન તો શું છે,' **સલીમે** ઉત્તર આપ્યો. 'દરબારમાં હું કંઇ મોટો પુરૂષ નથી; તો પણ આપણા સમાગમથી તમને રમુજ મળશે એવી હું આશા રાખું છું. પ્રિય મિત્રો! સાંજ સુધી ત્યારે સલામ અલેકુમ!' એટલું બોલી પોતાનો ઘોડો ફેરવ્યો અને રસાલા સહિત તે શાહજાદો ત્યાંથી ઘોડો દોડાવતો ચાલ્યો ગયો.

'મારા મિત્ર,' **સિદ્ધ** બોલ્યો, 'હું પણ હવે રજા લઉં છું. વખત થયો છે તેથી મારા લશ્કરની ટુકડીની હવે ખબર લેવી જોઇએ.'

'જો હરકત ન હોય તો,' **પરવીઝે** કહ્યું, 'રાતના મારા મકાનપર આવજો ને આપણે જોડે જઇશું. મારૂં મકાન શાહજાદાના મેહેલને રસ્તેજ છે એટલે તમને ફેરો પડવાનો નથી.'

'વાહ, ખુશીની સાથે આવીશ,' એટલું કહી **સિદ્ધ** પોતાની ટુકડીને મળવાને પાછો ફર્યો ને **પરવીઝ** ઘર તરફ વળ્યો.

---

# પ્રકરણ ૧૧મું.

## સલીમનો મેહેલ-અવનવા દેખાવ.

શાહજાદા **સલીમ**ના નિમંત્રણને માન આપવાની ખાતર ઘણીજ હોંસમાં તેને મેહેલ જવાને **સિદ્ધ** ઠાઠમાઠ ને દમદમાટથી તૈયાર થયો. અગરજો **સિદ્ધે** ધાર્યું હતું કે **સલીમ**નો મેહેલ ઘણોજ ભપકાપર હશે, તોપણ જે મોટા દિવાનખાનાને રોશનીથી અત્યન્ત તેજોમય કીધું હતું અને જ્યાં શાહજાદો પોતાના મિત્રોને આવકાર આપતો હતો, તે દિવાનખાના આગળ જવાને, તેની આજુબાજુના જુદા જુદા ઓરડાઓમાં થઇને તથા ચાકરનફરની હારમાંથી તે ચાલ્યો, તે વખતનો તેની આસપાસનો કોઇ દિવસ નહીં જોયેલો કે નહીં સાંભળેલો એવો ભપકો તથા દુર્લભ વૈભવના પદાર્થો એની નજરે પડ્યા, તેથી તેની પહેલી બાંધેલી આશા ક્યાંની ક્યાં રહી ગઈ. શેહેનશાહના મેહેલમાં વૈભવના પદાર્થો હતા તે છતાં ત્યાં આગળ કંઇક ગંભીરપણું લાગતું હતું. પણ અહીંયાં તો એથી ઉલટુંજ હતું. જુદા જુદા પ્રકારની શિલ્પશાસ્ત્રની ચાતુરી અહીં કામે લગાડેલી હતી અને મકાનના સઘળા ભાગને શણગારવામાં બાકી રાખી નહોતી. આવા મકાનમાં વૈભવ વગરની વાતજ નહોતી. જે ને તે અત્યન્ત એશઆરામના વિચારમાં મશગુલ જણાતા હતા. સુંદર કમાનોમાં રંગબેરંગી રેશમી અને કિનખાબના પડદા લટકાવ્યા હતા, અને આરસની દિવાલોમાં તરેહવાર રંગીન પત્થરો જડી દીધા હતા તથા કેટલોક ભાગ સોનેરી બનાવ્યો હતો. જથાબંધ ફુલોનો સુવાસ ચોમેર પસરી રહ્યો હતો. મોટા મોટા આરસાઓમાં દીવાઓનું પરાવર્તન થતું હતું ને સામસામા આરસાઓ ગોઠવી દીધા હતા તેથી એક રંગમેહેલમાંથી અનેક મેહેલ થઈ રહ્યા હતા. દરેક વસ્તુ અનન્ત જણાતી હતી. અનેક તરેહવાળા સુંવાળા ઇરાની ગાલીચાઓમાં ચાલતાં ચાલતાં પગ પેસી જતા હતા. કમાનવાળા તથા રેશમી કાપડથી જડેલા જુદા જુદા આકારના કિમતી કોચો ઉપર આરામ લેવાને, તેની પાસે થઇ જનારનું મન ખેંચાતું હતું. આજુબાજુએ ચાર ચાર મિત્રો બેસી શકે તેવાં આરસનાં ટેબલો ગોઠવી દીધાં હતાં. ત્યાં

ભાત ભાતનાં સોનાનાં તથા બીલોરનાં દ્રાક્ષારસ પીવાનાં સાધન તૈયાર રાખેલાં હતાં. તે દિવાનખાનાની એક બાજુએ રંગભૂમિ જેવું બનાવ્યું હતું. તેના ઉપર રંગીન દીવાઓનો પ્રકાશ પડતો હતો અને તેના ઉપર ગુણિકા તથા સારંગી નરધાંવાળા પોતપોતાની કળામાં કુશળતા બતાવતા હતા. આ સઘળાનો એક દેખાવ એવો થઇ રહ્યો હતો કે કોઇપિણ ધારી ધારીને જોનાર પુરૂષે હિંદુસ્તાનના સઘળા મેહેલો જોયા હોય તોપણ આથી એક વાર તે સડક થયા વગર રહે નહીં.

ત્યાં આવેલા પરોણાઓ—જેમાંના કેટલાક ટોળાબંધ ઊભા રહી વાતો કરતા હતા અને કેટલાક કોચ ઉપર બેઠેલા હતા,—તેમાં આ નવા આવનારાઓને **સલીમે** જોયા, અને તેમની તરફ આવીને શાહજાદો બોલ્યો, 'દોસ્તો, મારા આ મકાનમાં આપ ભલે પધાર્યા ! મને સંપૂર્ણ આશા છે કે આજે તમને અહીં અત્યંત આનન્દ થશે. પણ હું જણાવું છું કે મોજશોખમાં કાંઇ વિવેક વા સભ્યતાની જરૂર નથી અને અહીં આપણે સઘળા સમાન પદવીના છૈયે તે યાદ રાખજો.'

આ પ્રમાણે આવકાર દઈ શાહજાદો બીજા પરોણાઓ પાસે ગયો ને ક્ષણવારમાં **સિદ્ધે** એક સારી રીતે જાણીતા પણ અણધારેલા પુરૂષને પોતાની તરફ આવતો જોયો—તે કોઇ નહીં પણ અલ્હાબાદનો સુબો **સિદ્ધનો** કાકો **સલહાના** હતો.

'કેમ છો ભાઇ **સિદ્ધરામ** !' તે પોતાનો હાથ લંબાવી બોલ્યો; 'અહીં તમને મળવાથી હું ઘણો ખુશી થયો છું. અલ્હાબાદથી હું હમણાજ આવ્યો ને મને ખબર પડી કે શાહજાદાએ મને આમત્રણ કર્યું હતું.'

'ત્યાં સઘળું કેમ ચાલે છે,' **સિદ્ધે** પુછ્યું, 'અને તે કેમ છે–'

'**ઈશવતી** ?' **સલહાના** બોલી ઉઠ્યો. 'તે ખુશી આનન્દમાં છે ને તેણે તમને પ્રણામ કહાવ્યા છે. પણ આમ જુઓ, આ પુરૂષ આવે છે તેનું તમારે ઓળખાણ કરવું જોઇએ. તે દરબારમાં ઘણું ખરૂં આવતો નથી, પણ તેમ છતાં એ પિછાન કરવા જેવો ગૃહસ્થ છે.'

આ પુરૂષનું ઓળખાણ આપવાની કંઈ જરૂર હતી નહીં, કારણ તે બીજો કોઇ નહીં, પણ એ તો **અબ્દુલ કાદર બદાઉની,** મહમદીયન ધર્મની જનુનવાળો માણસ, જે **અકબર**ની સાથે શેહેનશાહી બાગમાં **સિદ્ધ**ને મળ્યો હતો તેજ હતો. આ માણસે પોતાના કાકા, જે તેમના જેવાજ નાસ્તિક હતા, તેને સવિનય પ્રણામ કીધા તે જોઇ **સિદ્ધ** અચંબો પામ્યો. આ સાથે વળી તેણે અસભ્ય ન લાગે તેવી રીતે **સિદ્ધ**ને પણ સલામ બજાવી.

'તમારા ભતરીજાને હું ક્યારનો ઓચિંતો મળ્યો હતો,' **સલહાના** **સિદ્ધ**ની ઓળખાણ કરાવવા જતો હતો કે **અબ્દુલ કાદર** બોલ્યો; 'અને મને આશા છે કે,' **સિદ્ધ**ને કહ્યું, 'તે વેળાએ મેં જે શબ્દો કહ્યા હતા તેના ભાવાર્થ ઉપરજ તમે લક્ષ આપશો, કારણ તમે અહીં જુઓ છો કે જે લોકોનાં ખોટા વિચાર માટે હું તેમની સાથે ગમે તેટલી તકરાર કરૂં છું તે લોકોને પણ હું ધિક્કારતો નથી.'

'તમારી અમારા પ્રત્યેની પ્રીતિને હું માન આપું છું, હઝરત મહમદના પુત્ર!' **સિદ્ધ** બોલ્યો. 'તમે અમારા મતને મળતા આવતા નથી, તે માટે હું દિલગીર છું, તો પણ, કદાચ—'

'કદાચ શું?' **અબ્દુલ કાદર** ગુસ્સે થઈ ફફડવા લાગ્યો.

'એમ નહીં, એમ નહીં, મારા મિત્રો'–**સલહાના** વચ્ચે પડી બોલ્યો. 'તમારા જુદા જુદા મત માટે લડશો નહીં એવી હું વિનંતી કરૂં છું. એના કરતાં મોટા અધિકારીઓ જે યુક્તિ હાલમાં કામે લગાડવા માંગે છે તે પ્રમાણે થયું તો આપણા સઘળાપર–ક્યાં હિંદુ કે ક્યાં તમારા ખરા પેગમ્બરના પુત્રો ઉપર–જે ભારે દુઃખ આવી પડવાની ધાસ્તી છે તે માટે આપણે વિચાર કરવાની જરૂર છે.'

આ વાત ચાલતી વેળાએ કેટલાક બીજા લોકો, **સલહાના** અને તે મુસલમાનના વિશ્વાસુ ઓળખીતાઓ, ત્યાં ભેગા થઈ ગયા અને તે બોલનારાઓની આગળ પાછળ કુંડાળામાં ફરી વળ્યા હતા. એ વેળાએ **પરવીઝ** અને કેટલાક જુવાન મિત્રો દિવાનખાનાના બીજા ભાગ તરફ ચાલ્યા ગયા હતા.

**સલ્લહાના** ધીમે સાદે પણ સંભળાય તેમ બોલ્યો, 'બીજી બધી બાબતમાં પૂજ્ય ગણાતા આપણા શેહેનશાહ એક નવોજ ધર્મ-જે આપણી લાગણી, રિવાજ, તથા નીતિના આચરણથી એક સરખી રીતે વિરૂદ્ધ છે-તે પળાવવા આપણાપર દબાણ કરે, (અને તેનો સંભવ પણ છે) તો તે સમયે આપણે કેવી રીતે વર્તવું તેનો આપણે વિચાર કરવો જોઈએ. તેમજ મુસલ્લમાનો, અગર હાલના રાજકર્તા, શું અલ્લાહને નાકબૂલ કરશે અને સૂર્ય તથા તારાઓની સામે પગે પડી તેમની પ્રાર્થના કરશે? અને વળી કદાચ–'

'પેગમ્બરના સોગન ખાઇ કહું છું કે,' પોતાની તરવારની મૂઠ ઉપર હાથ મુકી **અબ્દુલ કાદર** બોલવા લાગ્યો, 'અમે તો–'

'તે તો જાણે ગમે તેમ થાઓ,' **સલ્લહાના** એકદમ બોલ્યો, અને મીયા **કાદર**ને વધુ બોલતા અટકાવ્યા. મીયાને તે ગમ્યું નહીં, પણ નાચારે બોલતા બંધ પડ્યા. 'એના કરતાં પણ વધારે ખરાબ વાતો ચાલે છે. આપણા હાલના સિક્કાઓ તથા બાદશાહી ફરમાન ઉપર **અલ્લાહુ અકબર** એવા જે શબ્દો આપણે જોઈએ છિયે તેનો વિચાર કરો. એનો અર્થ એમ કરો કે, "**અલ્લાહ** મોટો છે," તો તો તેની કંઈ હરકત નથી, પણ "**અકબર અલ્લાહ** છે," એવો અર્થ સમજે તો મોટી વાત થઇ પડે તેમ છે.'

'એ તો પછી ઘણુંજ વધી પડે,' ગુસ્સાથી **અબ્દુલ કાદર** બોલી ઉઠ્યો; પણ **સલહાના**એ તેને પાછો વાર્યો. તેણે કહ્યું, 'આપણે શાન્ત ચિત્તે વિચાર કરવો જોઇએ. હાલમાં તો આપણે ફક્ત ધારણા ઉપરજ ચાલવાનું છે, જે કદાચ ખોટી પણ પડે, તથાપિ જો એમજ થાય તો તમે તાબે થઇ શકશો કે તાબે નહીં થશો?'

આ સવાલ જેમ **અબ્દુલ કાદર**ને પુછવામાં આવ્યો હતો તેમજ આસપાસ ઉભેલાઓને પણ પુછવામાં આવ્યો હતો; અને તેની અસર **સિદ્ધ**ના ઉપર ઘણીજ થઇ. **અકબર** એક નવો ધર્મ સ્થાપવાનો વિચાર રાખે છે એ વાત એણે સાંભળી હતી ખરી, પણ ધર્મ બદલવાને માટે તે લોકો ઉપર જુલમ ગુજારવાનો ઈરાદો રાખે છે એ વાત શું ખરી? એવો શું સંભવ ખરો?

'તેટલા માટે,' **સલહાના** છેલ્લું બોલ્યો, 'આપણામાં ફાટફુટ થવી જોઈએ નહીં. આપણે એકઠા મળી વિચાર કરવાનો છે, ને બીજી બધી બાબતમાં અતિ શ્રેષ્ઠ એવા શેહેનશાહની જે કલ્પનાશક્તિ જનુની લોકો તથા કાવતરાખોરોએ ઘણી ઉસકેરી મુકી છે, તેને લીધે આપણા ઉપર જે ભય આવી પડવાની ધાસ્તી છે તેને ઘણું ખરૂં એક સપથી તથા નિયમિત નીતિના ઉપાય ચલાવવાથી આપણે દૂર કરી શકીશું. પણ મિજબાનીની તૈયારી થઇ છે એવું શાહજાદા સૂચવે છે, માટે થોડીક વાર તો આપણી વાત બંધ રાખો. સાહેબો, હું આપની મરજી મુજબ કામ કરવાને હાજર છું. કદાચ હું ભુલતો હઇશ; અંતઃકરણથી એવું ઇચ્છું છું કે હું ધારૂં છું તે ભૂલ ભરેલું હો.'

મિજબાનીની બેઠકપર સઘળા પરોણાઓ ગોઠવાઇ જતા હતા, તેવામાં કેટલાક જણા વાત કરતા હતા તેના તુટક શબ્દો સાંભળી તે તરફ **સિદ્ધનું** લક્ષ ત્યાંથી જતાજતા ખેચાયું-'અને **કાશ્મીર** ?' એક બોલનારે પુછ્યું, 'ત્યાં ખબર પહોંચાડી છે કે ?'

'બરોબર,' તેનો જવાબ મળ્યો; 'સુરંગ ફોડવાની ઘણીખરી તૈયારી થઇ ચુકીજ છે.'

'અને પેલો કાગળ ?'

'તે ઘણાજ ભરોસાદાર માણસની પાસે છે.'

જે બે જણાની વાત **સિદ્ધે** અકસ્માત્ સાંભળી હતી તેમની અને **સિદ્ધની** વચ્ચે બીજા પરોણા આવી પડવાથી વધારે કંઇ સંભળાયું નહીં. **સિદ્ધ** તરતજ **સલહાનાથી** થોડેક દૂર બેઠો, પણ તેમની વચ્ચે કેટલાક જુવાન પુરૂષો હતા. આ જુવાન પુરૂષો સાથે **સિદ્ધ** વાતે ચઢ્યો. સઘળા પરોણાઓ બેસી ગયા કે ચાકરનફરો જુદા જુદા ઘણાજ પ્રકારના મિષ્ટ પદાર્થો ત્યાં લઈ આવ્યા અને સોનાનાં પ્યાલાંઓમાં કિમતી દ્રાક્ષારસ આવી પડ્યો, ને હુર્રેની ખુશાલી વચ્ચે દમપર દમ પ્યાલાં ઉડવા માંડયાં. **સિદ્ધે** જે શબ્દો સાંભળ્યા હતા તે એના મનમાં ઘુટાયા કરતા હતા, કેમકે તેનો અર્થ એને ગૂઢ લાગ્યો-શું તે વાત પોતાના દેશમાં ચાલતો છૂપો વિરોધ,

જે **સલહાના**ના કહેવા પ્રમાણે **અકબરે** ઉસકેર્યો હતો, તે સંબંધી હતી ? અને વળી કાગળ ? એકાએકજ **રીઝીયાનો** જે કાગળ **સિદ્ધે કુલુકને** સોંપ્યો હતો તેનો વિચાર એને આવ્યો, પણ તે કાગળને રાજખટપટ સાથે શું નિસબત હોય ? આવા વિચારમાં તે પડ્યો હતો એટલામાં રંગભૂમિ ઉપર ગવૈયાઓ સાથે કળાવન્તીઓ આવી તે તરફ તેનું લક્ષ ગયું. તેમના કલુંઢા રંગના હાથ તથા ગળાં ખુલ્લાં હતાં, અને પગની પાહની સુધી પહોંચતા લાંબા ઝભ્ભા તેમણે પહેર્યા હતા. જે નૃત્ય, હિંદુઓ તથા મુસલમાનો, બન્નેને ઘણુંજ પસદ છે અને જે તેઓ કલાકના કલાક સુધી કટાળ્યા વગર જોયાજ કરે છે તેવું એક નૃત્ય, વાજિત્રના સુરતાલ સહિત, કળાવન્તીઓએ શરુ કીધું. વચમાં વચમાં તેઓ ખસી જઇને ગાનારાઓને ગાવા દેતી હતી. આ ગાનારાઓએ ફારસી કવિઓની ગઝલો ગાઇ સંભળાવી જેથી સઘળા આનન્દ પામ્યા. **સલીમ** અને તેના મિત્રો આ ગઝલો ઘણી ખુશીથી સાંભળતા હતા, પણ **સિદ્ધ**ને તે તો એક સરખા સુરનુંજ ગાયન લાગ્યું.

'ક્યાં ગઈ **રંભા**,' આખરે શાહજાદાએ પુછ્યું, 'પેલા અસલના સસ્કૃત કાવ્યના ભાષાંતરના કેટલાંક ગાયનો તે આવીને કેમ ગાતી નથી ? હું ધારૂં છું કે, તમો **સિદ્ધ**, તે કાવ્ય સારી પડેમ જાણતા હશો–પેલું **ગીતગોવિન્દ** !'

'હા, હા, બહુ સારી રીતે સાહેબ,' **સિદ્ધે** જવાબ આપ્યો. 'જય-દેવનું તે કૃષ્ણપ્રિય ગોપી સબંધી કાવ્ય–જેમાં કૃષ્ણગોપીનાં ચરિત્રોનું તથા કૃષ્ણ અને સુંદર રાધાના સમાગમનું વર્ણન કરેલું છે. તે ઘણું ઉત્તમ છે; મે પોતે તેનો તરજુમો પણ કરવા માંડ્યો છે.'

'સાંભળો હવે,' **સલીમ** બોલ્યો; 'આ **રંભા** આવી.' આ સાંભળી, રંગભૂમિપર વિચિત્ર લઢણથી ધીમે ધીમે પગલાં માંડતી–જાણે તે પગલાં ભરીભરીને મુકતી હોયની શું એમ–સભામાં બેઠેલા તરૂણોને મોહ પમાડતી, એક જુવાન સામળા રગની, પણ મનોહર કાન્તિમાન સ્ત્રી તરફ સઘળાએ દૃષ્ટિ કરી. તે સ્ત્રીએ કિમતિ અને ભપકાવાળો પોશાક પહેર્યો હતો. સાંભળવાને આતુર થઈ રહેલા ત્યાંના મંડળને નમન કરી તેણે તાલ સુર સહિત નીચેનાં ગાયનો ફારસીમાં ધીમે ધીમે ગાવા માંડ્યાં:—

* ललितलवङ्गलतापरिशीलनकोमलमलयसमीरे
मधुकरनिकरकरम्बितकोकिलकूजितकुञ्जकुटीरे ।

विहरति हरिरिह सरसवसन्ते नृत्यति
युवतिजनेन समं सखि विरहिजनस्य दुरन्ते ॥

उन्मदमदनमनोरथपथिकवधूजनजनितविलापे ।
अलिकुलसंकुलकुसुमसमूहनिराकुलबकुलकलापे ॥
विहरति हरिरिह०

माधविकापरिमलललिते नवमालतिजातिसुगंधौ ।
मुनिमनसामपि मोहनकारिणि तरुणाकारणबन्धौ ॥
विहरति हरिरिह०

એટલું ગાઈ ગાનારી અટકી કે **સલીમ** બોલ્યો, 'એ કવિતા અને તેનો ભાવાર્થ એવાં સરળ છે કે તેમાં હદ કરી નાખી છે! પણ કુલીન **સિદ્ધ** આ તરજુમા વિષે તમે શું ધારો છો વારૂ?'

---

*મલયનો વાયુ જ્યારે લલિત લવંગલતાના સ્પર્શને લીધે મૃદુ થયેલો છે (લતા રૂપી નારીના સ્પર્શથી મૃદુ, પુષ્પના સંબંધને લીધે સુગંધીવાળો તથા જમના નદીના સંબંધને લીધે શીતળ) અને જ્યારે કુંજ મધમાખીના સમૂહથી ભેળસેળ થયેલા કોકિલના મધુર કલરવથી ગાજી રહી છે; પણ વિરહીજન (રાધા)ને ઘણીજ દિલગીરીમાં ગરક કરી છે, તેવે સાભિલાષ વસંતને સમયે અહીં (વૃન્દાવનમાં) હરિ (કૃષ્ણ) કુમારીકાઓ સાથે નૃત્ય કરીને વિહાર કરે છે.

જ્યારે મદભર્યા કામને લીધે મોટી મોટી ઈચ્છાવાળી પરગામ ગયેલા પુરૂષોની સ્ત્રીઓના મનમાં વિલાપ ઉત્પન્ન થયેલો છે, તથા જ્યારે બકુલનાં ઝાડો મધુકરનાં ટોળેટોળાંથી વ્યાપ્ત થયેલા ફુલોના સમૂહથી ખિચોખિચ ભરાઈ ગયાં છે:—પણ વિરહીજન૦

જ્યારે (વસંત ઋતુ) માધવિકાના સુવાસથી બહેકી રહી છે, તથા નવમાલિકા પુષ્પથી સુગંધીવાળી થયેલી છે, તથા જે મુનિઓના (અચળ) મનને પણ મોહ પમાડે છે, તો તરૂણ પુરૂષોને સેહેજમાં આકર્ષણ કરે છે તેવે સમયે:—પણ વિરહીજન૦

'કંઇ ખરાબ નથી,' **સિદ્ધે** ઉત્તર આપ્યો. 'અલંકાર અને કાવ્યનું રહસ્ય તરજુમામાં ઠીક દર્શાવ્યું છે, જો કે કોઇ કોઇ શબ્દોના **અર્થ** જોઇએ તેવી રીતે આપી શકાયા નથી. પણ મારા ધારવા પ્રમાણે, હાલના વખતની કવિતામાં તેમ કરવું જો કે અસંભવિત નથી, તોપણ ઘણું વિકટ છે. શું એ ભાષાંતરકર્ત્તાનું નામ જણાયલું નથી ?'

'એ ભાષાંતર **ફૈઝીનું** છે કે જેની જોડે આજે સવારે તમે વાતો કરતા હતા,' શાહજાદો બોલ્યો. **ફૈઝીનું** નામ સાંભળી પોતે જે સ્વતંત્ર રીતે વિચાર દર્શાવ્યો તેથી મનમાં વિમાસણ કરતા **સિદ્ધના** ચેહેરા ઉપર જે ગભરાટનું ચિહ્ન માલમ પડયું, તે જોઈ **સલીમ** સેહેજ હસ્યો, અને પાછો બોલ્યો; 'કંઈ ગભરાવાની જરૂર નથી. એમનો ગ્રન્થ ખોડ વગરનો છે એવું તેઓ પોતેજ ધારતા નથી તેથી કંઈ ખોટું લગાડશે નહીં. પણ ઉલટું તેમાં તમે જે સુધારો કરશો તે માટે તમારો ઉપકાર માનશે. વારૂ હવે **રંભા,** એક બીજી ચીજ સંભળાવ કે પછી તને આજે તસ્દી આપીશું નહીં.'

**રંભાએ** રાધિકાના વિરહનું કૃષ્ણ આગળ તેની સખી વર્ણન કરે છે તે ગાયન ગાયું:—

* निन्दति चन्दनमिन्दुकिरणमनु विन्दति खेदमधीरम् ।
व्यालनिलयमिलनेन गरलमिव कलयति मलयसमीरम् ।
माधव मनसिजविशिख—
भयादिव भावनया त्वयि लीना ।
सा विरहे तव दीना ॥

---

*"રાધા ચંદનને ધિક્કારે છે તથા ચંદ્રના કિરણથી નાસતી ફરે છે (ચંદન તથા ચંદ્ર સ્વભાવે શીતલ છતાં એને બાળે છે તેથી તે પોતાનું દુર્ભાગ્યજ સમજે છે); પછી તે મનમાં અતિશય ખેદ ધરે છે; વળી મલયપર્વતના વાયુને સર્પના રહેઠાણ (ચંદનનાં ઝાડ)નો સ્પર્શ થયાને લીધે વિષ જેવો માને છે. હે માધવ (કૃષ્ણ) કામદેવના બાણના ભયને લીધે જાણે તે તારૂં ને તારૂંજ ધ્યાન ધરે છે; એવી રાધા તારા વિરહને લીધે ઘણી દુઃખી થઈ ગઈ છે."

"હે માધવ, દર પગલું મુકતાં તે બોલ્યા કરે છે કે તારે ચરણે હું પડી છું, (કારણ) તું દૂર થયો છે ત્યારથીજ અમૃતનિધિ ( ચંદ્ર ) પણ મારા શરીરમાં અગ્નિ પ્રવર્તાવે છે. એવી રાધા૦"

प्रतिपदमिदमपि निगदति माधव तव चरणे पतिताहम् ।
त्वयि विमुखे मयि सपदि सुधानिधिरपि तनुते तनुदाहम् ॥
सा विरहे तव दीना० ॥

થોડીક વાર આરામ લીધા પછી જુદા રાગમાં અને મધુર સ્વર સાથે ધીમેથી અને વધારે દિલગીરી દર્શાવનારૂં ગાયન તેણે ફરીથી શરુ કીધું. તે વેળાએ તે પોતેજ જાણે ખરેખરી પ્રિય રાધા હોય ને અંતઃકરણની લાગણી આબેહૂબ બતાવતી હોય તેવા હાવભાવ જણાવી શ્રોતાઓને તલ્લીન કરી નાખ્યા.

આ પૂરૂં કરતી વેળાએ 'વાહ ! વાહ !' ને ' શાબાશ ! શાબાશ !'ના પોકારથી આખું દિવાનખાનું ગાજી રહ્યું. તેના સ્વરથી તથા હાવભાવથી સઘળા શબ્દોની ખુબી સાંભળનારાઓને સ્પષ્ટ રીતે મનમાં લાગી આવી હતી.

' ત્યાર પછી કૃષ્ણ અને રાધાની સલાહનું વર્ણન આવે છે નહીં વારૂ ?' **સલીમ** બોલ્યો. 'પણ તે વળી બીજી વખતે ગવડાવીશું–વારૂ મને કહેશો, ભલા **અબ્દુલ કાદર**, કે આ હિંદુઓની કવિતામાં આપણી કવિતા જેટલોજ તમને રસ પડે છે કે આપણા ધર્મના બીજા લોકોની માફક તમને પણ હિંદુઓ આવા ઉટાંગ વિચારો દર્શાવે છે એમ સમજી કંટાળો છુટે છે ?'

'કવિઓ સામે,' જેમ તેમ કરીને પોતાનો ગુસ્સો દબાવી **અબ્દુલ કાદરે** ઉત્તર આપ્યો, 'મારે કંઇ બોલવાનું નથી. અધર્મિષ્ઠ **અમરૂલકૈસની મુલ્લકતને** બીજા સૌ ગમે તેટલી વખાણતા હતા, તોપણ તે **અમરૂલકૈસને** આપણા પવિત્ર પેગમ્બરે ઘણા મજબુત કારણ માટેજ શાપ દીધો હતો. પણ હિંદુઓ આપણે હમણા સાંભળી તેવી કવિતાઓ લખી સંતોષ ન પામતાં અઘટિત વિચાર અને આચારમાં આગળ વધેલા છે તે મને તો ઘણું દોષપાત્ર લાગે છે.'

આના જવાબમાં કવિતા અને શ્રદ્ધા વચ્ચે, અને હિંદુઓના આચાર અને વિચારમાં જે ભેદ રહ્યો છે, તે ભેદ જનુનીને સિદ્ધ

સમજાવવા જતો હતો એટલામાં વધારે તકરાર અટકાવવા **સલીમ** બોલી ઉઠ્યો, 'હું માંગી લઉ છું, ગૃહસ્થો, કે અહીં ઇશ્વિરશાસ્ત્રની જરૂર નથી. તે બાબત તો મારા પૂજ્ય પિતા પાસેજ રહેવા દો. તે હમણા વિદ્વાન **ફૈઝી** અને કદાચ બીજા તત્ત્વેત્તાઓ સાથે વાદ કરવામાં ગુંથાયલા હશે એમ ધારૂં છું. પણ આપણે બધા જુવાનીઆઓ તો રમત ગમતમાં રાત્રી ગુજારવાને એકઠા મળ્યા છિયે. અરે તમે નૃત્યકારિણી નાયકાઓ, એક ઘણો સરસ દારૂ પીવા સબંધી રાગ લલકારી દો કે હમો પાછા તાજા થઈ જઇએ. ચલાવો! ખુશ મિજાજ થાય તેટલા માટે દારૂનાં પ્યાલાં ભરવા માંડો. તમારા મનમાં ગુસ્સો ભરાઇ ન રહે તે સારૂ, કુલીન **અબ્દુલ કાદર**, તમને યાદ કરાવું છું કે એક કવિએ પણ, જેને આપણા પેગમ્બરે શાપ દીધો ન હતો અને જે આપણામાં પૂજ્ય ગણાય છે તે **તરફે**એ પણ આ પ્રમાણે **રેખતા**માં કવન કર્યું છે:—

**હરદમ ઉઠાઓ એ દોસ્તો, શરાબકી જામપે જામ ભરી;**
**એ લાલમલાલ, ખુબીદાર, શરાબ અમરપે હે નરી.**
**—હરદમ.**

**ઝીંદગીકી એહી મઝા હૈ, બેહેસ્તમે કરેગા વો ભલા;**
**સારા દિન રાત પિયે ઓ, આખર ચમનમે ચલા.**
**—હરદમ.**

**એહી ખુદા, એહી આલમ, એહી ધન દોલત ઓર પ્યારી હૈ;**
**માયા પટક શરાબ પીલે, બેહેસ્તમે શરાબકી મઝા ન્યારી હૈ.**
**—હરદમ.**

'ત્યારે તે સારી સલાહ પ્રમાણે આપણે કેમ ન ચાલવું?'

તે જીદ્દી મુસલમાન મનમાંને મનમાં બબડયો, પણ કંઇ બોલવાની તેની હિંમત ચાલી નહીં; કારણ કે **અકબર** જો પોતાનો ધર્મ ત્યાગ કરે તો તેથી થતાં તોફાન વખતે સહાયક તરિકે **સલીમ**ની **અબ્દુલ કાદર**ને ઘણી

જરૂર હતી, અને **એ** ભેદ **સલીમ** સારી રીતે જાણતો હતો. આટલા માટે તે ચૂપ રહ્યો અને પોતાને જે બૂરૂં લગાડવામાં આવ્યું તે માટે, પેગમ્બરે કરેલી આજ્ઞાને લક્ષમાં ન રાખતાં, જેટલાં પ્યાલાં પોવાય તેટલાં પીને તેણે દિલાસો માની લીધો.

આવાં ગપ્પાં ચાલતાં હતાં તે વખતે બીજા પરોણાઓએ પોતાનો વખત ઠીક ગાળ્યો. કારણ દારૂનાં પ્યાલાં ખાલી થતાં કે તરત તેમને માટે પાછાં ભરવામાં આવતાં હતાં. ત્યારબાદ **સલીમે** ઇશારત કરી કે ગાનારી તથા નાચનારી આ આનન્દી મંડળીમાં સામેલ થઈ ગઈ, અને પરોણાઓની વચ્ચે કોચો ઉપર તેઓ પણ અડી ગઇઓ.

મનોહર કાન્તિવાળી **રંભા સિદ્ધ**ની પાસે જઈ બેઠી અને થોડી વારમાં તેઓ એક બીજા સાથે વાતચિત કરવા મંડ્યાં. વાત કરતાં **સિદ્ધ**ને માલમ પડ્યું કે તે જેવી કુશળ હતી તેવીજ દયાળુ હૃદયવાળી હતી. કમનસીબવાન નૃત્યકરનારીઓ જે ખરેખરી ગુલામ તો નહીં, પણ જેમને તેમના માબાપોએ વધારે પૈસા આપવાની માંગણી કરનારને તેમની નાની ઉમ્મરમાંજ વેચી દીધી હતી, અને જે ત્યારપછી વેપારની જણસ માફક એક હાથથી બીજે હાથ ગયેલી તથા આખરે ખરા ગુલામ કરતાં કોઇ રીતે સારી નહીં એવી જિન્દગી ગુજારતી હતી, તેમની સ્થિતિનું ઘણું કરૂણાજનક વર્ણન **રંભા**એ **સિદ્ધ** આગળ કર્યું.

'અને અગરજો,' નિખાલસ દિલથી **રંભા** બોલી, 'શરુઆતમાં મારે પણ તેવીજ વિટંબણા ભોગવવી પડી હતી, તોપણ સારે નસીબે મને ગાયનનો શોખ હતો. મારા મુરબ્બીએ તે બાબતમાં મને સારી કેળવણી આપી તેથી તે હુન્નરને લીધે હું મારો ગુજારો આબરૂસર કરી શકુ છું. અને જ્યારે'–તે હસીને વિશેષ બોલી, 'હું ઘરડી તથા કદરૂપી થઇશ ત્યારે—'

'ત્યારે શું ?' **સિદ્ધ** બોલી ઉઠ્યો, કારણ **રંભા**ની વાત ઘણા દયાભાવથી તે સાંભળતો હતો.

'એમ નહીં,' **રંભા**એ જવાબ વાળ્યો, 'તમે શું કહેવા માગો છો તે હું સમજું છું પણ તમારા ચિત્તનું કંઈ ઠેકાણું જણાતું નથી. હું જ્યારે ઘરડો

અને કદરૂપી થઇશ ત્યારે સાહસિક કામો કરવાની વૃત્તિ હું નહીં રાખું. ઊંચ જ્ઞાતિની હું હિંદુ છું એટલે પુજારીઓ દેવળમાં પૂજાવિધિ કરવાને સાધનભૂત તરિકે નૃત્ય કરનારી અને ગાનારીઓને રાખે છે તેમના ઉપર દેખરેખ રાખવાને એકાદ દેવાલયમાં મને નોકરી મેળવવાની મુસિબત પડશે નહીં.'

આવી વાતો ચાલતી હતી તેવામાં વધારે જોરથી રાગતાન ચાલવા માંડ્યાં, ને તે પૂરૂં થઈ રહ્યા પછી બધા પરોણાઓ અને સ્ત્રીઓ તે વાતમાં સામેલ થઈ ગયાં. પણ હવે તેમની વાતો ઘણી અસાવધ થવા માંડી ને સદ્દને કાને કેટલાંક એવા વાક્યો પડ્યાં કે જે તેણે અત્યાર સુધી કદી સાંભળ્યાં નહોતાં-પણ તેનો અર્થ તે તરત સમજી શક્યો. ધીમે ધીમે તે પણ અયોગ્ય ભાષણ ઉચ્ચારવા લાગ્યો. દિવાનખાનાના જુદા જુદા ભાગમાં મોજશોખમાં ગુલતાન થયેલા અને દારૂની કેફથી ઠે થયેલા કેટલાક પુરૂષો પડયા હતા, અને આગળ પાછળ શું થતું ને શું હતું તેનું તેમને કાંઇપણ ભાનજ નહોતું. વળી ભોંયપર ગાલીચા ઉપર બબે ચચારની ટોળીઓ બેઠી હતી; જેઓ કોની હજુરમાં તે વેળાએ ત્યાં હતા તે તેમના આચરણ ઉપરથી ભુલી ગયેલા જણાતા હતા.

પણ ત્યાં આગળ શું થાય છે તેનું ભાન શાહજાદાને તો ક્યારનુંજ જતું રહ્યું હતું. બે નૃત્યકરનારી સ્ત્રીઓની વચ્ચે તે ગાફલ પડયો હતો. તેમાંની એક શાહજાદાની તરવારની મૂઠ આમતેમ ફેરવ્યા કરતી હતી, અને બીજી તેના હાથ ઉપરની પ્હોંચીઓ તપાસતી હતી. આ પ્હોંચીઓમાંની એક છોડીને શાહજાદાએ તે ઓપર ફેંકી અને તેજ વેળાએ પોતાના ઝભ્ભામાંથી બે કિમતી મોતી તોડીને તેની સખી ઉપર તેણે નાખ્યાં. ત્યારપછી પાછું દારૂનું પ્યાલું ભરી એક ટીપું પણ બાકી રાખ્યા વગર સઘળો ઢાંસી ગયો ને બેશુદ્ધ થઈ તકિયા ઉપર પાછો પડયો. જેમ જેમ વાતો ઘણી ઢંગ વગરની થવા માંડી તેમ તેમ તેની ગડબડ ઘણી વધતી ગઈ. ગાનતાન ચાલતું હતું, તથા દારનાં પ્યાલાંપર પ્યાલાં ખાલી થતાં હતાં. ત્યાંના ઘોંઘાટથી અને ફુલોની અતિશય સુવાસથી અને તે કરતાં પણ વધારે કદાચ દારૂના કેફથી આપણા સિતારામ ભાઈસાહેબ પણ ચકચૂર થઈ

ગયા હતા અને આગળ પાછળ શું થતું હતું તેનું ધીમે ધીમે ઓછું ભાન રહેવા માંડયું. પણ એટલામાં એના ખભા ઉપર જોરથી એક હાથ પડયો, તેની સાથેજ એકાએક પોતાની બેશુદ્ધિમાંથી તે જાગૃત થયો. એ માણુસ **સલહાના** હતો, જે તેની નજદીક ન દેખાય એવી રીતે આવી પહોંચ્યો હતો.

'ચલો,' **સલહાના** બોલ્યો, 'હવે તો આપણે જવુંજ જોઈએ; આવા પ્રસંગમાં શું લડાઈ કે તોફાન થશે તે કોણ જાણે છે ?'

'હા,' **સિદ્ધે** અચકાઈને જવાબ આપ્યો, 'પણ શાહજાદા તરફથી જવાની સુચના કે રજા મળ્યા વગર આપણે જઈએ તે ઠીક લાગશે ?'

'શાહજાદા !' તિરસ્કારથી **સલહાના** બોલ્યો. 'જુઓ, આપણે જઈએ કે રહીએ તેની એને ખબર પડે તેમ છે, કે તેની એ દરકાર રાખે તેમ પણ છે, એનો વિચાર તો કરો.'

**સિદ્ધે સલીમ** તરફ નજર કરી. તે આંખ મિચીને ગાદી ઉપર આડો પડયો હતો, તકિયા ઉપરથી તેનો હાથ લટકતો હતો, અને તેનાથી થોડેક દૂર તેણે છેલ્લું ભરેલું પ્યાલું, જે તેના હાથમાંથી ગલીચા ઉપર ગબડયું હતું તે, પડેલું હતું. **સલીમ**ને ઓળખવાની **સિદ્ધે** ઘણી મેહેનત કીધી પણ તેને **સલીમ** દેખાયો નહીં; અથવા જો દેખાયો તો ત્યાં એક નહીં પણ બે **સલીમ** હતા એવું એને ભાસ્યું ! એટલામાં એનો કાકો એને દિવાનખાનામાં ઘસડી ગયો તેનો અટકાવ કીધો નહીં ને બારણા આગળ તૈયાર રાખેલી એક પાલખીમાં **સલહાના**એ તેને બેસાડયો, અને પાલખી ઉંચકનારને **સિદ્ધ**ના મકાનની નિશાની આપી ત્યાં તેને લઈ જવાનું જણાવ્યું. **સલહાના**એ પોતે પોતાના ભતરીજા કરતાં કંઈ ઓછો દારૂ ઢાંસ્યો નહોતો, તથાપિ તે સ્થિરતાથી પોતાના મુકામ તરફ ચાલ્યો,– એટલામાં એક સાંકડા મોહોલ્લામાંથી જતાં તેણે એક ઘરની છાયામાં એક ઉંચી પતળી મૂર્તિ ઊભેલી દીઠી. તે પુરૂષ આસપાસ સાવચેતીથી જોઈને પોતાની છૂપી જગ્યામાંથી નિકળી **સલહાના** પાસે આવ્યો.–એ પુરૂષ **ગોરખ યોગી** હતો.

'કેમ સઘળું ઠીક ચાલે છે કેની ?' તેણે પુછ્યું.

'એના કરતાં વધારે સારાની આશા હાલ રાખી શકાય નહીં,' **સલહાના**એ જવાબ આપ્યો. 'આપણા પક્ષની ચઢતી દશા જણાતી જાય છે; હું હજી વિગતવાર કહી શકતો નથી તોપણ મને વધારે ખબર પડશે, અને તમારી તથા તમારા સેવકોની અમારે જરૂર પડશે કે તરતજ તમને ચેતાવવામાં આવશે'.

'અને પેલો આપણો જુવાન બેવકુફ ? એનાથી ખૂબ સાવધ રહેજો, કારણ કે આપણાં કૃત્ય માટે તેને વેહેમ ભરાયો છે એવું મને લાગે છે. એક વાર તે આપણી તરફ આવ્યો કે પછી તેના તરફની ધાસ્તી નથી. પણ મને કહો પેલું પક્ષી ફાંસામાં આવ્યું છે કે નહીં ?'

'હજી નથી આવ્યું !' **સલહાના**એ ઉત્તર આપ્યો, 'પણ તેને ફાંસામાં લાવવાની સઘળી તૈયારી થઈ ચુકી છે એટલે વિલંબ લાગશે નહીં'.

આ સાંભળી **ગોરખ** હસ્યો અને તે બે પુરૂષો પોતપોતાને રસ્તે જવાને છુટા પડ્યા.



# પ્રકરણ ૧૨મું.

## અકબરના મેહેલમાં ખાનગી બેઠક.

શાહજાદા **સલીમ**ના આમંત્રણ મુજબ તેના મેહેલમાં મળેલી મિજલસમાં સામેલ થવાને **ફૈઝી**એ કારણવગર ના પાડી નહોતી, કેમકે જે વેળાએ **સલીમ**ના પરોણાઓ ધીમેધીમે તેના મેહેલમાં એકઠા થતા હતા તે વેળાએ **ફૈઝી** શેહેનશાહના ખાનગી ઓરડામાં જુદાજ પ્રકારના ને જુદીજ પ્રકૃતિના માણસોની રાહ જોતો બેઠો હતો. તે ઓરડામાં એક ચાકર સહિત એક પુરૂષ દાખલ થયો. તેના પોશાક ઉપરથી પશ્ચિમ તરફના કોઇપણ પુરૂષને તરત માલમ પડતે કે તે એક **કેથોલિક** પંથનો પાદરી હતો. તે જેસ્યુઇટ પંથનો મુખ્ય પાદરી **ર્‌યુડોલ્ફ એકવેવીવા** હતો. એને ફાધર **ફ્રાંસિસીઅલે** આગ્રાના દરબારમાં પ્રતિનિધિ તરિકે મોકલ્યો હતો.

'પાદરી સાહેબ, આપ ભલે પધાર્યા !' **અકબર** તેની સલામ પાછી વાળીને બોલ્યો. 'જે ખુદાને આપણે બન્ને જુદા જુદા આકારમાં પણ પુજીએ છિયે તે ખુદાના નામથી હું તમને આવકાર દઉં છું—હું આશા રાખુ છું કે અહીં આવવા માટે મુસાફરીમાં આપને ઘણી વિટંબણા પડી નહીં હશે !'

'આપ શેહેનશાહ મારી આટલી બધી કાળજી રાખો છો તે માટે હું આપનો મોટો આભારી થયો છું,' **એકવેવીવા**એ ખૂબ નમન કરતાં કરતાં જવાબ આપ્યો. 'અગરજો મારી પ્રકૃતિ ઘણી નરમ છે તોપણ સારે નસીબે મુસાફરીમાં તેવા માઠા બનાવ બન્યા નથી, ને સહીસલામત અહીં આવી પહોંચ્યો છું—તોપણ પરમેશ્વરની જે ઇચ્છા હોય તેને કંઇપણ બબડ્યા વગર, તરણાના તોલના માણસે આધીન થવું એ યોગ્ય છે.'

'એ બાબતમાં હું તમને મળતો આવું છું,' **અકબર** બોલ્યો. 'પણ તમારા પોતાના મુકામપરથી તમારા ખ્રિસ્તી ધર્મનાં ગ્રન્થો અને બીજાં લખાણો અને તમે મોકલવાની મેહેરબાની કરી હતી તે માટે હું તમારો ઉપકાર માનું છું. મારા આ મિત્ર **ફૈઝી**, જેને બેશક તમે ઓળખો છો, તેણે મારે માટે ઘણા

બાગનો તરજુમો કીધો છે ને **અબુલ ફઝલ** સાથે અમે ત ધ્યાન દઇને વાંચી ગયા છિયે એ વાતની ખાતરી માનજો.'

આ શબ્દો સાંભળી શેહેનશાહના ચેહેરા તરફ તાકી તાકીને જોઈ તે પાદરીએ પુછ્યું–'અમે એવી આશા રાખીએ કે બી સારી જમીનમાં પડયું છે ?'

'એનો જવાબ હા આપી શકાય એમ મને લાગે છે,' **અકબરે** ઉત્તર વાળ્યો. 'તમારા ધર્મનાં પુસ્તકો મેં હાલ વધારે સારી રીતે જોવા માંડયાં છે. તે ઉપરથી તમારા તે પુસ્તકોમાંનાં કેટલાંકને હું ઘણાં અમૂલ્ય ગણું છું. અમે ઘણું ખરૂં સમજી શકીએ નહીં તેવા કેટલાક ઉમદા વિચારો તથા તેવા ઊંચા પ્રકારનો આહેદ્દબ સત્યનો અંશ તેમાં જોવામાં આવે છે— અગરજો ઇસિલામી ધર્મમાં પણ તેવા વિચારો ઘણે દરજ્જે માલમ પડે છે. આત્મસંયમ તથા દેહકષ્ટ સંબધી શો ઉમદા અને સ્વચ્છ ભાવ એમાં સમાયેલો છે ? અને વિશેષ કરીને મનુષ્યજાતિ તરફ પ્રેમ તથા ઉદારતાનો કેવો ઉત્તમ વિચાર એમાં દર્શાવેલો છે ? આ બાબત તો કુરાનમાં તદ્દનજ નથી. મહમદીઅન ધર્મ કરતાં ખ્રિસ્તી ધર્મને કેટલા ઊંચા દરજ્જાનો હું ગણું તે માટે આથી વધારે હું કહી શકતો નથી.'

પોતાના બે હાથ જોડી આકાશવાસી દેવ તરફ દૃષ્ટિ કરીને તે જેસ્યુઇટ બોલ્યો, 'પરમેશ્વરનો હું ઘણો ઉપકાર માનું છું. એજ ખરો રસ્તો છે. સત્યની સાથે સરખાવીને ભૂલચૂકનું ભાન પહેલાં થવું જોઇએ કે પછી આત્મા સ્થિરતા પામે છે. વળી **અકબર** જેવો પુરૂષ જે એક સમર્થ રાજકર્ત્તા છે એટલુંજ નહીં પણ તેની સાથે ડાહાપણવાળો અને વિદ્વાન છે તે અસત્ય અને સત્યનો તફાવત ન પારખી કાઢે એ બનેજ કેમ ?'

'મારે માટે આપનો આવો સારો અભિપ્રાય છે તે સાંભળી હું ખુશ થાઉં છું,' **અકબર** બોલ્યો. 'પણ મેં જે કહ્યું છે તે ઉપરાંત મારે જે કહેવાનું છે તે સાંભળ્યા પછી તમે મારા વિષેનો અભિપ્રાય ઘણો ઉતારી પાડશો એવી મને ધાસ્તી લાગે છે. તદપિ મારે તે કહેવુંજ જોઇએ, કારણ કે તમારી સાથે હું ખુલ્લા દિલથી તથા વાજબી રીતે વાતચિત

કરવાની ઇચ્છા રાખું છું. તમારા **ધર્મ**નાં પુસ્તકોમાં જે કેટલીક બાબતો જોવામાં આવે છે તે માટે મે **અગરજો** સાનંદાશ્ચર્ય બતાવ્યું છે, તોપણ તેને લીધે બીજા ધર્મમાં જે ખુબીવાળું અને સુંદર સાહિત્ય હોય તેનો સત્કાર કરતાં મારે અટકવું નજ જોઇએ; દાખલા તરિકે, પ્રાચીન **વેદ**, જે હાલ મોજુદ છે, તેમાંના ઘણા વિચારો ખરેખર ગ્રહણ કરવા જેવાજ છે.'

'શું?' દબાય નહીં એવા ગુસ્સાથી **એકવેવીવા** બોલી ઉઠયો. 'શું પેલા કટાળો આપનારા મૂર્તિપૂજકોના વેદ!'

**અકબરે** શાન્ત રહી જવાબ આપ્યો, 'તેમાંના ઘણાઓને એ નામ લાગુ પડી શકે તેમ છે એ હું કબૂલ કરૂં છું. પણ બધાજ કંઇ એવી પ્રકૃતિના નથી. શું મારૂં કહેવું વાજબી નથી, **ફૈઝી**?'

'એમાં કંઇ પણ સંદેહ નથી ખુદાવંદ!' **ફૈઝી**એ ઉત્તર આપ્યો; 'અને એ વાત મારા શેહેનશાહ કરતાં કોઇ વધારે સારી રીતે જાણતું એ નથી. હે ગુણીજન પ્રભુ ક્રાઇસ્ટના પુત્ર! હું અને શેહેનશાહ તમને ખરી ખાતરીથી જણાવીએ છિયે કે આ હિંદુઓના ધર્મના વેદમાં ઉપર જણાવેલી બાબતોને લગતાં ઘણાંએ અનમોલ વાકયો છે, જે તમારા ખ્રિસ્તી ધર્મનાં લખાણથી લેશપણ ઉતરતાં નથી, પરતુ લાખ દરજ્જે ચઢતાં છે.'

'એ અસંભવિત છે!' **એકવેવીવા** દૃઢતાથી બોલ્યો.

'શામાટે અસંભવિત?' **ફૈઝી**એ હસીને પુછ્યું. 'આ **ધર્મ**ના સઘળા વિચારોથી તમે સારી રીતે વાકેફગાર થયેલા છો શું?'

**એકવેવીવા**–'ઇદર ઉધરથી મે જે કંઈ સાંભળેલું તેટલુંજ હું તો તે ધર્મ માટે જાણું છું. પણ તે સબંધી વધારે જ્ઞાન મેળવવાની હું ઇચ્છા રાખતો નથી, તેમ મારે જરૂર પણ નથી. તેથી ફાયદો શું થવાનો છે? અને શું સત્ય બાબત એક કરતાં વધારે હોય ખરી?'

'તેનો જવાબ તો એ સવાલમાજ સમાયેલો છે,' **અકબર** બોલ્યો. 'મૂળ મુદ્દાની બાબત તો એ છે કે સત્ય શું છે અને તે શેમાંથી માલમ પડી આવશે? તે એકજ ધર્મમાં રહેલું છે કે ઘણાએ ધર્મમાં પસરી

ગયેલું છે ? સ્વાભાવિક રીતે તમે તો કહેશોજ કે સત્ય ફક્ત તમારીજ પાસે છે, પણ ત્યારે હું પુછું છું, કે એમ કહેવામાં તમારી પાસે સબળ કારણો શું છે ?'

'સત્ય !' **એકવેવીવા**એ જવાબ આપ્યો, 'એ પરમેશ્વરના પુત્ર **ઇસુ ખ્રિસ્તે** અમને જણાવ્યુ છે.'

'એ પ્રમાણે તમો કહો છો,' **અકબ્બરે** ઉત્તર આપ્યો, 'પણ મારો મિત્ર **અબ્દુલ કાદર** કહે છે કે મોટા પેગમ્બર **મહમદ** મારફત સત્ય એનાજ આગળ પ્રગટ કરવામાં આવ્યું હતું; અને જો તમારો **ઇસુ ખ્રિસ્ત** ખરેખરોજ પરમેશ્વરનો પુત્ર છે, તો તેમ કહેવા પહેલાં તે શાબિત કરી આપશો તો વધારે સારૂં.'

**ફૈઝી**–'અને અમારા વૈષ્ણવો એમ જણાવે છે કે ડાહ્યા અને પવિત્ર પુરૂષોથી ફક્ત નહીં, પણ વળી ઇશ્વરના જુદા જુદા અવતારોથી સત્ય તેમને જ જણાવવામાં આવ્યું છે.'

**એકવેવીવા**–'એક ખરા ધર્મનો આધાર પરમેશ્વરના લખાવેલા બાઇબલ ઉપર રહેલો છે.'

**અકબ્બર**–'તે વળી કુરાન, ખલીફા, અને ઉલ્માના આધારને મળતું આવે છે, તથા **ફૈઝી** જેને માટે હમણા બોલ્યા તે વૈષ્ણવોના ઉપદેશને અનુસરતું લાગે છે.'

**એકવેવીવા**–'પણ જે ધર્મ દૃઢ તથા સ્થિર રહેલો હોય છે તેજ ખરેખર સત્યવંત છે.'

**અકબ્બર**–'તે પ્રમાણે સઘળાજ ધર્મ એક સરખી રીતે સારા પાયા પર રચાયલા છે.'

**એકવેવીવા**–'મહમદીઅન ધર્મ કરતાં ખ્રિસ્તિ ધર્મ ઘણોજ પુરાણો છે એમાં તો કંઇ શક નથી.'

**અકબ્બર**–'હા, પણ વેદના જેટલો જુનો નથી. હાલમાં આપણે જે ધર્મ સંબંધી વિચાર માટે બોલ્યા હતા, તે વેદને આધારે હું જણાવું છું.

બુદ્ધ ધર્મ પણ ખ્રિસ્તી ધર્મ કરતાં ઘણો જુનો છે અને તે ધર્મ, તેમજ મારા ધારવા પ્રમાણે બીજા ધર્મો પણ, ઘણા પુરાણા છે; ને મનુષ્ય પ્રાણી તરફ ખરો દયાભાવ સમજાવવામાં તથા તમારા દેવળમાં કરવામાં આવતી ભક્તિની બાબતમાં આશ્ચર્ય પમાડે તેટલે દરજ્જે તમારા ધર્મને મળતા આવે છે, તોપણ મનમાનતો ધર્મ પાળવાની છૂટ આપવામાં તે સઘળા ધર્મો ઘણા અગાડી વધેલા છે.'

'આ પ્રમાણે તો અમે કંઈ પણ વૃદ્ધિ કરી શકીશું નહીં,' તે **પાદરી** શેહેનશાહની હજુરમાં હોવા છતાં તથા તેને માટે માન ધરાવતો હતો તે છતાં ગુસ્સાથી બોલ્યો.

'નહીંજ ! એ બાબત હું તમારી સાથે મળતો આવું છું,' સેહેજ હસીને **અકબર** બોલ્યો; 'પણ અમારા સઘળાના જુદા જુદા ગ્રન્થોની માહિતી મેળવો તથા અમારા પોતાના દેશના ધર્મના વિચારો જાણવાની અમે જેટલી મેહેનત કરીએ છિયે તેટલી મેહેનત તમે કરો તો સઘળું કામ સારી રીતે થઈ શકશે. એમ થાય ત્યારેજ જુદા જુદા ધર્મના ઉપદેશ તથા વિચાર સરખાવવાનું આપણને બને; ત્યારેજ આખરે એક બીજાની આવશ્યકતા ને શ્રેષ્ઠતા વિષે વિશેષ નિશ્ચય કરી શકીએ.'

'હું કંઈ તે કામને માટે અહીં આવ્યો નથી,' મૂર્તિપૂજકોને બોધ આપનારો પાદરી તપીને બોલ્યો; 'મને તો ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ કરવાને તથા નાશ પામતા આત્માને તારવાને માટે અહીં મોકલવામાં આવ્યો છે.'

'અને તે બાબતમાં,' **અકબર** પોતાના હમેશના શાન્ત અને ઠરેલ સાદથી બોલ્યો, 'તમે પૂર્ણ ફતેહ મેળવો એવી મારી ઇચ્છા છે. પણ વિવેકી માણસો જે વાત સત્ય તરિકે માને છે તેની તપાસ કર્યા વગર તમે જે વાતને સત્ય ગણોછો તેજ ફક્ત તેમના મનમાં જોરજુલમથી ઠસાવવા માંગો છો તેમાં તમે ફળીભૂત થશો એનો મને ઘણો શક છે.'

**એકવેવીવા** જે જે હરકત ઉઠાવવામાં આવી તેથી ગભરાયા વગર બોલ્યો–'અમારા પંથના મતમાંજ સામા માણસની ખાતરી કરવાની અનિ-

ચાર્ય શક્તિ છે એવો મને પૂરો ભરોસો છે. પ્રતિપક્ષી ગમે તો નાસ્તિક હો, કે ગમે તો મૂર્ત્તિપૂજક હો, તથાપિ એવા માણસનાં દુરાગ્રહી હૃદય આખરે એથીજ નરમ થઇ જાય છે.'

'શું તમે એમ જણાવો છો કે તમારા મતના ઉપદેશથી આ પ્રમાણે થાય છે?'

'બેશક.'

'આપણે જે બીજા ધર્મોની વાત કરી, તેના ઉપદેશથી આ ઉપદેશ ગમે તેટલો જુદો પડતો છે તોપણ તેમાં (તમારા ઉપદેશમાં) તમે જેટલો પૂર્ણ વિશ્વાસ રાખોછો તેટલો વિશ્વાસ મને સમુળગો બેસતો નથી, સમજ્યા? હું બધા ધર્મને માન આપું છું, અને જે બાબતોમાં બીજા ધર્મો તમારા ધર્મ સાથે મળતા આવે છે તેમાં કંઈ તકરાર કરવાનું છેજ નહીં, એટલે લોકોને તમારા ધર્મમાં ખેંચવાનો પ્રયાસ નિરૂપયોગી છે. કેમ મારા મિત્ર ફૈઝી, તમને શું લાગે છે? તમે દૃઢ મનના તથા શાન્તપણે વિચાર કરનારા છો અને મારા અથવા આ આપણા ગુણી **એકવેવીવા** જેવા તમે વાદી નથી; તેટલા માટે અમને તમારો અભિપ્રાય ઘણો વજનદાર થઈ પડશે.'

ગુણી **એકવેવીવાએ** આ વાત કબૂલ કરી એ ઘાગું શક ભરેલું હતું, તોપણ **ફૈઝી**ને સાંભળ્યા વગર તેને ચાલે તેમ નહોતું. **ફૈઝી**એ પોતાનો અભિપ્રાય નીચે મુજબ લબાણથી દર્શાવ્યોઃ—

'આપ શેહેનશાહને મારી તરફથી પુષ્ટિની જરૂર છે એવું હું ધારતો નથી. તોપણ પાદરી સાહેબને મારે કહેવું જોઈએ,–અગરજો તેમ કરવાથી એમના મનની અતિપ્રિય ઉમેદ ઘણે દરજ્જે પાર પાડવાનું મુશ્કેલ થશે–તોપણ મારે તો કહેવું જોઇએ કે છુટાછવાયા કોઈ કોઈ જગ્યાએ એમના પંથમાં જનારા નિકળશે, છતાં મુસલમાનોમાં, ને જેમને તે મૂર્ત્તિપૂજક કહે છે તેમનામાં એમના ઉપદેશનાં મૂળ દટાવાનાં નથી. પરમેશ્વર એક જ છે એવા મનને દૃઢપણાથી જેઓ માને છે તેઓ ઐકયતા, એક પરમેશ્વરમાં

ત્રણ મૂર્ત્તિ વિષેના મતને કદી મળતા આવનાર નથી. જે કેટલાક લોક પરમેશ્વરને અનેક આકારમાં માને છે ને પુજે છે તેમને આ ખ્રિસ્તી મત કેટલેક દરજ્જે અનુકૂળ લાગશે; પણ બીજી કેટલીક બાબતો છે કે જે તેઓ પણ કદી સ્વીકારશે નહીં. દાખલા તરિકે, પૂજ્ય પાદરી, પરમેશ્વરે માણસને પતિત થવાને સર્જાવ્યો, અને માણસને તારવાને માટે તે પોતે તૈયાર થાય છે કે પોતાના પુત્રને મોકલે છે, એ વાત તે લોકો કદી સભવિત ગણશે નહીં; અથવા માણસ પતિત થશે એવું ન જાણતાં પરમેશ્વરે તેને સર્જ્યો, અને આવાં મુક્તિ પામવાનાં અલૌકિક સાધનોથીજ પરમેશ્વર તરફથી ન્યાય મળે ને તેનો પ્રેમ સેવે, એ વાતો અસંભવિત જેવી લાગે છે. મારૂં બોલવું અઘટિત લાગે તો ક્ષમા કરજો, પણ તે લોકો તો આવી સમજુતીને તદન અવિચારી ગણશે ને તેવી સમજુતી કે તેવા વિચારોની ખાતર પોતાના બાપદાદા તરફથી ઉતરી આવેલા જુદા જુદા પંથના મતો જે તેમને વધારે સરળ તથા બુદ્ધિને અનુકૂળ માલમ પડે છે તે કદી છોડી દેશે નહીં—એથી ઉલટી રીતે, પાપના તથા પાપનિવારણના તમારા મત, અને તેવીજ તરેહનો બીજો ઉપદેશ—જે માટે હું બોલતો નથી—તે હાલ લોકોમાં ફેલાવવાનો તમે યત્ન કરી સતોષ પામતા હો, અને તમારી ખ્રિસ્તીનીતિ, તથા મનુષ્યપ્રાણી તરફ દયાભાવ રાખવાના, આત્મસંયમના, અને મનુષ્ય પ્રત્યે પ્રેમના વિચાર, કે જે માટે સઘળાએ ખુશીની સાથે પોતાના પ્રાણ અર્પણ કરવા જોઇએ, તેવી નીતિ તથા તેવા વિચાર જ ફક્ત લોકોમાં દર્શાવતા હો—તેજ સઘળું લોકોને સમજાવતા હો—તો તેમાં કંઈ અહીંના લોકોને નવું લાગનાર નથી; માટે એટલુંજ કહેવું બસ છે કે તમારો ઉપદેશ અહીં તદન નિરૂપયોગી છે.'

'પણ,' **એકવેવીવા** નિડરતાથી બોલ્યો, 'અમે જે સત્ય વાત પ્રગટ કરીએ છિયે તેને અમે દૃઢતાથી વળગી રહીએ છિયે. તેજ સત્યતાથી પાપી માણસ તથા શિક્ષાને પાત્ર આત્મા નર્કમાં હંમેશને માટે રહેવામાંથી મુક્તિ પામે છે; અને એટલા માટે અહિંયાં તથા બીજી સઘળી જગ્યાએ "ક્રુસ" ધારણ કરી ઇસુ ખ્રિસ્તની ખાતર અમે નિંદા સહન કરવા તૈયાર છિયે.

આમ કરવાથી અમારા જેવા પ્રાણાર્પણ કરનારનું મૃત્યુ થશે તોપણ અમે તેમાંથી હઠવાના નથી.'

'પણ તે બાબતનો હું જ્યાંસુધી હિંદુસ્તાનમાં રાજ્ય કરૂં છું ત્યાં સુધી સંભવ નથી,' **અકબર** તે ગુસ્સામાં આવેલા તથા ધર્માંધ જનુનીના હાથ ઉપર પોતાનો હાથ મુકીને બોલ્યો. 'અને વળી હું ધારૂં છું કે મારા રાજ્યમાં કોઈપણ જગ્યાએ તમારો તિરસ્કાર થયો નથી. એથી ઉલટું તમને સઘળી રીતે માન આપવામાં આવ્યું છે, તે એટલે સુધી કે ઘણાઓને તેની અદેખાઈ આવી છે. વિશેષ, જે વખતે અને જે જગ્યાએ તમારો મત પ્રવર્તાવવાની તમને ઇચ્છા થયેલી તે સારૂ તે પ્રમાણે તમને તદ્દન છૂટ આપવામાં આવેલી છે. પણ અમે તો આ દેશમાં મનાતા મત બદલાય અને તમારા મતનો ફેલાવો પામે તેની કેટલી આશા છે તે વિષે બોલ્યા હતા, અને એવી આશા, **ફૈઝી**ની માફક હું પણ કબૂલ કરૂં છું કે, મને તો ઘણીજ થોડી દેખાય છે.'

'તે છતાં પણ'-**એકવેવીવા**એ બોલવાની હિંમત ધરી, 'આપ બાદશાહ તે બાબતનો દાખલો બેસાડો તો ?'

'પણ મારી તે સબંધી પહેલાં ખાતરી થવી જોઇએ,' **અકબર** બોલ્યો, 'અથવા તમારી શું એવી ઇચ્છા છે કે મારા અતઃકરણથી જે વાત કબુલ કરી શકાતી નથી તે વાત મારે મ્હોડેથી કહેવી ?'

**એકવેવીવા**એ જવાબ આપ્યો, 'અગરજો એ ઇચ્છા ઘણી વિચિત્ર અને જંગલી જેવી લાગે છે, તોપણ બેશક હું તેવી ઇચ્છા રાખું છું. છતાં હું તેનો આગ્રહ કરતો નથી; પણ મે તો' એવી આશા રાખી હતી, એવું ધાર્યું હતું, કે અમારાં પવિત્ર પુસ્તકો વાંચવાથી એકજ ખરી સત્યતા, જે બીજાઓના આત્માને તથા અમારા આત્માને નિત્યના નાશમાંથી મુક્ત રાખી શકે છે, તેમાં હિંદુસ્તાનના ડાહ્યા અને ગુણી રાજકર્ત્તાનો ઉમદા આત્મા દૃઢીભૂત થશે. આથી તો મારી સઘળી મોટી મોટી આશા ખેદાનમેદાન થઇ ગયેલી જોઉં છું. આમ હોવાને લીધે મેં ઘણાજ સખત શબ્દો વાપરેલા તે માફ કરી શકાય તેમ નથી શું ?

'મારા પૂજ્ય મિત્ર, માફી માંગવાની કંઈપણ જરૂર નથી,' **અકબરે** નમ્રપણે ઉત્તર આપ્યો. 'તમારા મનની લાગણી હું સારી રીતે સમજી શકું છું; પણ તમારી વાત હું નહીં સાંભળું એમ મે કદી કહ્યું નથી, એટલુંજ નહીં પણ તમારાથી બને તેમ હોય તો હજી પણ મારી ખાતરી કરવાને તમને ખુશીની સાથે તક આપીશ. હાલ તો આપણી વાત બંધ પાડવી જોઈએ. હજીપણ આપણી ઘણી મુલાકાતો થશે એવી હું આશા રાખું છું. આજે આપણે ઘણા વિષયો ઉપર ઉતરી પડ્યા હતા; માટે હવેની મુલાકાતે એકજ બાબત ઉપર તકરાર ચલાવીશું; અને તમારી વિદ્વત્તા તથા ભાષણ કરવાની છટાથી મારા ઉપર તમે શું અસર કરશો તે હાલ કોણ જાણે છે?'

શેહેનશાહના આ ગંભીર શબ્દોમાં કરડાકીનો જે ભાવ રહ્યો હતો તે તેના સ્વરપરથી કે ચેહેરાપરથી સમુળગું જણાતું નહોતું. તે જેસ્યુઇટ પણ એટલું જ સમજ્યો કે મુલાકાત પૂરી થઈ; તેથી બાદશાહે તેને માન સાથે સાંભળ્યો તે માટે તેનો ઉપકાર માન્યો અને માનપૂર્વક તેની રજા લઇ પાદરી સાહેબ ત્યાંથી વિદાય થયા.

'સઘળાજ એકજ પ્રકૃતિના છે,' તેઓ એકલા પડ્યા કે **અકબરે** **ફૈઝીને** કહ્યું. 'કયાં **અબ્દુલ કાદર**ની વાત સાંભળીએ કે કયાં **એકવેવીવા**ની વાત સાંભળીએ, પણ દર વખત આધારમાં, પંથ, સત્યનું જણાવવું માલમ પડે છે, તેમાં વિચાર કે બુદ્ધિનો એક શબ્દ જણાતો નથી, અથવા જ્ઞાન કે અનુભવ ઉપરથી કંઈ પણ કારણ દર્શાવવામાં આવતાં નથી. તે છતાં પણ આ ધર્માંધ પુરૂષો સાથે હું હમેશાં ખુશીથી વાત કરૂં છું. મનુષ્યનો અનંતતા સાથે કેવી રીતનો સંબંધ છે તે વિષેના જુદા જુદા સિદ્ધાંતો આપણે પુસ્તકોમાંથી જાણી શકીએ ખરા, પણ જુદા જુદા પંથના વિદ્યમાન મતપ્રવર્તકોના વિચાર જાતોજાત સાંભળવાથી આપણે ઘણું શિખીએ છિયે.'

'બેશક એ ખરૂં છે,' **ફૈઝીએ** જવાબ વાળ્યો; 'પણ આધાર અને સત્ય જાણવાની વાત હમેશાં અગાડી ધરવામાં આવે છે. તે સંબંધી હું પુછું છું કે જે માણસો બુદ્ધિ અને અનુભવના દાખલાથી સંતોષ ન પામતાં જીન્દગીના ગુપ્ત ભેદનો ખુલાસો પોતાની કલ્પનાશક્તિ મુજબ કરે છે તેમને

તેવી વાત કર્યા વગર છુટકો ખરો ? ને તે શું સ્વાભાવિક નથી ? તેમને તેમના મત બિનપાયાદાર તથા બુદ્ધિવિરૂદ્ધ છે એવું જણાવવામાં આવે ત્યારે પૂર્વજો તરફથી બતાવેલું અને તેમની તરફથી પેઢી દર પેઢી ઉતરી આવેલું એવા કહેવાતા સત્યના આધાર શિવાય બીજી કઈ રીતે બચાવ થાય તેમ છે ? પણ વિરૂદ્ધ પક્ષ દર્શાવ્યા પછી પણ સામા પક્ષના મતનું અધ્યયન અને પછી ટીકા કરવા તરફ તેમનું લક્ષ જતું નથી, એ ઘણી વિચિત્ર વાત છે. જો એમ થતું હોય તો પોતાના મત વિષેની ખાલી મગરૂરીનું ભાન તેમને તરત થયા વગર રહે નહીં. સામાનો ધિક્કાર બતાવી મગરૂરીથી તેઓ પોતાના દેવળના મિનારા અને શિખરો ઊંચે વાદળાંઓ સુધી પહોંચાડે છે; પણ સેહેજ બારિક તપાસ કરવાથી તેમને જણાશે કે તેના પાયા કલ્પના-શક્તિરૂપી ચળવિચળ રેતીમાં દબાયા છે.'

**ફૈઝી** બોલી રહ્યા પછી કેટલીક ક્ષણસુધી **અકબર** શાન્ત રહ્યો; પછી વાત ચલાવતાં તે બોલ્યો:—

'હું ધારૂં છું કે, **ફૈઝી**, તમે કહો છો તે સત્ય છે; તોપણ જે લોકોને તમે ઠપકો આપો છો તેમની તરફ મારી લાગણી છે ખરી; કદાચ વળી એમ પણ થાય કે જોસ્સામાં અને કલ્પનાશક્તિની ધૂનમાં કોઈ વેળા આપણને સત્યની શોધ હાથ લાગશે, કે જે સત્યમાટે પછીથી આપણને બુદ્ધિ અને જ્ઞાનનો પણ આધાર મળેલો માલમ પડશે; પણ હાલ તો એ વાત બંધ કરો, બીજી બાબતોનો આપણે વિચાર કરવાનો છે ને થોડીક વારમાં ઘણી અગત્યની ખબર લઈ **અબુલ ફઝલ** અહીં આવનાર છે.'

# પ્રકરણ ૧૩મું.

## નવી મોહબત.

**અકબર**ના રાજમેહેલમાં મુલાકાત થયા બાદ એક સાંજરે આગ્રાની અંદર એક સુંદર રમણીય મેહેલમાં એક ખાનગી મુલાકાત થઇ હતી. **અકબર**ના ત્યાંની અને આ મુલાકાતમાં કઇપણ સરખાપણું હતું નહીં, પણ ફક્ત એટલુંજ કે તેની માફક આ મુલાકાત પણ અવિચારી પુરૂષોથી ગુપ્ત રહેલી હતી.

**રીઝીયા**ની પહેલી મુલાકાત લીધા પછી જે દાસી **સિદ્ધ**ને તેના મુકામ ઉપર તેડી ગઈ હતી તેને મળવાને **સિદ્ધે** ઘણીવાર યત્નો કીધાં હતાં પણ કંઈ વળ્યું નહોતું. પણ આખરે એક દિવસે શેહેનશાહી બાગ આગળ દાસીને **સિદ્ધ** મળ્યો અને તેના તરફથી ફરી તેની શેઠાણીની મુલાકાતનું આમંત્રણ મળ્યું, જે **સિદ્ધે** તરતજ કબૂલ કીધું હતું. ત્યાર પછી ઉપરાચાપરી મુલાકાતો થતી હતી, તે એટલે સુધી કે એટલા ઉપર **રીઝીયા**ના સમાગમમાં કોઇ કોઇ દિવસ **સિદ્ધ**ને બેસવાનું બનેલું ન હોય તો તે દિવસ તેને ઘણોજ ભારે અને દિલગીરી ભરેલો લાગતો હતો. આગ્રા શેહેરમાં જે સૌંદર્ય તથા મોજશોખની વસ્તુઓનો ઉપભોગ **સિદ્ધ** કરી શકે તેમ હતું તેઃ–**અબુલ ફઝલ**ની અને પછીથી શેહેનશાહની પોતાની મેહેરબાની મેળવી તેને જોઇએ તેટલો આનન્દ પ્રાપ્ત થતો હતો તેઃ– અથવા **ફૈઝી** કે જેને ઘેર જવાની ગમે તે વખતે તેને છૂટ હતી, અને જે તેને પોતાના વિશ્વાસુ મિત્ર તરિકે ગણતો હતો, તેની સાથે વાતચિત કરી ખુશ મિજાજ રહેતો તેઃ–અથવા તો **પરવીઝ** અને તેના આનન્દી સોબતીઓની મંડળીઓમાં એને ગમત મળતી હતી તે;–આ સઘળું એકાંતવાસી આર્મિનિયનના શાન્ત મકાનની સાથે સરખાવતાં **સિદ્ધ**ના મનને કંઇપણ ગણત્રીમાં રહ્યું નહીં. તેના મનમાંથી **ઈરાવતી**ની મૂર્ત્તિ વધારે ને વધારે દૂર જતી ગઇ અને **રીઝીયા** એક આનન્દી ગમત આપનાર ઓળખાણ કરતાં વધારે નિકટનો સંબંધ ધરાવનાર જલદીથી થઈ એમાં અજાએબ થવા જેવું કંઈ હતું નહીં. **રીઝીયા** પોતે પણ આ સરદારના દેખીતા અપૂર્વ માનથી તદન અજાણ નહોતી. **સિદ્ધ**ના મનમાં જ્યારે

લાગ્યું કે **રીઝીયાને** પ્રિય સખી તરિકે ચાહવાને બદલે, તે વખત સુધી સમુળગી જણાયેલી નહીં એવી તેને માટે અતિ દ્રઢ લાગણી પોતાનામાં ઉત્પન્ન થયેલી છે, તે વેળાએ તેને ઘણો કમકમાટ થઈ આવ્યો હતો. પણ થોડા વખતમાં એવા વિચારે એના મનમાં ઘર કર્યું અને તેજ ક્ષણથી એકજ ઉમેદને તે આધીન થઇ રહ્યો હતો–**રીઝીયાને** પોતાની કહેવાની તથા પોતાના પ્યારનો તે બદલો વાળે છે તે જાણવાની તેને મોટામાં મોટી ઇચ્છા હતી.

એક સાંજના **સિદ્ધરામ** પાછો પોતાની મોહકમૂર્તિની પાસે શૈયા ઉપર બેઠેલો હતો. તેમની અગાડી એક નીચું મેજ હતું, જેના ઉપર તાજો મેવો અને સોનાનાં પ્યાલાંમાં મન લલચાવે તેવો દ્રાક્ષારસ મુકેલો હતો અત્યાર સુધી કોઇપણ વખત ન લાગેલી તેવી આ વેળાએ **રીઝીયા સિદ્ધરામને** મનોહર ભાસી. તેની નરમ ભુરી આંખો પણ ઘણો ગૂઢાર્થ દાખવતી હતી; તે આંખોમાં એક વેળાએ ઘણો પ્રેમભાવ દેખાતો હતો અને બીજી વેળાએ અવર્ણનીય જુસ્સો દેખાતો હતો; એવી આંખો **સિદ્ધની** તરફ કટાક્ષ ફેંકતી હતી તથા થોડીવાર પછી તેની લાંબી રેશમ જેવી સુંવાળી પાંપણમાં ઢંકાઇ જતી હતી ગુલાબ તથા જાઇ જુઇની સુવાસ હવામાં પસરી રહી હતી; દિવસના જેવી પ્રકાશિત ચાંદની ઓટલા ઉપર પથરાઈ રહી હતી અને બાગમાં આવેલાં ઝાડ તથા ફુવારાને જાણે રૂપેરી ઓપ દીધેલો હોય એમ લાગતું હતું.

તેમની આનન્દી તથા રમુજી વાતમાં ભંગાણ પાડી એકાએક ગંભીરતાથી **રીઝીયા બેગમ** બોલી, '**પ્રિય સિદ્ધ**! મારો આપેલો કાગળ સહીસલામત કાશ્મીર મોકલી આપવામાં તમે મને સારી મદદ કરી છે; હવે બીજી એક મદદ કરવાની આપ તસ્દી લેશો? તે બાબત મારે પહેલાંથી કહેવું જોઈએ કે તે ઘણું કરીને તમારા લાભની વધારે છે.'

'તમે હુકમ કરો તે હું માથે ચઢાવીશ,' કંઇપણ અચકાયા વગર '**સિદ્ધ** જેમ બીજા તરૂણ પુરૂષો પોતાની પ્યારી સમક્ષ ફડાકી મારવા બોલે છે, તેમ બોલ્યો; 'તમારી જે કંઈ ઇચ્છા હશે તે પાર પાડવાને હું યત્ન કરીશ, તેમાં તમારે સંદેહ રાખવો નહીં.'

'ડાહાપણથી જવાબ દો, મારા પ્રિય,' **રીઝીયા** પોતાની આંગળી ઊંચી કરીને બોલી; 'હું શું કરાવા માંગું છું તે જાણ્યા વગર તમે વચન આપી દો છો. એમ કરવાનું તમારૂં કારણ એટલુંજ કે તમારી ઊંચી પદવી તથા દરબારમાં સારી જગ્યા મળવાની આશા રાખેલી તેને લીધે તમે ધારો છો કે મારા જેવી ભોળી સ્ત્રી જેની ઇચ્છા રાખે તે વસ્તુ ઘણી નજીવી હશે, અને મારા મનના તરગને શી રીતે શાન્ત પાડવો તે બાબત હશે એવી અટકલ તમે બાંધો છો. પણ એમાં તમે ભૂલ કરો છો સાહેબ.'

'હું કસમપર કહું છું,' **સિદ્ધે** ઉછાંછળો, અવિચારી ને અયોગ્ય જવાબ આપ્યો, 'કે મારા મનમાં એવો વિચાર આવ્યોજ નહોતો. હવે ત્યારે તમારે જોઇએ તે માંગો અને તમારા હુકમને હું તાબે થઇશ.'

**રીઝીયા**-(પોતાના પૂજકની જરા નજદીક જઇને) 'હું કહું છું તે કામમાં મારાં કરતાં તમને વધારે નિસબત છે. તમે કદાચ એમ ધારતા હશો કે હું અહીં એકાંત વાસમાં જિન્દગી ગુજારૂં છું તેથી આગ્રાના રાજમહેલોમાં તથા શેહેનશાહની પ્રધાનમંડળીમાં શું શું થાય છે તેની મને કંઈ પણ ખબર નથી. પણ ઊંચી પદવીના લોકો સાથે અનાયાસે સંબંધ થતાં, તમે ધારતા હશો તે કરતાં વધારે બીનાઓ જાણવાની મને તક મળે છે. તે પણ વળી તમારા સંબંધીની વાતો, તથા તમારા દેશ અને તમારા લોકોને ખબર પડવી જોઇએ તે તમામ હકીકતો તમો જાણતા હશો તેના કરતાં હું વધારે જાણું છું.'

**સિદ્ધ**-'મને લાગે છે કે તમે જે કહેવા માંગો છો તે વાત હું જાણું છું. કાશ્મીર દેશની સ્વતંત્રતાનો નાશ નજીક આણવાને જે યુક્તિઓ રચવામાં આવે છે તે સંબંધી તમે બોલો છો, કે જે યુક્તિઓ ત્યાં ચાલતા પક્ષોના વિરોધને લીધે ફતેહ પામશે એવી આશા બાંધવામાં આવે છે.'

**રીઝીયા**-'એ તમારૂં કહેવું ખરૂં છે. પણ જે બાબતથી તમે અજાણ્યા લાગો છો તે એ છે કે આ યુક્તિઓ કયારની તૈયાર થઈ ગઈ છે, શેહેનશાહી લશ્કર હુમલો કરવાને તૈયાર થયું છે, અને તમને પોતાનેજ

તમારા દેશ તથા લોકોની સામે જવા સારૂ નિમવાનું નક્કી થઇ ચુકયું છે, કારણુ કે જો **અકબર**ના હુકમને વિચાર કર્યા વગર તમે તાબે થઇ રહેશો તો, નિમકહલાલ રજપૂતોમાં તમારો વગ તથા તમારૂં પ્રસિદ્ધિ પામેલું નામ ઘણું ઉપયોગી થઈ પડશે.'

'પણ પ્યારી **રીઝીયા**,' પોતાના મનમાં જે બેચેની ઉત્પન્ન થવા માંડી હતી તેને છુપાવવાને જેવો તેવો આનન્દી સ્વર કાઢી બોલવાનો યત્ન કરી **સિદ્ધ** બોલ્યો, 'જો આ વાત તેજ પ્રમાણે થાય તો તેમાં તમને શું? અને એ વાત મને કહેવાને તમને શું કારણુ છે?'

'મારા પોતાના લાભ શિવાય બીજું શું હોય,' **રિઝીયા**એ જવાબ આપ્યો. 'પણુ તે સાથે હું તમારૂં ભલું ચાહું છું. મારા મિત્ર, તમને મે કહ્યું હતું, ને તે તમને યાદ હશે કે, મારી એક સખીની પાછળ કેટલાક શખસો કાવતરૂં કરવા મંડેલાં હતા, પણ હું કબૂલ કરૂં છું કે મે તમને છેતરયા હતા. તે કોઈ મારી સખી નહોતી પણ હું પોતેજ. મારા પિતાના ઘાતકી હુકમ મુજબ જે ધણીને હું પરણું છું, ને જેના જુલમને હું ધિક્કારૂં છું તે થોડા વખતમાં અહીં પાછો આવનાર છે, માટે તેનાથી દૂર નાસવાની, તેનાથી છૂટા પડવાની, ને જેને હું પસંદ કરૂં છું તેને મારો પ્રાણુ અર્પણુ કરવા કોઇ દિવસ સહીસલામત રીતે શકિતમાન થવાની મારી ઇચ્છા છે. આ કામ પાર પાડવાને માટે કાશ્મીર દેશમાં આશ્રય લેવાનું મે ધાર્યું ને ત્યાં રહેતા મારા કેટલાક મિત્રો સાથે પત્રવ્યવહાર ચલાવ્યો. પણુ આ દેશ વળી **અકબર**ને તાબે થાય તો મારી આશા બધી ફોકટ જવાની તેથી કયાં જવું તે મને સુઝતું નથી. થોડા વખતમાં તે જુલમગાર માણુસના તાબામાં પાછી ગયેલી તમે મને જોશો. મારૂં નસીબ તેનાજ હાથમાં રહેશે; આપણી સુખદાયી મુલાકાતો બંધ થશે, અને' તે સેહેજ નિસાસો નાખીને બોલી, 'જેમ તમે **રીઝીયા**ને માટે તેમ **રીઝીયા** તમારે માટે છે એવું વધારે વાર ગણાતું અટકી પડશે.'

'કદી નહીં!' **સિદ્ધ** જુસ્સાથી બોલ્યો. 'તેમ કદી બનનાર નથી. પણુ તમારી શું ઇચ્છા છે? કેવા ઉપાય કામે લગાડવા તમને સુઝે છે, મને શું હુકમ છે?'

'ફક્ત એટલુંજ,' **રીઝીયાએ** ધીરજથી જવાબ આપ્યો, 'કે તમારા દેશ સામે, તમારી પોતાની સામે, કે મારી સામે, બીજાના કહ્યાથી તેમના દોરવાયા દોરવાવું નહીં. તમારી પોતાની ટુકડીના માણુસોની સાથે તમારે રહેવું ખરૂં, પણ અણીનો વખત આવે તે વેળાએ અમારી સામે તેમને દોરવવા નહીં ને અમારા માણુસોની સાથે ભળી જવાની સાવચેતી રાખવી. અમારા માણુસો શેહેનશાહને બહારથી તાબે થયેલા દેખાશે, પણ અંદરખાને છૂપી મસલત તેમની સાથે કરેલી છે. વળી ત્યાર પછી એક ઘણો સબળ પક્ષ કાશ્મીરમાં તમારી તરફ થશે, તેમના બળથી તમને મદદ મળશે ને તમનેજ ઘણું માન આપશે. અને આખરે, અગરજો તે બાબત ઓછી અગત્યની છે તોપણુ, મારી સોબતમાં તમને પૂર્ણ આરામ મળશે ને મારૂં રક્ષણુ કર્યા બદલ હું તમારી હંમેશની આભારી થઇશ.'

'પણુ,' બીજી સઘળી યુક્તિઓ ને અભિપ્રાયો સાથે પોતાના મનના વિચારમાં ને વિચારમાં **સિદ્ધ** બોલ્યો, 'એ તો મારાપર વિશ્વાસ રાખતા શેહેનશાહની સામે નીચમાં નીચ જાતનું કાવતરૂં તથા વિશ્વાસઘાત કહેવાય.'

'બેશક, કાવતરૂંએ ખરૂં ને વિશ્વાસઘાતે ખરો'–**રીઝીયા** તિરસ્કાર સહિત હસીને બોલી; 'શેહેનશાહે તમારાપર કંઇક મેહેરબાની દર્શાવી છે એટલે સ્વાભાવિક રીતે તમારા દેશ તથા લોકની સામે હથિયાર તરિકે તમને વચ્ચે રાખી ઉપયોગ કરવાનો તેને હક છે; પણુ તે મુજબ તેને હાથ બતાવવાનો તમને હક નથી ? હવે તો તેની પ્રજા થાઓ કે ગુલામ થાઓ–તે છતાં પણુ તમારી મરજી પડે તેમ વર્તો. હું જે કહીશ તે સઘળું કરીશ એવી જે ખાતરી તમે મને આપેલી તે કંઈ નહીં, પણુ ભોળી સ્ત્રીઓ આગળ મરદો હંમેશાં ખોટાં વચનો આપી તેમને ભમાવે છે તેવા તડાકા હતા. પણુ બસ ! આપણી મુલાકાત પૂરી થવી જોઇએ. મારી એવી ઇચ્છા છે માટે નહીં, પણુ આપણે ચાલુ રાખેલો વ્યવહાર આપણી મરજી ઉપરાંત થોડા વખત પછી તોડી નાખવોજ પડે તેના કરતાં બહેતર છે કે દૃઢ ઠરાવથી આપણે એક બીજાએ હમણાજ છૂટાં પડવું.'

'કદી નહીં,' પોતાની દિલગીરી જાણે છુપાવવાને **રીઝીયા** તેની પાસેથી ખસતી હતી તેવોજ **સિદ્ધ** બોલ્યો, 'કોઈપણ કારણથી આપણે છૂટાં પડનાર નથી, અને એક ક્ષણવાર હું અચકાયો તે ઉપરથી કદી એમ સમજવાનું નથી કે તમે જે કહેશો તે કરવાનું મેં વચન આપ્યું તે તમને છેતરવાને માટે હતું. હું ફરીથી કહું છું કે તમે હુકમ કરશો તે હું માથે ચઢાવીશ.'

'તમારૂં વચન !'

'રજપૂત તરિકે મારૂં વચન આપું છું. પણ તમે એ પુછો છો કેમ? તમે સારી રીતે જાણો છો કે તમે જે બાબતની ઇચ્છા રાખતાં હો તે વિરૂદ્ધ કંઈ પણ વસ્તુ મારાથી થઇ શકશે નહીં; પણ જે બાબત તમે ક્યારનીએ જાણી હશે તે વિષે મારે શામાટે ચૂપ રહેવું જોઈએ? ખુલ્લા દિલથી મને કહેવા દો કે હું તમને અત્યત ચાહું છું, સઘળી વસ્તુ કરતાં વધારે ચાહું છું, ને જિન્દગી અથવા આબરૂ કરતાં પણ તમને વધારે પ્યારાં ગણું છું. અત્યાર સુધીમાં કદી સંભવિત નહીં ગણેલી તેવી ભાવના તથા ભક્તિથી હું તમને ચાહું છું. પ્યાર એ શી વસ્તુ છે એ હું જાણું છું એવું હું માનતો હતો, પણ પ્યારને અત્યાર સુધી ફક્ત છોકરવાદી રમત જેવો હું સમજતો હતો. તમે મને જુદીજ રીત શિખવી છે. મને વધારે શિખવો; મારા જેવા પ્યારનો બદલો વાળી પ્યાર શું ચીજ છે તે મને શિખવો. હું તમારી ઇચ્છાને જેટલો તાબે છું તેના કરતાં એક ગુલામ પોતાના શેઠને વધારે તાબે રહ્યો હશે નહીં. હું **અકબર**નો કે બીજા કોઇનો ગુલામ નથી પણ ફક્ત તમારોજ છું. દિલોજાન પ્રિયા ! ભવિષ્યમાં જે કઇ હું મેળવીશ, પદવી, પ્રતિષ્ઠા, કે ધન, તે માત્ર તમારૂંજ ગણવાનું છે. અને મારા ઉપર જે સત્તા છે તેનો તમારી મરજી માફક સારો અથવા નરસો ઉપયોગ કરવો તમારે હાથ છે; પણ તમે મારાં થજો; પ્રિયા, જ્યાં સુધી આ ઘટમાં પ્રાણ છે ત્યાં સુધી મારાંને મારાંજ રહેજો.'

'ના એમ નહીં, **સિદ્ધ**,' ધીમેથી પોતાનો હાથ તેની પાસેથી ખસેડીને **રીઝીયા** બોલી, 'આવા શબ્દો હું સાંભળુ અથવા તમે વાપરો એ યોગ્ય નથી. યાદ રાખો કે હું હજી સ્વતંત્ર નથી ને તમને પોતાને પણ બીજા બંધનો છેજ.'

'બીજાં બંધનો,' જુસ્સાથી **સિદ્ધ** બોલી ઉઠયો, 'હું તે તોડી નાખું છું, અરે મે ક્યારનાંએ તોડી નાખેલાં ગણું છું, ને મારાથી થઈ શકે તેમ ન હોય તો તે બંધનો મારે માથે પડયાં તે દિવસને ખરેખર હું શાપિત ગણું છું. અને તમારે માટે તો, જો તમે છૂટાં નથી તો તમને સહજ છૂટાં કરીશ. ઉત્તરનો દૂર આવેલો પણ ફળદ્રુપ કાશ્મીર દેશ કે જ્યાં, તમારા કહેવા મુજબ, **સિદ્ધરામ**નું નામ તથા તેની પ્રતિષ્ઠા પંકાયલાં છે ને જ્યાં હું જે માણસનું રક્ષણ કરીશ તેનો કોઈ પણ–તમારો ધણી સુદ્ધાં, એક વાળ વાંકો કરી શકશે નહીં, તેવા કાશ્મીર દેશમાં આપણે નાશી જઇશું.'

'અને એ પ્રકારનું રક્ષણ **અકબર** તથા તેના માનિતાઓ આગળ કંઈ ઉપયોગનું થઇ પડશે ખરૂં?' **રીઝીયા**એ પુછ્યું.

'જેમ બીજાઓની સામે તેમ તેની અને તેના માણસોની સામે હું ટક્કર ઝિલીશ,' **સિદ્ધે** મગરૂરી ભરેલો જવાબ આપ્યો; 'અને વળી કાશ્મીરની *સ્વતંત્રતાનું **અકબર**ની સામે શી રીતે રક્ષણ કરવું તે આપણે સારી રીતે જાણીએ છિયે, જો કે સ્વતંત્રતા ફક્ત તમારા અને મારા આશ્રયની જગ્યા ખાતર જાળવવાની હશે તોપણ.'

'પણ હું તમારી થઇ શકું તેમ નથી,' **રીઝીયા** વચમાં બોલી, 'અને ખરૂં કહેવા દો તો આટલું તમે બોલ્યા છો તે જાણી મને ઘણી દિલગીરી પેદા થાય છે. આટલું બધું આજે ન કીધું હોત તો ચાલત અને પછી આપણો મિત્રાચરીનો વ્યવહાર જારી રહેતે તથા તેને લીધે પછવાડેથી કદાચ આપણો વધારે નિકટનો સંબંધ થતે. હવે તો સઘળું અટકાવવુંજ જોઇએ, અગરજો તે માટે હું અતિશોકગ્રસ્ત થાઉ છું.–હવે પધારો! છેલી સલામ કહો, અને મને વિસારી દો, તેજ રસ્તો તમારે માટે વધારે લાભકારક છે.'

---

***ટીપ**—"જે સમય લીધો છે તે સમયે કાશ્મીર સ્વતંત્ર નહોતું, પણ તે પ્રાંત તો ૧૫૮૬માં **અકબર**ને તાબે થઇ ખાલસા થયો હતો"—'વિજ્ઞાન વિલાસ'-અકટોબર ૧૮૮૮-'**ઈરાવતી**'ની પુસ્તક પરીક્ષામાં-પૃ. ૨૩૦.

'ખરૂં જોતાં,' **સિદ્ધ** ઊભો થયો અને માથું નીચું નમાવીને થોડાંક પગલાં પાછો ખસ્યો તે વેળાએ બોલ્યો, 'સૌથી ડાહાપણ ભરેલો રસ્તો કદાચ એજ છે કે આપણે એકદમ છૂટાં પડવું. હું ખુલ્લે ખુલ્લું જોઉં છું કે મારા પ્યારનો બદલો આપવાને બદલે તમે મને ધિક્કારો છો. એ તો ખરૂં છે કે મારે મન તમારા વગર જિન્દગી કશા ઉપયોગની નથી તથા કંઈ પણ સુખ ભોગવવાનો સંભવ નથી. તે છતાં પણ તમને રોજ રોજ મળી, તમારે માટે વધારે વધારે પ્યાર રાખી, ને પછી પણ પેલા શાપિત, તિરસ્કારને પાત્ર અજાણ્યા પુરૂષને કર્મે તમે પડેલાં છો, તે જાણી તમારે દેહાર્પણ કરવું એ મારાથી ખમી શકાય તેમ નથી–દક્ષિણ દિશા તરફ હમણા નવાં બંડ ઊભાં થયાં છે, ને શેહેનશાહે થોડું લશ્કર ત્યાં મોકલવાનો હુકમ આપ્યો છે. તેમની સાથે જવા મને રજા આપવા સારૂ હુ એમને વિનવીશ; અને ત્યાં જગલી પહાડી જાતો સાથે લડાઈ કરી વિસ્મૃતિ તો નહીં, કારણ તે અસભવિત છે, પણ નાની ઉમરમાં ઇચ્છિત મોતનો થોડા વખતમાં ભોગ થઈશ.'

'અહા **સિદ્ધ**,' તે સ્ત્રી ગમગીની ભરેલા મૃદુ સ્વરથી બોલી, 'એક અબળા નારી જે પોતાની સામે તથા પોતાના અંતઃકરણ સામે થતી લડાઈ સહન કરવા તદન અશકત છે તે તમારી સામે એક ક્ષણવાર તમારૂં પારખુ જોવાને હિમત ધરે છે તેટલા માટે આવો અનર્થ કરવો શા માટે ધારો છો? તમે કહ્યું તે પ્રમાણે આપણે છૂટાં પડીએ તેજ બહેતર છે, તોપણ–હું તમને અહીંથી જવા દઈ શકતી નથી–થોભો, સેહેજવાર પણ થોભો, મારી નજદીક પાછા બેસો, અને શાન્ત તથા વગર જુસ્સાની જે વાતચિતથી આપણને અત્યાર સુધી આટલો બધો આનન્દ મળતો તેવી વાતચિત, અગરજો એ કદાચ છેલ્લીવાર હશે તોપણ, તેનો લાભ મને આપશો.'

**સિદ્ધે** પોતે શું કીધું તેનું પોતાને પૂરેપૂરૂં ભાન આવેલું ત્યાર પહેલાં, જે સ્ત્રીએ તેનાં મન તથા બુદ્ધિ ઉપર બધી સત્તા મેળવી દીધી હતી તેની પાસે તે બેઠો. તેના કહેવાથી તેમની પાસે પડેલી વીણા તેણે હાથમાં લીધી અને પોતાની જન્મભૂમીનું એકાદ પદ, જે માટે **રોઝીયાએ**

હંમેશને માટે રીતી પ્રમાણે માંગણી કરી હતી તેવું પદ યાદ કરવાનો તેણે યત્ન કીધો. પણ એ યત્ન વ્યર્થ હતો, જરાક શરુ કરતાંજ તે પાછો તેમાં અટકી પડયો, તેની સ્મરણશક્તિ આ વેળાએ મંદ થઇ હતી, ને તેથી ખિન્ન થઈ બિનઉપયોગી બીન તેણે મુકી દીધી.

'હું કંઈ વધારે જાણતો નથી,' તે બોલ્યો; 'હું હમણા વિચાર કરી શકતો નથી કે કંઈ ગાણું યાદ કરી શકતો નથી.'

'એમ કેમ, મારા પ્રિય ગાનાર,' **રીઝીયા** હસીને બોલી. 'શું હું પહેલ કરૂં. પણ પહેલ વહેલાં આપણે બન્ને જણાં થોડો થોડો દ્રાક્ષારસ લઇએ.' એટલું કહી એક સોનાનું પ્યાલું પોતાના અધર આગળ ધરી, **સિદ્ધ**ને બીજું પ્યાલું ભરી પાયું, ને પછી ધીમા મધુર સ્વરથી તેણે એક ફારસી શૃંગારની ગઝલ ગાઈ, જેથી તરતજ **સિદ્ધ**ને પાછું સઘળુ ભાન આવ્યું.

'હા, ઠીક!' **રીઝીયા**એ ગઝલ પૂરી કરી કે **સિદ્ધ** બોલ્યો, ને ખુશ મિજાજથી કવિ કાલિદાસના 'ઋતુસહાર' માંથી આશકના આવકારનું વર્ણન કરવા માંડયું.

**સિદ્ધ** અટકયો, ને **રીઝીયા** ધ્યાન દઇને સાંભળતી હતી, તે સાથે તેની આંખો, જેમાં આ વેળાએ અતિશય તેજ વ્યાપી રહ્યું હતું તેના કટાક્ષ **સિદ્ધ**ના ઉપર ફેંકતી હતી. એકાએક **સિદ્ધે** તેણીના બંને હાથ પકડયા અને અટકાવી ન શકાય તેટલા જોરથી **રીઝીયા**ને પોતા તરફ ખેંચી.

'**રીઝીયા**,' તે બોલ્યો, '**રીઝીયા**, કાલિદાસની મુગ્ધા પ્રમાણે તમે મારી સાથે વર્તો,-હમણા-હંમેશાં તમે મારાં રહેજો.'

**સિદ્ધ**નું નામ તે ધીમેથી બોલી અને તુરત તેઓ છૂટાં પડયાં.

તે દિવસ પછી રાત્રિના અધારામાં સાવચેતીથી પોતાની આસપાસ જોતી એક મનુષ્ય પ્રાણીની મુર્ત્તિ તે ભાગમાં ઘણી વાર જણાતી હતી, અને આગળ પાછળ જોઇને તે મૂર્ત્તિ પેલી આર્મીનીયનના મકાન પર જવાને રસ્તે જતી માલમ પડતી હતી. **ઈશાવતી**નું કમળનું ફુલ જે ક્ષણભંગુર વહાણમાં તેણે રાખ્યું હતું તેની સાથે અથડાયું હતું અને પ્રતિકૂળ પવનથી તે ભાગી જઈ અદૃશ્ય થયું હતું.

---

# પ્રકરણ ૧૪મું.

## રાજવંશી પરોણો.

જે દૂરના પર્વતો તરફ આતુરતાથી રાહ જોવાયેલો શખસ લાંબા વખત પર આવ્યો હતો તે પર્વતો તરફ નીઘા રાખતી અલ્હાબાદની યુવતી ઝરૂખામાં વળી એક વાર બેઠી છે; તે સમય પછી ત્યાં કંઇપણ બદલાયું હતું નહીં. તે વખતની માફકજ ગંગા નદીનું પાણી શાન્ત રીતે વહેતું હતું. ઝાડોની ઘટા તેટલીજ હતી અને દૂર પર્વતોનાં શિખરો પણ તેવાંજ રમણીય લાગતાં હતાં. વળી તેવોજ સૂર્યનો નિર્મળ પ્રકાશ આસપાસની જમીનને તેજોમય કરતો હતો. અહા ! જે પુરૂષ આ વેળાએ મોટા શેહેરના મોજ-શોખમાં તથા રાજદરબારના ભોગવિલાસમાં ભાગ લેતો હતો તે પુરૂષ આ સઘળી વસ્તુઓની માફક બદલાયો ન હોય તો કેવું સારૂં ? શું તે પુરૂષ હજી આ તરૂણીને યાદ કરતો હતો અને આ સ્ત્રી તેની છબી જોઈને જેમ રોજ આનદ માનતી હતી તેમ તે પુરૂષ આની છબી કઈ લેખામાં ગણતો હતો ખરો ? આવા પ્રકારના સદેહ જે **ઈશાવતી**ના મનમાં મરજી ઉપરાંત ઉત્પન્ન થયા તે તે પુરૂષને અપમાન આપ્યા બરોબર તેને લાગ્યા, કારણ **સિદ્ધરામ**ને તે જેટલી ચાહતી હતી તેટલું તેને માટે એના મનમાં મોટું માન હતું. વળી તેમની છેલ્લી મુલાકાત વખતે **સિદ્ધ** પોતાનું વચન તેને ઘણા ઉત્સાહ તથા ઘણી ઉત્કંઠાથી આપી ગયો હતો, ને **ઈશાવતી**પર લખેલા કાગળોમાં પણ પોતે તેવાં વચન ફરીથી લખી જણાવ્યાં હતાં; પણ આવા કાગળો તો કેટલોક વખત થયા લખવા બંધ પડ્યા હતા. અને તે તેની પાસે કેમ આવ્યો નહીં ? એક દિવસ પણ આવીને તેને મળી ગયા વગર તે **ઈશાવતી**થી આટલો બધો વખત છૂટો રહી શકે ખરો ? બેશક તેની ફરજ બજાવવામાં તે ઘણો ગુંથાયો હતો ને અત્યાર સુધીમાં તે રજા મેળવી શકે તેમ હતું નહીં. પણ અરે ! તે એકલી બેઠી બેઠી તેની રાહ જોતી હતી તેવી સ્થિતિમાં કેટલો લાંબો વખત ગુજરી ગયો હતો ને દિવસો તથા કલાકો કેટલી મુસિબતથી તે ગાળતી હતી ?

તે ઘણા દિવસપરની સવારે જેમ વિચારમાં બેભાન થયેલી **ઈરાવતીને** જાગૃત કરવામાં આવી હતી તેમ આ વખતે પણ તેના સુમા પિતાના આવી પહોંચવાથી તેના વિચારમાં ભંગાણ પડ્યું. '**ઈરાવતી,**' તેના હંમેશના રિવાજ મુજબ ધીમા સાદથી તે બોલ્યો, 'એક પરોણો અહીં આવ્યો છે.'

ત્યારે તે આવી પહોંચ્યો; ક્યારની તે તેની રાહ જોતીજ હતી; તેનું હૈયું અધીરતા ભરેલા આનન્દથી પ્રફુલ્લિત થઈ ગયું; પણ તેનું કંઈ પણ ચિહ્ન તેણે દાખવ્યું નહીં.

'એક પરોણો,' **સલહાના** વિશેષ બોલ્યો, 'કે જેને આવકાર આપવામાં તને જેટલી ખુશી થશે તેટલું તને માન મળશે; તે પરોણો શાહજાદા **સલીમ** છે. પોતાના પિતાની ઇચ્છાને અનુસરીને અલ્હાબાદમાં થોડો વખત રહેવાને માટે તે અહીં આવ્યા છે.'

આ સાંભળી **ઈરાવતીને** જે ભારે નિરાશા થઈ તે ઘણી મુશ્કેલીથી તેણે દબાવી રાખી; પણ તેનાથી આ વખતે બોલી શકાય તેમ હતું નહી.

'કેમ વારૂ ?' **સલહાનાએ** પુછ્યું; 'આ ખબર સાંભળી તને ખુશી થવા જેવું લાગતું નથી ? તને જે માન મળવાનો આજે સંભવ છે તેવું માન મેળવવા ખાતર પોતાની સઘળી વસ્તુ આપી દેવાને રાજી થાય તેવા માણસો ઘણાઓ છે. શાહજાદાના કોઈ અનુચર તને જોય એવી સ્વાભાવિક રીતે મારી ઇચ્છા નથી, પણ હવે પછી થવાનો શેહેનશાહ જુદાજ પ્રકારનો છે; અને તેની મેહેરબાની તું મેળવે તેમાં મને તથા **સિદ્ધને** બન્નેને ફાયદો થવાનો સંભવ છે. મારી પાછળ ચાલ.'

**સલીમ** જે ઝરૂખામાં બેઠો હતો તે ઝરૂખામાં **ઈરાવતી** અને તેનો પિતા ગયાં કે **ઈરાવતીને** મળવાને તથા નમ્રતાપૂર્વક સલામ કરવાને હંમેશના વિવેક પ્રમાણે **સલીમ** અગાડી ધસ્યો. પણ એકાએક તેની સઘળી હિંમત જતી રહી અને સ્તબ્ધ થઇને ચુપકીદીથી તે ઊભો રહ્યો. આવી ઉમદા વૃત્તિ, તેની સાથે વળી આટલી બધી લાવણ્યતા અને વિનય, આટલી બધી ખુબસુરતી, આટલો બધો મોહક અને રમણીય ચેહેરો, કોઈ પણ બીજી

સ્ત્રીમાં તેણે જોયલાં હોય, તેવું એને યાદ નહોતું; અને પોતાની ટેવને ન અનુસરતાં **ઈશાવતી**ને સલામ બજાવતાં પહેલાં **સલહાના**એ પોતાની પુત્રીની ઓળખ કરાવી ત્યાંસુધી તે થોભ્યો.

'ઉમરાવજાદી !' તે બોલ્યો, 'તમારા પરોણાને આવકાર આપવા માટે તમે જે તસ્દી લીધી છે તે માટે ખરેખર હું તમારો આભારી થયો છું. એક કરતાં વધારે વાર મે તમારે વિષે સાંભળ્યું છે, અને–' પણ જે વિનયયુક્ત વાક્ય તેની જીભપર આવી રહ્યું હતું તે ઘણુંજ લુખું તથા અર્થ-રહિત એને લાગ્યું તેથી વધારે સારૂં વાક્ય તે ક્ષણે યાદ ન આવવાથી તે બોલ્યો: 'તમારૂં જાતોજાત ઓળખાણ કરવું એ ખરેખર ખુશી થવા જેવી વાત છે.'

'આપ શાહજાદાએ મારા પિતાને તથા મને જે માન આપ્યું છે તે હું ઘણું મૂલ્યવાન ગણું છું,' **ઈશાવતી**એ જવાબ વાળ્યો; 'અને જે રાજ-ધાનીમાં મોજશોખ તથા રમતગમતની ઘણી વસ્તુઓ મળે છે તે રાજધાની સાથે સરખાવતાં અમારૂં આ શાન્ત નગર અલ્હાબાદ તમને ઘણું સુસ્ત લાગશે નહીં એવી હું આશા રાખું છું.'

'જો સુબાની કુલીન પુત્રી પોતાના સમાગમનો લાભ મને વખત એ વખત આપશે,' **સલીમે** ઉત્તર આપ્યો, 'તો અલ્હાબાદનો મારો મુકામ કંટાળા ભરેલો થશે એવી મને દેહેશત નથી; પણ તમે રાજધાની વિષે બોલો છો; હું ધારૂં છું કે, તે તમે જોઈ છે.'

**ઈશાવતી**–'હું આગ્રામાં સમુળગી રહી નથી.'

**સલીમ**–(આશ્ચર્યથી) 'સમુળગાં નહીં ? ગુણી **સલહાના**, તમારી બુદ્ધિશાળી પુત્રીને આ દૂરના કિલ્લામાં જોવાનું બની શકે તે કરતાં વધારે દુનિયાની ખુબીઓ બતાવવાનો ખરેખર હવે વખત આવેલો છે.'

'તેના વિવાહિત પતિ અને મારા ભવિષ્યના જમાઈ, જેનાપર આપ શાહજાદાએ ઘણી કૃપા દર્શાવી છે, તેના રક્ષણતળે રહેવાનો મારી પુત્રીનો વખત હવે ઘણો દૂર નથી.'

આ બાબત યાદ કરાવી તે શાહજાદાને અણગમતી લાગી કે કેમ તે નક્કી કરવું મુશ્કેલ હતું, પણ તે તરતજ શાન્ત થયો અને તેણે જરા ભવાં ચઢાવી દીધાં; વળી ત્યાર પછી એ બોલ્યો તે તદન જુદાજ વિષય માટે બોલ્યો. આ મુલાકાત થોડીક વાર વધારે ચાલી તે પછી **સલહાના**એ પોતાની પુત્રીને તેના ખાનગી ઓરડામાં જવાની રજા આપી કે મુલાકાત માનપૂર્વક જલદીથી પૂરી થઈ તે માટે ખુશી થતી, **સલીમ**ની રજા લઈ **ઈરાવતી** ત્યાંથી ચાલી ગઈ. શેહેનશાહના પુત્રની જે અસર તેણીના મનપર રહી તે ફક્ત તેના દબદબા ભરેલા પોશાકનીજ હતી, અગરજો **સલીમ** તો તે પોશાકને એક મુસાફરીમાં પહેરવાનો સાદો પોશાકજ ગણતો હતો.

---

# પ્રકરણ ૧૫મું.

## રાજખટપટ.

**ઈરાવતી**ના ગયા બાદ અર્ધાક કલાક પછી કિલ્લાના અંદરના એક ઓરડામાં **સલીમ**, સુબો, અને એક ત્રીજો પુરૂષ બેઠેલા હતા. કોઇ પણ વગર બોલાવેલો પુરૂષ કે કોઈ શ્રોતાજન તેમને જોય કે સાંભળે નહીં તેની સારી સાવચેતી રાખી હતી, કારણ કે અલ્હાબાદમાં વખત ગમતમાં કેમ ગુજારવો તે કરતાં વધારે અગત્યની બાબતોનો વિચાર કરવામાં તેઓ ખરેખર ગુથાયલા હતા. તે ત્રીજો માણસ દુર્ગાનો પુજારી **ગોરખ યોગી** હતો.

'જે ભલા કામ માટે આપણે યત્ન કરીએ છિયે, મારા મિત્રો,' **સલીમે** શરૂ કીધું, 'તે પાસે આવતું જણાય છે. મને લાગે છે કે હાલની વ્યવસ્થા તપાસવી તથા બીજી શી યુક્તિઓ કરવી દુરસ્ત છે તેનો વિચાર કરવો એ ઘણું જરૂરનું તથા ડાહાપણ ભરેલુ છે. તમે **સલહાના**, હું ધારૂં છું કે, આપણા ત્રણેમાં વિશેષ વાકેફગાર છો. મારે માટે તો દરબારમાં ઘણો શક ગયેલો છે, અને મારા પિતાની ઇચ્છા અથવા ખરૂં પુછો તો હુકમને અનુસરીને હું અહીં આવ્યો છું. હું જાણું છું કે **અબુલ ફઝલ**-અલ્લાહ એને શાપિત કરે-આ વાતમાં અંદરખાનેથી ઉસકેરણી કરનાર છે; પણ તેનો બદલો આપવાની એક દિવસ મને તક મળશે એવી આશા છે. અને હવે તમારો શો મત છે, **સલહાના**?'

**સલહાના** બોલ્યો, 'મારે કહેવું જોઇએ કે હમણા સઘળું આપણી ઇચ્છા પ્રમાણે થાય છે. મુસલમાનોના ધર્મ માટે શેહેનશાહ તિરસ્કાર બતાવે છે તથા ઉમરાવો અને અમીરોના ઘણા હકો તેણે ખુંચવી લીધા છે. તે માટે આગ્રા, દિલ્હી, લાહોર અને બીજી જગ્યાઓપર ખરા મુસલમાન ઉમરાવ અને બીજા અમીરો તેની સામે ઘણાજ ખિજવાઈ ગયા છે. રાજકારભારના ફેરફાર કરતાં બીજી કોઇ વસ્તુથી તેઓ વધારે સંતોષ પામશે નહીં અને તેમાં તેઓ સામેલ પણ થશે. વળી એક કરતાં વધારે

મુખ્ય મનસબદારો પણ તે પ્રમાણે કરશે. આ બધામાં **અબ્દુલ કાદર**ની આપણને સારી મદદ છે, પણ તેના ઉપર આપણે પૂરેપૂરો વિશ્વાસ રાખવો નહીં. ખુલ્લી રીતે કામ કરવાની તે ઇચ્છા રાખે છે અને જેને તે કાવતરૂં કહે છે તે વિષે એને હર વખત સંદેહ ઉત્પન્ન થયા કરે છે.'

'અને તમારા ભતરીજા?' **સલીમે** પુછ્યું.

'તે સંપૂર્ણ આપણી તરફ આવ્યો છે. તેને શી રીતે મેળવી લીધો તે જાણવાની કંઈ જરૂર નથી, પણ એમ થયું છે એજ બસ છે. **અકબર**ની પાસે જાસૂસ તરિકે એને રાખવાને મે પહેલાં વિચાર રાખ્યો હતો, પણ થોડા વખતમાં મને માલમ પડયું કે તે કામમાં એ તદન નકામો છે. એ ઘણો ભલો અને રાજકાજમાં બિનપ્રપંચી છે અને કુલુકના વિચાર પ્રમાણે એકમાર્ગી રીતમાં કેળવાયલો છે એટલે આપણા જેવા કામમાં ઉપયોગી થઇ શકે નહીં. વળી પહેલીજ મુલાકાતે **અકબરે** તેને પોતાની હંમેશની રીત પ્રમાણે તદન મેળવી લીધો હતો. પણ તે આપણું જુદેજ પ્રકારે વધારે સારૂં કામ કરશે. મનસબદારની પદવી તેને મળી છે ને થોડા વખતમાં તેથી પણ અગાડી વધવાનો સંભવ છે, તેથી આપણે ધારેલો વખત આવશે તે વેળાએ રજપૂતોની એક મોટી ટુકડીનું ઉપરીપણું તે ભોગવતો હશે. વળી કાશ્મીરમાં તેનું નામ ઘણું પ્રસિદ્ધ છે એટલે તેનો વગ પણ સારો છે. તેટલા માટે આપણી યોજના જ્યારે ફળીભૂત થશે ત્યારે તેની સહાયતા કંઈ સહેજસાજ અગત્યની થશે નહીં. ધારેલે સમયે પોતાની ટુકડીને શેહેનશાહના લશ્કરની સામે ફેરવશે અને બેશક તેનો દાખલો લઈ રજપૂતો તથા પઠાણોનો મોટો ભાગ ફરી જશે.'

'પણ કાશ્મીર સંબંધીજ યોજના કેવી છે?' **સલીમે** પાછું પુછ્યું.

'મને તો લાગે છે કે એ કરતાં કોઈ પણ વધારે સારી યોજના હશે નહીં,' **સલહાના**એ જવાબ આપ્યો. 'ત્યાંની અંદરની ખટપટ ને વિરોધ જેની આપણે શરૂઆત કરાવી છે તે કસાકસીપર આવ્યાં છે. બન્ને પક્ષોએ હથિયાર ઉંચકયાં છે; લુટારાઓએ ત્યાં લુટફાટ શરૂ કીધી છે, ને વધારે

અગત્યનું તો એ છે કે તેની પડોસમાંના દેશો, જે **અકબર**ના રાજ્યમાં આવેલા છે તેમાં પણ ગભરાટ પેસી ગયો છે. આથી ઉત્તરમાં લશ્કર લઇ જવાનું તથા કાશ્મીર દેશ જીતીને ત્યાં હમેશને માટે ફરીથી શાન્તિ ફેલાવવાનો યત્ન કરવાનું તેને બહાનું મળે છે. તેનું લશ્કર તૈયાર થયું છે અને મને ગુપ્ત સમાચાર મળ્યા છે કે પોતાની સાલગિરીનો ઉત્સવ કીધા પછી તે લશ્કરનું ઉપરીપણું પોતેજ ધારણ કરી ત્યાં જવાનો ઇરાદો રાખે છે. લડાઈ શરુ થશે કે તરતજ આપણો **સિન્ધ** તથા તેના લશ્કરના માણસો **અકબર**ને છોડી દેશે ને કાશ્મીરના લશ્કરમાં સામેલ થશે; એટલે **અકબર**ને પાછાજ ફરવું પડશે અને સહીસલામત પાછા જવામાં તે ઘણો રોકાઇ જશે. આ અરસામાં આગ્રાવાળો આપણો પક્ષ આપ નામદારને શેહેનશાહ ઠેરવશે ને તેનો ઢંઢેરો કાઢશે તથા કિલ્લાનો અને રાજકોષનો કબજો લેશે. તેથી જો **અકબર** પાછો આગ્રા સુધી સહીસલામત આવી પહોંચશે તો તેની સામે લડવાને માટે વળી બીજું લશ્કર એને મળશે, એટલે મારા સમજવા પ્રમાણે, આખર એટલુંજ થશે કે આપ રાજવશી શાહજાદા માટે એ પોતે રાજપદ છોડી દેશે.'

**સલીમ**—'સઘળી ગોઠવણ બરોબર થઇ છે, અને આપણી પહેલાંની યુક્તિ પ્રમાણે સઘળું કામ થયું છે. હું જાણીને ઘણો ખુશી થયો છું કે તે યુક્તિ ઘણી ખરી અમલમાં આવવાની તૈયારીમાં છે. તે છતાં પણ એક સવાલ કરવાનો છે. આપણી યુક્તિની કંઇપણ બાતમી જણાઇ જાય તેવી ધાસ્તી તો નથી ? તે બધામાં સાવચેતી તો રાખી છે કેની ? પેલો કાગળજ દાખલા તરિકે-જે કાશ્મીર મોકલવામાં આવ્યો હતો, તે કાગળ ધારો કે કોઈ બીજા શખસનાજ હાથમાં ગયો હોય તો ?'

**સલહાના**એ જવાબ આપ્યો, 'તે કાગળ જેને મોકલવાનો હતો તેને સહીસલામત પહોંચ્યો છે; અને તમે શું ધારો છો ? તે કોણ લઇ ગયું હતું ? બીજું કોઇ નહીં પણ **ફુલુક** પોતેજ.'

'અરે કેવું બેવકુફી ભરેલું અવિચારીપણું !' **સલીમ** બોલી ઉઠયો.

**સલહાના**એ શાન્ત મને જવાબ આપ્યો, 'કંઇ પણ નહીં! તે ભલો માણસ શું લઈ ગયો હતો તેનું તેને ભાનજ નહોતું અને વળી તે કાગળ તેને **સિદ્ધેજ** આપ્યો હતો, અને તે પણ કાગળમાં શું હતું તે વિષે કંઇ પણ જાણતો નહોતો. વળી ઘણું થતે ને તે વાંચતે તો તેની ખબર તે આપી શકતજ નહીં અને આપણું નામ દેવામાં આવ્યુંજ નહોતું, એટલે આપણા ઉપર કોઇ રીતે શક જતેજ નહીં.'

'ઘણું સારૂં કીધું,' **સલીમ** તે વાત માન્ય કરીને તથા ખુશીથી હસીને બોલ્યો, 'તમે આપેલી આ ખબર માટે હું તમારો ઉપકાર માનું છું. પણ શું પૂજ્ય **ગોરખ** યોગીરાજ અમારા ઉપકારને પાત્ર થયા નથી ને આપણી મદદમાં નથી ?'

'ખરેખર હું મદદમાં છું,' અત્યાર સુધી ચુપકીદીથી સાંભળ્યા કરતો હતો તે **ગોરખ** હવે બોલ્યો; 'હું કંઈ એમને એમ બેસી રહ્યો નથી. મે તમને કહ્યું હતું, જો કે તે વાત તમે અસંભવિત માનતા હતા, તેમ હું છેક રાજમેહેલમાં પહોંચી ગયો છું, એટલુંજ નહીં પણ શેહેનશાહના ખાનગી ઓરડામાં પણ અમારો પગ થયો છે. પોતાના રાજ્યમાં જુદા જુદા ધર્મના પંથો છે તે તથા તેમનાં ન્યાયશાસ્ત્રો જાણવાને તે કેટલો આતુર છે તે તો તમે જાણો છો; તેથી અસલની યોગવિદ્યાના નિયમો જે બાબત તેણે ઘણું સાંભળ્યું હતું, તોપણ પોતે ઘણુંજ થોડું યા નહીં જેવું જાણતો હતો અને વળી જે વિષે **ફૈઝી** અથવા **કુલુક**ની વિદ્વત્તાથી કંઇ વધારે લાભ મળી શકે તેમ હતું નહીં, તેવા યોગવિદ્યાંના નિયમોની પાકી માહિતી મેળવવાની તેણે ઇચ્છા જણાવી હતી. તે ઉપરથી કેટલાક વિશ્વાસુ મિત્રો મારફત યોગશાસ્ત્રમાં મારી પ્રવીણતા વિષે એને કાને વાત જાય તેવા ઉપાય યોજ્યા. થોડા વખતમાં દરબારમાં જવાનું મને આમંત્રણ આવ્યું. **અકબર**ની હજુરમાં જઈ તેની ખાએશ મુજબ યોગશાસ્ત્રનાં કેટલાએક મૂળતત્વો એને સમજાવ્યાં, એટલે કે યોગની ક્રિયાથી મનુષ્ય પ્રાણી પરમાત્માના સંબંધમાં વધારે વધારે આવતો જાય છે, ચિત્તવૃત્તિનો નિરોધ કરે છે અને પરમાત્માના નિત્યતાના વિચારમાં તલ્લીન થઈ પરમાત્માના સ્વરૂપમાં

એકાગ્ર થાય છે. આ સ્થિતિએ પહોંચ્યાથી પોતે એકજ જગ્યાએ રહી ઘણે દૂર સુધી પણ પોતાની ઇચ્છા પ્રમાણે પોતાના આત્માને લઇ જવાની, પોતાને પસંદ પડે તેવું રૂપ ધારણ કરવાની તથા અદૃશ્ય થવાની કે હવા કરતાં પણ વજનમાં હલકા થઇ જવાની શક્તિ પ્રાપ્ત કરે છે. માત્ર વિશ્વાસપર આધાર ન રખાવતાં, સ્પષ્ટ રીતે પ્રત્યક્ષ દાખલો બતાવવાને માટે જાદુ અથવા હાથ ચાલાકીમાં હોશીયાર એવા મારા એક શિષ્યને તેની પાસે તેડી ગયો અને તેની પાસે એક ખેલ કરાવ્યો, જેથી સકારણ શેહેનશાહ બેશક ઘણો અચંબો પામ્યો હતો. એક નીચા લાકડાના બાજોઠ સાથે લાકડીના જેવા વાંકા હાથાવાળો વાંસ જડયો ને તેના ઉપર તે પોતે બેઠો. પછી તદ્દન ઢંકાઈ ગયો એવી રીતે તેની અગાડી એક સફેત કકડો ધરી રાખવામાં આવ્યો, ને થોડી વાર પછી તે કકડાને ખસેડી નાખવામાં આવ્યો કે બાજોઠની ઉપર એક ગજ ઉંચો તે હવામાં બેઠેલો દેખાયો. પેલા વાંસના વાંકા હાથા ઉપર ટેકવીને તે અધર બેઠેલો જણાતો હતો. આ ખરેખર આશ્ચર્ય પમાડે તેવો ખેલ હતો અને ફુરસદ મળે તે વખતે તમારે એવો ખેલ એક વખત જોવા લાયક છે. પણ બસ, આથી **અકબર** અચંબો પામ્યો એટલુંજ નહીં પણ અમારી ગૂઢ વિદ્યા શિખવાને વધારે ઇન્તેજાર થયો. તેને વધારે વધારે આતુર કરવા માટે, જેટલું જરૂરનું જણાય તેટલુંજ કહેવું એવો મે નિયમ રાખ્યો હતો; માટે હવે તો તેની હજુરમાં જવાને હંમેશ તક મળે છે; પણ જાણી જોઇને, એ તકનો અગરજો ઘણો સારો તોપણ ઘણો થોડો થોડો ઉપયોગ કરૂં છું. આપણા કાર્ય માટે જે અગત્યનું હોય છે તે સઘળાની હકીકત મારા માણસો તરફથી સાંભળું છું. અગરજો **અકબર** તો એમજ ધારે છે કે રાજમેહેલમાં ફક્ત ધર્માંધ પુરૂષો અને ફકીરોથી સાવચેત રહેવાનું છે, તોપણ તેના મેહેલ અને ખાનગી ઓરડામાં જતા આવતા માણસો સઘળી બાતમી મેળવ્યાજ કરે છે. આમ હોવાથી તમને **સલીમ**, તથા મારા મિત્ર **સલહાનાને** જે બાબતોની ખબર બીજે રસ્તે મળવી મુશ્કેલ પડે તે સઘળી ખબર આપી શકીશ.'

**સલીમ** બોલ્યો, 'અમારે કબૂલ કરવું જોઇએ કે, તમે ખરેખર જાદુગર જેવાજ છો. પણ અમારે માટે જે મેહેનત તમો કરો છો તેના

બદલામાં તમો શું માંગો છો ? હું જાણું છું કે સત્તા થયા પછી **સલ-હાનાની** કાશ્મીરના સરસુબા થવાની ઇચ્છા છે; અને એ સઘળું તો પાર ઉતરશે; એની ઇચ્છા સફળ થશે; એની મેહેનતના પ્રમાણમાં એ તો કંઇ વિશેષ માંગતા નથી; પણ તમારી ઇચ્છા શું છે ? પહેલાંથીજ એ બાબત નક્કી કર્યું હોય તો વધારે સારૂં.'

**ગોરખ** બોલ્યો, 'સમર્થ શેહેનશાહ (ધારણા બાંધી, અગાડીથીજ મને એમ કહેવા દો) જો હું કંઇપણ ન માંગું- તદન નહીં માગું-તો તમે આશ્ચર્ય પામો, નહીં વારૂ ? પણ એ બાબત મારે ખુલ્લે ખુલ્લું કહેવું જોઇએ. મારી તરફથી હું તમને પુછું છું, કે તમારે માટે શું જોઈએ છે ? કોઈ એમ ધારશે કે માણુસ જાત જેની અપેક્ષા રાખે તે સઘળું તમને મળી ચુકયું છે. તમારી પાસે ધનદોલત છે, રાજમેહેલો છે, સુંદર યુવતિઓ તમારી તેહેનાતમાં છે, આનન્દી સાથીઓ ને દોસ્તારો પણ છે, જોઇએ તેવો કિમતી દારૂ વળી તમને મળે છે, ને આ સમર્થ તથા આબાદ રાજ્યમાં ફક્ત શેહેનશાહની પદવીથીજ ઉતરતા તમે છો અને તેની પાછળ ગાદીએ બેસશો એ પણ નક્કી છે. આટલું બધું છે તે છતાં તમારાં મુશ્કેલી ભરેલાં ને વળી ધાસ્તી ભરેલાં કાવતરાંઓ પાર પાડવા સારૂ અમારી તથા તમારાથી ઉતરતા દરજ્જાના અને હાથ નીચેના બીજા લોકોની મદદની તમને જરૂર પડી છે. તે વળી-શેને માટે ? ફક્ત એટલાજ માટે કે એકદમ રાજ્ય કરવાની તમને ઇચ્છા થઇ છે-તમારા પિતાના મોતથી રાજગાદી તમારે સારૂ ખાલી પડે ત્યાં સુધી થોભવાની તમને ધીરજ નથી. આ ઉપરથી ત્યારે તમને સમજાશે કે હું જે વસ્તુ માગું છું તેજ વસ્તુ તમે તમારા પોતાને માટે માંગો છો, તે એ કે બીજા-ઓપર રાજ્ય કરવું. અરે, પણ આજે જ્યારે તમારે તાબે કોઇપણ છે નહીં ત્યારે હું તો ક્યારનો રાજ્ય કરૂં છુંજ, અગરજો વધારે સત્તા મેળવ-વાને માટે હું હરવખત પ્રયત્ન કર્યા કરૂં છું. સેંકડો માણુસો જેઓ જરૂર હોય તો દુનિયાના રાજકર્ત્તા સામે લશ્કર તરિકે તૈયાર થઈ શકે, તેઓ કંઇ પણ વાંધો ઉઠાવ્યા વગર તથા આનાકાની કર્યા વગર મારી તરફની સેહેજ

પણ સૂચના મળેથી મને એમને એમ તાબે થાય છે. હું એક ગરીબ-લોકમાં અપ્રસિદ્ધ પુજારી-જેને ઘણાઓ ધિક્કારે છે તે હું-ખાખી-નગ્નયોગી-એટલી સત્તા ભોગવું છું કે તમારા પૂર્ણ વૈભવમાં પણ તમે સ્પર્ધા કરી શકશો નહીં. અને એ સૌ શેના બળથી આવી રીતે મારે તાબે રહેલા છે? ધર્મની જનુનના બળથીજ-કે જેનો અટકાવ કોઇ વસ્તુ કરી શકતી નથી, જેથી ન્યાય તો દબાઇ જાય છે ને ઇચ્છાનો નાશ થાય છે, ને તેથી કરીને માણસ એક હાલતું ચાલતું કલેવરજ બની રહે છે. જેને માટે મને ઇચ્છા થઇ આવે, ક્યાં તમે કે ક્યાં બીજો કોઇ, તેની તરફ મારી એક આંગળીની નિશાની થાય કે કદી સંતુષ્ટ ન થતી દુર્ગાદેવીને કયો નવો ભોગ જોઈએ છે તે મારા સેવકોમાંના એક કરતાં વધારે તરત સમજી જાય છે. તેમાં વળી નિર્માણ કરેલો પુરૂષ જેમ ઊંચા દરજ્જાનો હોય છે, તેમ વધારે ઉત્સાહથી કામ થાય છે; અને ધારેલા શખસને કદાચ પહેલેથી ખબર પડે ને તેને જોઇએ તેટલી તે સાવચેતી રાખે, તોપણ દૈવી કર્મથીજ ફક્ત તેનો છુટકો થાય-બાકી સપડાયા વગર રહે નહીં. બલિદાનના સેવકોની વચમાં, તેની પાસેના પાસે, મારા વિશ્વાસુ શિષ્ય રાત દિવસ રહે છે, અને બરોબર તક મળે છે તે વેળાએ, રાત્રિનાં શાન્તપણામાં, કોઈને પણ વેહેમ ન પડે તેવી રીતે, કંઇ અવાજ ન થતાં, એકાએક તેના ગળામાં દોરડું પડે છે અને ચીસ પાડવાનો કે દુઃખનો અવાજ કાઢવાનો તેને વખત સરખો મળતો નથી, પણ દુર્ગાદેવીના થયેલા અગણિત ભોગોમાં એકનો વધારો થાય છે. એ ખરૂં છે કે કોઇક વાર-પણ કવચિતજ મારો શિષ્ય પકડાય છે; તોપણ જે માણસ એને પકડે છે તે એક સર્પના જેવા સરકણા પદાર્થને પકડતો હોય તેમ થાય છે-કારણ મારો શિષ્ય એના હાથમાંથી સટકી જાય છે, અને તે જેમ ત્યાં આવેલો તે પ્રમાણે એકાએક તથા ચુપકીથી અદૃસ્ય થઈ જાય છે. પણ એમજ ધારો કે તેને છટકી જવાનો રસ્તો મળતો નથી ને મારા શિષ્યોમાંનો એકાદેક ખરેખર સપડાય છે તોપણ તેથી શું થાય છે? પરમ-સુખ ભોગવવાની ખાતરી સાથે તે મરી જાય છે અને જે કામમાં તે નિષ્ફળ થયો તે પાર પાડવાના યત્ન કરવાને સેંકડો જણ તૈયાર થાય છે ને વહેલે મોડે તેઓ ફતેહજ મેળવે છે.'

આટલું કહીને ક્ષણવાર તે **યોગી** શાન્ત રહ્યો; પણ તેને સાંભળનારા એમાંથી એકે કંઇ બોલ્યા નહીં. **સલહાના** જે આવી વિચિત્ર પ્રકારની વાતોથી સારી રીતે વાકેફગાર હતો તેણે તો શાન્તિથી તથા બેદરકારીથી આ વાતો સાંભળી, પણ કંઈ બોલવાનું એને ફાવે તેવું લાગ્યું નહીં; પરતુ **સલીમ,** અગરજો તેનામાં હિંમત તો હતી છતાં તે પુજારીના શબ્દો સાંભળી તદન ફીકો પડી ગયો ને તેની સામુ ટગરટગર જોતો વિચારમાં લીન થઇ રહ્યો.

'તેટલા માટે,' **ગોરખે** પાછું બોલવું જારી કીધું, 'મારી રીત પ્રમાણે હું પણ રાજ્ય ચલાવું છું. જેઓ મારી સામે થાય છે તેમને કંઈ વેહેમ ન આવે તેવી રીતે મારા રસ્તામાંથી દૂર કરૂં છું અને જેઓ મારી શક્તિ જાણે છે તેઓ મારાથી બ્હીતા રહે છે, ને ઊંચી કે હલકી પદવીના તેઓ હોય છે તે છતાં મારૂં કહ્યું કરે છે. તમે શું એમ ધારો છો કે આવી રીતની સત્તા વાપરવામાં જે આનન્દ મળે છે તે તમારા આનન્દ કરતાં વિશેષ નથી ? કેટલાક માણસો તમને કંઇ લેખામાં ન ગણે અને જોઈએ તેવું માન ન આપે તે જોઇને, તથા તેનાં કૃત્યો, જિન્દગી ને મૃત્યુ તમારા હાથમાં તથા તમારી ઇચ્છાને આધીન છે તે જાણી, તમારા મનમાં શું કઈ પણ મગરૂરીની લાગણી નહીં થઇ આવતી હોય ? આ પ્રમાણે વિચાર રાખનારો કઈ હું એકલો નથી. દુનિયામાં જેઓ મોટા રાજકર્ત્તા તરિકે ગણાય છે તેમના ઉપર અંકુશ રાખવાને દૂરના દેશાવરોમાં બીજા કેટલાક લોકો ચુપકીદીથી તથા છૂપી રીતે યત્ન કરે છે તે હું જાણું છું. દૂરના પશ્ચિમ દેશમાંથી આવેલા કેટલાક માણસ સાથે આગ્રામાં તથા બીજી જગ્યાએ એક કરતાં વધારે વાર મારે વાતચિત થઈ છે. તે લોકો અહીંની પ્રજાને પોતાના પંથમાં ભ્રષ્ટ કરવાનો યત્ન કરવા આવેલા છે. તેમના ઉપદેશને હું ખુશીથી સાંભળતો હોઉં એવો ઢોંગ કરીને તેમનો હેતુ શું છે તે હું ધીમે ધીમે જાણી ગયો છું, અને તેમના પંથની મંડળીઓ તથા તેના કારભાર સંબંધી તેમની તરફથી મને જે ખબર મળે છે તે ઉપરથી માલમ પડે છે કે તેઓ અથવા તેમનો ગુરૂ, હું જે પરમેશ્વરની શોધમાં છું, તેનેજ શોધે છે–અગરજો તેમનો શોધનો રસ્તો જુદાજ પ્રકારનો છે.

હું કહું છું કે તેમના ઉપાય જુદી રીતના છે-તેમ અમારા કરતાં કંઈ વધારે દયાભાવવાળા નથી ! અમે ગુંગળાવીને માણસોને મારી નાખીએ છિએ, તેઓ તેમને જીવતાને જીવતા બાળી મુકે છે. પણ જો કે તેમની સામે અટકાવ કરવામાં આવે છે અને તેમનાપર જુલમ ગુજારવામાં આવે છે, તોપણ તેમના કહેવાતા પંથને નામે ફક્ત પ્રજાના રાજાપરજ નહીં, પણ વળી તેમના પોતાના ધર્મગુરૂપર કેવી રીતે સત્તા ચલાવવી તે સારી રીતે જાણે છે, ને તે સાથે તેની ઇચ્છાને સેહેજ પણ આનાકાની વગર તાબે થઈ તથા તેની મરજી સાચવીને તેઓ તેની ખુશામત કરે છે. આ પહેલ વહેલું ઘણું વિચિત્ર લાગતું હોય તોપણ આ ઉપરથી તમે જોશો કે સત્તા મેળવવી અને ભોગવવી તે બહારના ઠાઠમાઠ ઉપરથી કે બીજાઓ તેને કબૂલ રાખે તે ઉપરથી સમજવાનું નથી.'

**ગોરખ** બોલી રહ્યો ત્યારપછી પણ **સલીમ** ચૂપ રહ્યો; તોપણ તેના ઉપર તેણે જે નજર નાખી તે બોલેલા શબ્દો કરતાં વધારે સૂચવતી હતી.

આ જોઈ પુજારી હસી પડયો. તે બોલ્યો, 'આપ નામદારના મનમાં આ વખત શું વિચાર ચાલે છે તે હું સમજું છું. મારા જેવો સહાયક કોઇ વેળાએ કદાચ ધાસ્તી ભરેલો થઈ પડે તેટલા માટે તેવાને એકદમ દૂર કરવો એ ડાહાપણ ભરેલું છે કે નહીં, એવો તમને સવાલ ઉઠે છે, પણ વાઘની ગુફામાંથી સહીસલામત પાછા નિકળી આવવાની ખાતરી ન હોય તો તેમાં દાખલ થવાનું સાહસ કરૂં એવો હું કંઈ ભોળો માણસ નથી. પેલા પર્વતપર આવેલા દૂરના દેહેરામાં મારા સેવકો મારી રાહ જોય છે. સવાર સુધીમાં હું તેમને પાછો જઈને મળું નહીં તો દુર્ગાદેવીએ પોતે પસંદ કરેલા પોતાના પુજારીના બદલામાં અપરાધ નિવારણ કરવા ખાતર કયો ભોગ તે દેવીને જોઇએ છે તે તેઓ સારી રીતે સમજીજ લેશે.'

'તમારા હંમેશનાં ડાહાપણ મુજબ તમે એ યુક્તિ કરી રાખી છે,' **સલીમ** બોલ્યો, 'પણ પૂજ્ય ગુરૂ **ગોરખરાજ**, એ રીતે ડાહાપણ વાપરવાની કંઇ જરૂર નહોતી. ઘણાં કામોમાં અમારે તમારીજ જરૂર છે અને શું કંઇ પણ કારણ વગર હું તમારી મદદ છોડી દઉં ? પણ હું ધારૂં

છું કે આપણી મસલત કરવાની બાબતથી આપણે આડા ઉતર્યાં છિયે. એક બાબત વિષે મને જરાક બેચેની ઉત્પન્ન થાય છે. **સલહાના,** તમારા ભાઈ, કાશ્મીરના પ્રધાન તરફથી આપણે શું આશા રાખી શકીએ ? તે આપણા પક્ષમાં આવશે ? ને જો તેમ ન કરે તો આપણને વિઘ્ન કરવાની તેનામાં શક્તિ છે ખરી ?'

'મને તેની તરફની ઘણી ધાસ્તી છે-તેટલી શક્તિ તો તેનામાં છે,' સુબાએ જવાબ આપ્યો. 'હાલના રાજાનો પક્ષ તે છોડશે નહીં; ને તે જો હારશે તો મારો ભાઇ આપણી તરફ આવવા કરતાં **અકબર** તરફ જશે, કારણ કે આપણે તેના દેશને તથા ત્યાંની પ્રજાને રંજાડશું એવું તે ધારે છે.'

'જો એમજ હોય તો તેને મારે સ્વાધીન કરી દો,' **ગોરખ** બોલ્યો.

'તમે શું કરવા માંગો છો ?'

'કંઇ સવાલ પુછવાની જરૂર નથી. હું કહું છું કે તેને મારે સ્વાધીન કરો ને તે તમને હરકત કર્ત્તા થશે નહીં. એ કરતાં પણ વધારે અગત્યની એક બાબત કહેવી રહી જાયછે. કાશ્મીરનો એક મોટો પુરૂષ, જે ક્યારનો મરણ પામ્યો છે એવું ધારવામાં આવેલું છે, પણ જે પોતાને સ્વદેશ પાછો જાય તો આપણી સઘળી ગોઠવણને ઊંધી મારે તેમ છે, તે શખસ હજી જીવતો છે એવું માનવાને મને કારણ મળ્યું છે.'

'શું ? એ શું બોલો છો ?' **સલીમે** ઘણા ગભરાટમાં પુછ્યું, 'તમે જેને માટે કહો છો તે-'

'તમે જેની અટકળ બાંધી છે તેજ શખસ માટે હું કહું છું-ને તે તે **નંદીગુપ્ત** !'

'**નંદીગુપ્ત** ! એ અસંભવિત છે.'

'અને શા માટે ? તેના મૃત્યુ વિષે કદી પણ પાકી ખાતરી મળી નથી. આપણે તો ફક્ત એટલું જાણીએ છિયે કે તે એકાએક અલોપ થયો ને ત્યાર પછી તેની કંઇ પણ ખબર મળી નથી. થોડા વખત ઉપર મને

ખબર મળી હતી કે હિમાલય પર્વતમાં બદ્રિનાથની પાસે હાલમાં એક તપસ્વી રહે છે; તેના શરીર વગેરેનું વર્ણન આગલા રાજાના વર્ણનને મળતું આવે છે, અને અહીં આવતી વેળાએ મુસાફરીમાં **કુલુક** તથા **સિદ્ધરામ** તેને મળવાને ગયા હતા.'

'એ તો ખરેખર દેહેશત ભરેલું લાગે છે!' **સલીમ** બોલ્યો.

'આ અરસામાં,' **ગોરખ** પાછું બોલ્યો, 'ખરી વાતની બાતમી મેળવવાને મારા માણસોને મે તાકીદ આપીછે; અને મને જે વેહેમ પડેલો છે તે ખરો ઠરશે–' આ વેળાએ તેના બન્ને સાંભળનારા સમજ્યા તેવી એણે કંઈ ઇશારત કીધી–' તો બેશક દુર્ગાદેવી બીજાઓની સાથે તેને પણ આવકાર આપશે. મારા સેવકોને જઈને મળવાનો હવે સમય થયો છે તે માટે આપ નામદારની રજા લઉં છું તે ક્ષમા કરશો.'

**સલીમે** ડોકી ધુણાવી તેને જવાની હા પાડી, પણ તે સાથે તે પુજારી કિલ્લાની બહાર પગ ન મુકી શકે તેવું કરવું એવી તેને ઇચ્છા થઈ ખરી, પરતુ તે વખત તો તે ત્રણે જણ છૂટા પડયા.

---

# પ્રકરણ ૧૬મું.

## એક મુલાકાત.

કદીમદી પોતાના બાગમાં **ઇરિાવતી** એકલી આમ તેમ આંટા મારતી હતી તે વેળાએ તે પહેલા દિવસ પછી રોજ સાંજના કિલ્લાની તેજ દિવાલો તરફથી નિકળતો મિજબાનીનો તથા રંગરાગની જિયાફતનો ઘોંઘાટ તેને કાને પડતો હતો. આનન્દી સાથીઓ તથા રમુજી નૃત્ય કરનારીઓ સાથે હિંદુસ્તાનનો ભવિષ્યનો શેહેનશાહ ત્યાં આગળ મિજબાની ઉડાવતો હતો; કેમકે આખા દિવસનો થાક ઉતારવાનો તથા પોતાનાજ લોભથી પોતાપર હોરી લીધેલી ચિંતા તથા કાળજી થોડી વાર વિસારવાનો એવોજ રસ્તો એણે શોધ્યો હતો. નિમકહલાલ **નિપુણિકા** બીજા ચાકરોમાં ભળી જતી હતી અને આ મિજબાનીમાં ઘણીક વાર ડોકિયાં કરી આવતી હતી, ને કેટલીક વાર પોતાની શેઠાણીને વિગતવાર હકીકત કહેતી હતી. પણ આ હકીકત સાંભળીને **ઇરાવતી**ના નિર્દોષ ચેહેરાપર ગુસ્સો ચઢી આવતો હતો અને આ વાત સઘળી મનમાં રાખવા સારૂ પોતાની દાસીને ફરમાવતી હતી. આગ્રાની અંદર આવીજ મિજબાનીમાં **સિદ્ધ** સામેલ થતો હતો એ શું સંભવિત ખરૂં ? આવા મોટા સમર્થ રાજ્યનો હવે પછી થવાનો શેહેનશાહ અને આટલા બધા લોકોપર વગર વાંધે રાજ કરવાને નિર્માણ થયેલો એવો **સલીમ** પોતાના નસીબને લીધે આવે મોટે દરજ્જે ચઢેલો છે તે છતાં કેવી અધમ અવસ્થાએ પહોંચેલો છે એમ તે વિચારતી હતી.

આમ હોવા છતાં પણ તેના પિતાની સમક્ષ **સલીમને ઇરાવતી** મળેલી, ( ને એવી મુલાકાત ઘણી વાર થઇ હતી ) તે વેળાએ તે શાહજાદાને ધિક્કારવાનું એને કંઈ પણ કારણ જણાતું નહોતું. **ઇરાવતી** સાથે વાતો કરતો હતો તે વેળાની તેની વર્તણુક એક પૂર્ણ સુધરેલા ગૃહસ્થને છાજે તેવી હતી. વળી સેહેજ પણ છૂટ પોતે ન લેતાં, જે માનથી તથા સત્કારથી **ઇરાવતી** સાથે વર્તતો હતો તે એવાં હતાં કે મોટામાં મોટી શાહજાદી પણ તેમાં કાંઇ દોષ કાઢી શકે નહીં. તેની સાથે વાત કરવામાં

જે શબ્દો **સલીમ** વાપરતો હતો તેમાં ખુશામત કે ખાલી વિનયનો કંઇપણ ભાસ જણાતો નહોતો, પણ સરલ, નિખાલસ તથા સ્વાભાવિક રીતે તે શબ્દો તેના મ્હોંમાંથી નિકળતા હતા. તેની વાતચિત ગમત આપનારી હતી. તેણે સારી કેળવણી મેળવેલી તથા સારૂં જ્ઞાન પ્રાપ્ત કીધેલું હોય એવું તે ઉપરથી જણાતું હતું. **ઈશાવતી** ઘણી વાર પોતાના મનમાં વિચાર કરતી હતી કે, 'જો તેના આટલા બધા ઉમદા ગુણોનો તે સારો ઉપયોગ કરતો હોય અને પોતાના ઉમરાવ પિતાનો ગ્રહણ કરવા લાયક દાખલો લઈ તે પ્રમાણે ચાલવું તે એની પવિત્રમાં પવિત્ર ફરજ અને કામ છે એવું એ ધારતો હોય તો કેવું સારૂં!'

એક દિવસ સાયંકાળે વિચારમાં તલ્લીન થઇને **ઈશાવતી** બાગની એક પાટલી ઉપર બેઠી હતી તે વેળાએ એને જણાયું કે આસપાસ જે શાન્તિ પસરી રહી હતી તેમાં તે ક્ષણે કિલ્લામાં ચાલતી મિજબાનીના આનન્દી ઘોંઘાટથી ભંગાણ થતું નહોતું. બારી અને ઝરૂખાઓમાં દીવાઓ નજરે પડતા નહોતા. સર્વસ્થળે શાન્તિ વ્યાપી રહી હતી. આવો બનાવ એકાએક જોઇને તે વિસ્મય પામી. ફક્ત સેહેજ ઉષ્ણ વાયુ પાંદડાઓમાં થઇને આવતો હતો અને તેને લીધે ઝાડોની શાખાઓ ધીમે ધીમે હાલતી હતી. વળી વખત બેવખત રહી રહીને વાંસળીનો મધુરો સૂર તથા ઘુઘરીઓના રણકા દૂરનાં ગામડાઓ તરફથી આવતા સભળાતા હતા-પક્ષીઓનો શબ્દલલકારો અને મનુષ્ય પ્રાણીની અવર જવર જેવું ત્યાં કશુંએ નહોતું. ફક્ત થોડે થોડે વખતે ઉડાણમાંથી ખેડુઓના રેંટ ફરતા તેમાંથી ચૂં ચૂં શબ્દ બહાર આવી કાનને ફૂપ-સારગીનો ભાસ ઉત્પન્ન કરતા હતા. તે ઉપરથી એમ અનુમાન થતું કે ત્યાં ખેડુઓની મિજબાની ચાલી રહી હશે.

પણ એકાએક ત્યાં વ્યાપી રહેલી શાન્તિમાં માણસનાં પગલાંનો અવાજ સંભળાયો ને સંધ્યાકાળના ઝળઝળિયામાં એક માણસની આકૃતિ, **સલહાનાની** પુત્રી જે જગ્યાએ બેઠી હતી તે તરફ આવતી નજરે પડી. ભય પામીને તે એકદમ ઊભી થઇ, પણ તે પુરૂષ **સલીમ** પોતે હતો એવું તેને માલમ પડતાં તે ઘણો અચંબો પામી. **સલીમે** તેની વધારે નજદીક જઇને પોતાના હંમેશના રિવાજ મુજબ માન સાથે તેને પ્રમાણ કીધા.

'કુલીન ઉમરાવજાદી !' **સલીમ** નમ્ર સ્વરે બોલ્યો; 'તમે અહીં હશો એવું ન જાણતાં મેં તમને મરજી ઉપરાંત વિક્ષેપ કીધો છે તે માટે ક્ષમા કરજો. મારા પ્રણામ કબૂલ કરશો ને હું વધારે વાર તસ્દી આપીશ નહીં.'

'એવો વિક્ષેપ !' **ઈરાવતી** ઘણી સભ્યતાથી બોલી; 'મને તે કંઈ નહીં પણ અનુકૂળ પડતો છે; તોપણ હું કબૂલ કરૂં છું કે હું જરા ગભરાઇ હતી ખરી. હું તો એમ સમજતી હતી કે આપ નામદાર શાહજાદાને, આપનો સંધ્યાકાળ તથા રાત્રીનો વખત શાન્ત રીતે અને એકાંતમાં ફરવાને બદલે જુદા પ્રકારની અને વધારે આનન્દી ગમતમાં ગાળવાની ટેવ છે.'

'તેમ હતું ખરૂં.' **સલીમે** ઉત્તર આપ્યો, 'અને તે માટે મને ઠપકો આપવાનો તમને હક છે. જે ઘરમાં આપ બિરાજો છો તે ઘરમાં વધારે મર્યાદાથી મારે વર્તવું જોઇએ, પણ જે થઈ તે થઇ ! ગઈ ગુજરી હવે સંભારવામાં લાભ નથી. પાનોત્સવનો અનુચિત ઘોંઘાટ હવે પછી તમારા મેહેલમાં તમને હરકત કરશે નહીં તથા રાત્રીની શાન્તિમાં ભંગાણ પણ પાડશે નહીં !'

**ઈરાવતી** તો આ સાંભળીને સ્તબ્ધ થઈ ગઈ. આ પ્રમાણે **સલીમે** સઘળી વાત શા માટે ખુલ્લી કહી હશે ? અને એનામાં આવો એકાએક ફેરફાર થવાનું કારણ શું ?

'મારી રહેણીમાં ફેરફાર થયો છે !' **સલીમે** અગાડી ચલાવ્યું; "અને હું ધારૂં છું કે તે કંઈ જેવો તેવો નથી—અગરજો તે ઘણા થોડા વખતમાંજ થયો છે. આજ સુધી હું ઘણો—મને સાંભળો ને મારાથી ડરીને ખસતાં ન રહો, કારણ હું સઘળી વાત તમારા આગળ કબૂલ કરી દેવાનો છું; આજે તમે મારા દોષશ્રવણકાર છો, ને હું દોષ સ્વીકારૂં છું; મારા દોષનો ભાર ઓછો કરૂં છું, ને તમે તે માટે દોષશ્રવણગુરૂ યોગ્યજ છો— આજ સુધી હું મોજશોખમાં પડયો હતો; મારો વખત બદફેલીમાં ગાળતો હતો તથા ઘણી વાર છાકટો બની જતો હતો. હું કંઇપણ છુપાવવા માંગતો નથી. પણ હમણા તેવાં સઘળાં આચરણ મે દૂર કર્યાં છે. પૂર્વ પ્રમાણે હવે હું ચાલતો નથી. મારી પહેલાંની વર્તણુક તદન બદલી નાખી છે ને આજનો

**સલીમ** તે કાલના **સલીમ** કરતાં તદ્દન જુદોજ માણસ છે. આ સમયથી હું હવે ફક્ત ફરજ અને પ્રતિષ્ઠાની ખાતરજ તથા કોઈ વખત મારા તાબામાં આવશે તેવા લોકોના ભલાની ખાતરજ મારી જિન્દગી ગાળીશ. સઘળા લોભી અને અઘટિત વિચારો મારા મનમાંથી કાઢી નાખુ છું; અને વિશેષ કરીને પેલી હલકી નિરૂપયોગી ગમતો, જેમાં આજ સુધી હું તલ્લીન રહેતો હતો, પણ જેથી ખરેખરૂં સુખ મને કદી પ્રાપ્ત થતું નહોતું, તેવી ગમતોપર કિંચિત પણ લક્ષ આપનાર નથી. મારી એક મનવાંચ્છિત વસ્તુ, જેનાપર મારા સુખનો તથા મારા ભવિષ્યનો અને ઘણે દરજ્જે વળી મારા રાજ્યનો આધાર રહેલો છે તે વસ્તુ જો મને મળે તો આ સઘળું કરવાને હું તૈયાર છું; અને તે વસ્તુ પૂરી પાડવી તમારાજ હાથમાં છે.'

'નેક નામદાર સાહેબ, તમારૂં કહેવું હું સમજતી નથી.' શાહજાદાના શબ્દોનો શો ભાવાર્થ છે તેની અટકળ ખરેખરી બાંધી, ગભરાયા છતાં ખરી કસોટીને સમયે એક સદ્દગુણી સુંદરીને શોભા આપે તેવી હિંમત રાખી, **ઈરાવતીએ** જવાબ વાળ્યો.

**સલીમ**–'મારા તન તથા મનમાં એકાએક ફેરફાર થયો છે તેનું કારણ હું તમને જણાવીશ તો તે ઉપરથી મારા બોલવાનું તમને તરત સમજાશે. પણ એ ધારી લેવાનું તમનેજ સોંપું તો સારૂં–જો મારા શબ્દો ઉપરથી તે કારણ તમેજ છો એવું તમને ક્યારનું લાગ્યું ન હોય તો; અને એ તો એમજ છે.' તે વધારે વધારે આવેશથી પણ વિવેકની હદ બહાર ન જતાં બોલવા લાગ્યો. 'જે ક્ષણે તમે મારી દૃષ્ટિએ પડ્યાં તે ક્ષણથી હું એમ સમજ્યો અથવા મને એમ ભાસ્યું કે, મારા ભાગ્યપર તમે અસર–એક ઘણી જબરી અસર–કરેલી છે. કોઈપણ સ્ત્રીને જોઈ મેં આજ સુધી મારી દૃષ્ટિ નીચી કીધી નહોતી, પણ તમને જોઇ મારાથી તરતજ તેમ થઈ ગયું હતું, અને તમારી સમક્ષ હું મારા મનને તુચ્છ જેવો ભાસ્યો. તેટલા માટે જ્યારે જ્યારે મને તમારા દર્શન થયાં અને તમારી સાથે મારે વાતચિત થઇ અને તમને વધારે સારી રીતે પિછાનતો ગયો ત્યારે ત્યારે મને એમ લાગતું ગયું કે મારૂં ભવિષ્ય તમારાજ હાથમાં છે. મારે પોતાને

માટે, મારી રહેણી માટે, તથા મારા કહેવાતા મિત્રો જેઓ આવી અઘટિત રીતે દિવસ અને રાત્રી ગુજારવા મને ઉસકેરતા હતા તેઓને માટે, મને ધિક્કાર પેદા થવા લાગ્યો. તોપણ એ સઘળાનો સંબધ એકદમ તોડી નાખવાનો નિશ્ચય કરવા હું માગતો નહોતો. કબૂલ કરૂં છું કે અમારી મિજબાની ચાલતી હતી તે વેળાએ જેમ દારૂથી મારી બુદ્ધિ ઠેકાણે રહેતી નહોતી તેમ મારા મનમાંથી તમારી મૂર્ત્તિ ઘણી વાર દૂર થઈ હતી. પણ સવાર પડતાં મને મારી જાત માટે કેટલો ગુસ્સો લાગતો હતો તથા કેટલી શરમ આવતી હતી! આજે મેં નિશ્ચય કીધો અને તમે જુઓ છો કે તે નિશ્ચય હું અમલમાં લાવ્યો છું. સઘળુ આજે શાન્ત છે. જિયાફતનો કઈ ઘોંઘાટ આજે નથી. મારી વારાંગનાઓને રજા આપી છે. મારા ઘણાક પરોણાઓ અલ્હાબાદમાંથી કયારના ગયા છે અથવા આવતી કાલે જશે. આ બધું થયું છે તે તમારેજ લીધે ને અલ્લાહની ઈચ્છા હશે તો તે મુજબ વધારેને વધારે થતું જશે! એને માટે એકજ વસ્તુની ખરી જરૂર છે. આપણે ફક્ત કોઈ કોઈ વાર મળનાર મિત્ર તરીકે રહેવું તે વાજબી નથી; પણ વધારે નિકટના સંબંધથી આપણે જોડાવું જોઇએ. તમારે માટે મને લાગે છે તે વધારે ખુલ્લી રીતે કહી સભળાવવું એ શું, **ઈરાવતી**, જરૂરનું છે? વારૂ ત્યારે હું–'

'અહા! નહીં! નામદાર સાહેબ,' આજીજી કરતી બે હાથ જોડી **ઈરાવતી** બોલી ઉઠી–'તમારા હોઠપર હજી જે શબ્દો આવ્યા નથી તે શબ્દોનો ઉચ્ચાર તમો કરશોજ નહીં, કારણ હું તે કદાચ સાંભળી શકીશ નહીં.'

'સાંભળી શકીશ નહીં?' **સલીમ** ફરીથી બોલ્યો, 'કે સાંભળીશ નહીં? હું જ્યારે તમને વિનંતી કરૂં છું ત્યારે તો તમે સાંભળી શકશો કે નહીં એનો સવાલજ હોવો જોઇએ નહીં!'

'ત્યારે બન્ને!' **ઈરાવતી**એ દૃઢતાથી જવાબ આપ્યો, 'બન્ને–સાંભળી શકીશ નહીં અને સાંભળવાનીએ નથી. સાંભળી શકીશ નહીં, કારણ કે વચનથી તથા વિશ્વાસથી હું બીજા સાથે બધાઇ છું; અને સાંભળીશ નહીં એટલે કે તમારી ઇચ્છા કબૂલ રાખનાર નથી, કારણ કે મારાં મન અને તન બન્ને તેજ માણસને મે અર્પણ કરેલાં છે.'

આ નિખાલસ દિલના પણ અવિચારી લાગતા શબ્દોથી શાહજાદાના મ્હોંપર જે ગુસ્સો ચઢી આવ્યો હતો તે **ઈશિવતીને** સારે નસીબે રાત્રીના વધતા જતા અંધારામાં જણાયો નહીં. તે તેના જોવામાં આવ્યું હોત તો તે 'બીજા'ને આવા હરીફ તરફથી શું આફત આવી પડશે તેના વિચારથી **ઈશિવતી** કાંપ્યા વગર રહેત નહીં.

'બરોબર વિચાર કરો!' ક્ષણવાર ચૂપ રહી **સલીમ** બોલ્યો. 'એક જુવાન માણસ, જે એક વેળાએ તમને પ્રિય હતો, અને જે હાલમાં થોડીક વાર તેવો લાગે છે, અને જે તમને અગરજો પહેલાં માફક નિમકહલાલ રહેશે તોપણ મોગલ રાજ્યનો ભવિષ્યનો કર્ત્તા જે વસ્તુ તમને અર્પણ કરવા તૈયાર થયો છે તે વસ્તુ કદી આપી શકનાર નથી, એવા એક જુવાન માણસની ખાતર બેદરકારીથી તમે કોને અને શા કારણથી તુચ્છકારી કાઢો છો તેનો ગંભીરાઈથી વિચાર કરો! જે ખજાનો તમારો પોતાનો થશે અથવા મારી સાથે બેસવાથી અને હિંદુસ્તાનનાં રાજ્યો તથા શાહજાદા અને સરદારો ઉપર હકુમત ચલાવવાથી જે વૈભવ તમારી આસપાસ તમારા જોવામાં આવશે તે વિષે તો હું કંઈ બોલતોજ નથી. તમારા જેવા ઉમદા અને ઉચ્ચ સ્થિતિએ પહોંચેલા મનને તે કોઈપણ રીતે લલચાવે તેમ નથી તે હુ સારી પેઠે જાણું છું, તોપણ તે સઘળુ તિરસ્કાર કરવા જેવુંએ નથી. દ્રાક્ષાસવ શું ચીજ છે ને વૈભવ શું છે તે તમે જાણો છો એવું તમારૂં સમજવું છે, પણ આગ્રા તથા દિલ્હીના રાજમેહેલો અને બાગોના ઠાઠમાઠ તથા ભપકાની સાથે સરખાવતાં તમે અત્યાર સુધીમાં જે જોયું છે તે કુછ વિસાતમાં નથી-તમે જે જોયું છે તે ફક્ત બહારની ખોટી શોભાવાળી વસ્તુ જોઈ છે. પણ તે વાત જાણે જવા દો. મોટા મોટા સમર્થ રાજાઓ ઉપર રાજ્ય ચલાવવાનું, જેથી સઘળા નાના મોટા, અમીર ઉમરાવો તમારા આગળ નીચા પડે અને લાખો માણસોનું નસીબ તમારા હાથમાં લટકી રહે, એવી સ્થિતિને બદલે એક સાધારણ અને અણજાણ્યા ઉમરાવ સાથે હસ્તમેળાપ કરવાનું પસંદ કરવામાં તમારૂં તેજોમય ભવિષ્ય કેવી રીતે બગાડી નાખો છો તેનું મનન કરવું જરૂરનું છે. જે પ્રમાણે મારૂં નસીબ તમારે ચરણે ધરૂં છું તે પ્રમાણે મારી હવે થવાની પ્રજાનું પણ નસીબ તમારા હાથમાં

મુકવાના આજે હું કસમ લઉં છું. તમે જે ઠરાવ કરશો તેજ હું કાયદા તરિકે માનીશ. તમે જે બોલશો તે અલ્લાહની વાણી સમજીશ. હું સારી રીતે જાણું છું કે ઉમદા, સારા અને ડાહ્યા વિચારોજ ફક્ત તમારા મગજમાંથી નિકળશે અને આખા રાજ્યમાં વાજબી રીતે કે ગેરવાજબી રીતે જુલમને આધીન થયેલો એવો કોઇ નહીં મળશે કે જેનું તમારી તરફથી રક્ષણ થશે નહીં.'

આના જવાબ માટે ભવિષ્યનો શેહેનશાહ ફોકટ રાહ જોતો થોભ્યો. **ઈશાવતી** ચૂપ રહી, પણ એ મૌનધારણ કરવાથી તે **સલીમને** કબૂલાત આપતી હતી એવી આશા રાખવાનું કારણ નહોતું. પોતાની દિલગીરી છુપાવવાને જાણે તેણે **સલીમ** તરફથી મોડું ફેરવી નાખ્યું અને પોતાના હાથથી ઢાંકી દીધું. આવા ભપકાવાળા ઉત્કૃષ્ટ અને મોહક ભવિષ્યની આશાથી **ઈશાવતીના** મનપર રતિ ભાર પણ અસર થઇ નહીં.

'**ઈશાવતી** !' **સલીમ** ઘણો ખેદ પામી ગદગદ કંઠે બોલ્યો, 'તમારા દર્શનથી મારા મનમાં જે ઉલ્લાસ, ઉમંગ તથા ઉર્મિઓ થાય છે તે એકદમ તમે દૂર કરી દો નહીં. તમારે લીધે હું જેવો માણસ હતો તેમાંથી બદલાઈ તદન નવોજ માણસ બન્યો; ત્યારે શું હવે તમે મને મારી અસલ અધમ સ્થિતિપર ફેંકી દેશો ? નહીં નહીં ! મારાપર દયા લાવો ! તથા હજારો લોકો, જેમનો તમારી સાથે નીકા પડવાથી હું હિતકર્ત્તા થઇ પડીશ, પણ તમો ના પાડશો તો જુલમગાર નિવડીશ, તેવા હજારો લોકોની દયા ખાવી તમને યોગ્ય છે. હું જાણું છું કે હું નબળો છું, પણ જો તમારી હાજરીની તથા તમારી તરફના ઉત્તેજનના શબ્દોની મદદ મળશે તો વીર પુરૂષ જેવો હું બળવાન્ નિવડીશ. આ વાત કબૂલ કરવાની તમો શા માટે ના પાડો છો ? તમારે ફક્ત મ્હોડેથી એક શબ્દ બોલવાનો છે ને આખા હિંદુસ્તાનનું રાજ્ય તમારે શરણે આવી રહે તેમ છે. તમારે કાંઈ કરવાનું નથી, પણ તમારો હાથ લંબાવી મારા પોતાના મસ્તક ઉપર ધરવાનો છે. પણ હું જોઉં છું,' અતિઘણા આવેશથી તે બોલ્યો, 'કે મારી પ્રતિષ્ઠા, તમારે માટે માન તથા મારા અપૂર્વ પ્રેમની તમે કંઈ દરકાર રાખતાં નથી. એક કંગાલ સાહસ કરનાર શખ્સ

જેની સાથે તમે વિચાર વગરના બંધનથી જોડાયાં છો તે પુરૂષની ખાતર તમે એક શાહજાદાને ધિક્કારો છો. પણ તમે શું કરો છો, તમે કેવું સાહસ કર્મ આદરો છો, તથા મારા જેવા એક સમર્થ માણસના પ્યારને ધિક્કારી કાઢીને ગુસ્સે કરવાથી તમારી તથા તે તમારા સબંધીની શું અવસ્થા થશે, તેનો તમારે સારી રીતે વિચાર કરવો જોઇએ. પણ હું ઉદ્ધત અવિચારી શબ્દોજ બકયો જાઉં છું!' પોતાનું મસ્તક નમાવી દઈ, ઘણી દિલગીરી સાથે **સલીમ** બોલ્યો, 'તમારા પ્યારની આશા રાખવાનો મને શું હક છે? હું ગમે તેવી ઉચ્ચ સ્થિતિ ભોગવું છું, તોપણ હું તમારા લાયકનો નથી. મારી યુવાવસ્થામાં હું ઘડપણનો સ્વાદ ચાખું છું! મારાં ડાચાં સઘળાં બેસી ગયાં છે. મારો ચેહેરો સફેત પુણી જેવો થઈ ગયો છે. પણ તે પુરૂષ તો જુવાન, કાન્તિમાન્, તથા દુનિયાની ખટપટમાં ન પડેલો હોવાને લીધે શુદ્ધ અંતઃકરણનો છે. મારે ત્યારે શામાટે બબડવું જોઇએ? મારાં પોતાનાંજ કૃત્યને લીધે તથા મારા કમનસીબને લીધે મારા દરજ્જાને અયોગ્ય એવી હાલની સ્થિતિએ હું પહોંચ્યો છું. પણ અરે! દૈવયોગે પહેલાંથીજ મને તમારી મુલાકાત થઈ હોત તો આ સઘળામાં કેટલો બધો ફેરફાર પડી જાત-મારા સુખની સીમા રહેત નહીં. હવે તો તે વખત ગયોજ. શું તેવો વખત ફરીથી મળશે નહીંજ! અફસોસ!'

'કુલીન શાહજાદા!' **ઈશાવતી** નરમાસથી બોલી, 'તમે તમને પોતાને અન્યાય આપો છો. તમને પોતાને ઠપકો આપવાનું તમારે કારણ છે, પણ કંઈ ધિક્કારવાનું કારણ નથી, અને ખાતરીથી માનજો કે અગરજો હું **તમારી** કદી થઈ શકનાર નથી, તોપણ હું તમને તુચ્છ ગણુતીએ નથી, ને ધિક્કારતીએ નથી. ખરૂં પુછાવો તો હાલમાં હું તમને ઓળખું છું તેવી સ્થિતિમાં પણ, મારા પ્યારથી તથા બંધનથી હું બીજા સાથે જોડાઈ ગઈ ત્યાર પહેલાં તમારી ઓળખાણ થઈ હોત તો, તમારા પ્યારનો હું કદાચ બદલો વાળી શકત. ખરેખર મેં જે વચન આપ્યું છે તે તોડી નાખું એવી તમારી ઇચ્છા હશે નહીં, અને કદાચ હું જો તેમ કરૂં તો મારે માટે

તમને જે માનને લીધે પ્યાર ઉત્પન્ન થયો છે તે માન રહેશે ? નહીંજ. તમને મારે માટે તિરસ્કાર, ધિક્કાર, અપવાદ, દિલગીરી ને દોષ એ સઘળું એકે સામટું ઉત્પન્ન થશે: પણ તે બાબત હાલ જો કે અસંભવિત છે, તો પણ તેમ હોત ત્યારે પણ તમારા મોટા દરજ્જાને લીધે હું કદી લલચાતે નહીં. જે મોજશોખ ને ભપકામાં તમે તમારો વખત ગાળો છો તે કદી મારા મનગમતા થતેજ નહીં; અને મારે માથે જે મોટી જોખમદારી નાખવા તમે તૈયાર છો તેવી જોખમદારી મારાથી સહન કરી શકાતજ નહીં. હું તેવા મોજશોખ કે ભપકા કે જોખમદારી માટે મારા સમજવા પ્રમાણે સર્જાયેલીજ નથી. પણ જે વાત હવે કદી બની શકનાર નથી, તેના સંબંધમાં આમ હોય કે આમ થાત એવા ફોકટના વિચાર કરવાની શું જરૂર છે ? જે દૈવીમાયાના હાથમાં આપણાં સઘળાનાં નસીબની દોરી રહેલી છે, તેણે આપણને જૂદેજ રસ્તે ઉતાર્યા છે; ને તે તમારે માટે તથા મારે માટે વાજબી તથા ડાહાપણ ભરેલો હોવો જોઇએ-તેટલા સારૂ તેને આધીન થવું આપણને ઘટિત છે. આમ હોવાથી મને જે સાધારણ સ્થિતિમાં આપે જોઈ હતી તેવી સ્થિતિમાંજ રહેવા દો. આપ પધારો અને હમણા તથા હંમેશને માટે મને વિસારી દેજો. કદાચ મને તમે યાદ કરો તો જે વેળાએ વધારે ઉમદા અને ઊંચા પ્રકારની લાગણી તમારા મનમાં થઇ હતી તે વખતના જેવાજ વિચાર તમારા મનમાં લાવજો. મારી લાગણી માટે પુછતા હો તો હું જણાવું છું કે ભવિષ્યમાં હું તમારો વિચાર કર્યા કરીશ; અને હું સંપૂર્ણ આશા રાખું છું કે મોટી શેહેનશાહાતપર આપ પધારશો તે વખતે ભવિષ્યમાં ઘણાં ઉમદાં કૃત્યો કરી યશ વધારશો. વળી ખાતરીથી માનજો કે તમારી અગણિત પ્રજામાં જે સ્ત્રી હાલ પોતાને એકલી મુકી જવાની તથા તમારી ઇચ્છાને આધીન થવાની સખત ફરજમાંથી છુટી કરવાની તમને વિનંતી કરે છે, તે સ્ત્રી કરતાં કોઇ પણ મનુષ્ય પ્રાણી વધારે ઇંતેજારીથી, તમે તમારી જિન્દગી શી રીતે ગુજારો છો ને કેવાં કૃત્યો કરો છો તે માટે, વિચાર કરશે નહીં.'

જે આપખુદી વાપરનાર જુલમગાર શાહજાદાને આખી જિન્દગીમાં કોઈ પણ મનુષ્યે સામે થવાની હિંમત ધરી હશે નહીં, તે શાહજાદો આ

વેળાએ યોગ્ય **અને** ખાતરી કરે તેવો જવાબ શોધતો ત્યાં ઊભો રહ્યો. તે યુવતીની સામે **સલીમ** જડ જેવો ઊભો; કંઇક બોલવા જતો કે તેના મનમાં જે જુદી જુદી લાગણી થઈ આવતી તેને બહાર બતાવવા સારૂ વ્યર્થ શબ્દો શોધતો તે પાછો આચકો ખાઇ જતો જણાતો હતો. આખરે તે **ઇરાવતીને** નમન કરી એક શબ્દ પણ બોલ્યા વગર પાછો ફર્યો, અને અંધારામાં ક્ષણમાં ક્યાં અદૃશ્ય થઈ ગયો તે **ઇરાવતીને** જણાયુંજ નહીં.

બીજે દિવસે સવારે ખબર મળી કે શાહજાદો ફક્ત એકજ નોકર સાથે અલ્હાબાદનો કિલ્લો છોડી ચાલ્યો ગયો છે. આ ખબર એકાએક સાંભળી **સલહાના** ઘણોજ ગભરાયો, પણ **સલીમ** ક્યાં ગયો તેની કોઇને પણ ખબર પડી નહોતી.



# પ્રકરણ ૧૭મું.

## પરદેશીઓ.

એક સવારના **સિદ્ધરામ** બજારમાં ફરવા નિકળ્યો હતો. આંખને તથા ગજવાને લલચાવે એવા તરેહ તરેહના પદાર્થો જથાબંધ જે દુકાનો ઉપર ગોઠવ્યા હતા અને જ્યાં આગળ તમાશગીરો તથા ખરીદદારની ઠઠ મળી હતી એવી દુકાનોની ઓળોમાં **સિદ્ધરામ** તે સવારના આમ તેમ આંટા મારતો હતો. તે વેળાએ ગીચ બજારમાં કેટલોક ઘોંઘાટ થઇ રહ્યો હતો; તથા જુદા જુદા લોકો તથા જુદી જુદી પ્રજાનું મિશ્રણ વિચિત્ર તથા આશ્ચર્યજનક હતું. જુદી જુદી કોમોના પ્રતિનિધિઓ એક બીજાના ટોળામાં એટલા બધા ટેહેવાઈ ગયા હતા કે તેઓ એક બીજા સાથે અથડાતા હતા તથા કોઇપણ રીતે વિસ્મય પામ્યા વગર એક બીજાના રસ્તામાં આડા આવતા હતા. એક બાજુએ તેજ ભૂમિના દેશીઓ, વત્તા ઓછા ફીકા રંગના ચેહેરાવાળા હિંદુઓ તથા તરેહવાર પ્રકારના કલુંઠા રગના ચાકરો ફરતા હતા. બીજી તરફ વળી મગરૂર રાજકરતી કોમ હતી, તેમજ ઇરાનીઓ, આરબો તથા પશ્ચિમ તરફથી આવેલા તારતાર, આર્મીનિયનો અને યાહૂદીઓ તથા લાંબી ચોટલીવાળા અને મોટા પહોળા ભરેલા ઝભ્ભાવાળા ચીનાઓ ત્યાં દેખાતા હતા. વળી બીજી એક તરફ કેટલાક લોકો હતા જેને જોઈ **સિદ્ધ** ઘણોજ ચકિત થયો હતો; કારણ કે તેમના જેવાઓને તેણે અગાડી કોઇ વાર જોયા હતા નહીં. આ લોકોનો પોશાક ઘણો વિચિત્ર લાગતો હતો. તેમણે પીછાંવાળી, બાજુએથી પહોળી, પણ ટોચવાળી ટોપીઓ પહેરી હતી. અંગરખાને બદલે નાના જાડા ડગલા પહેર્યા હતા. તેમના પાયજામા પહોળા તથા મખમલના હતા. ઊંચી એડીવાળા ને વગર ચાંચના પગની ઘુંટી સુધીના જોડા તેમણે પહેર્યા હતા. તેમના ખભા ઉપરના રંગીન પટામાં બાંધેલી લાંબી સીધી તરવારો તેમના શરીરની એક બાજુએ લટકતી હતી. જે ધર્મગુરૂ પાદરીઓમાંનો એક થોડાજ વખત ઉપર શેહેનશાહની હજુરમાં જઈ આવ્યો હતો તેની સાથે તેઓ આ વખતે ફરતા હતા.

આ મોટા સમૂહમાં ઘણાકો પોતપોતાને જોઇતી વસ્તુઓ ખરીદ કરવા માટે આવેલા હતા, અને કેટલાક બાકીનાઓ ફક્ત આમતેમ ફરવાને તથા મોટા સમૂહમાં મળેલા ચિત્ર વિચિત્ર લોકોને જોવાની ખાતરજ આવ્યા હતા. અનેક વર્ગની તથા દેશની સંખ્યાબંધ સ્ત્રીઓ પણ તેમાં જણાતી હતી. તેમાં કેટલીકોએ સાદો પણ સુંદર અને રમણીય, તે દેશને યોગ્ય એવો, પોશાક પહેર્યો હતો. કેટલીકો ભપકાવાળા રંગબેરંગી ઇરાની પોશાકમાં હતી અને કેટલીકોનાં મ્હોં બુરખાથી તદન ઢંકાયલાં હતાં. તે ખરેખરા મુસલમાની રિવાજ પ્રમાણે પડદામાં રહેતી હતી અને ચાલતી વખતે તેમના શરીરનો કોઇ પણ ભાગ જણાતો નહોતો, પણ ફક્ત તેમના પગમાં પહેરેલી રાતી મોજડી તથા જે બુરખાથી આખું શરીર ઢંકાઈ જતું હતું તેના ઉપલા ભાગમાં રાખેલા બે ગોળ છિદ્રમાંથી ચકચકતી બે કાળી આંખો દેખાતી હતી. કેટલીકો પોતાના ઘર ધધાને માટે જરૂરની વસ્તુઓ ખરીદ કરતી હતી, અને કેટલીકો તો ફક્ત જુજ કિંમતના નજીવા પણ શોખના પદાર્થો પસંદ કરી લેતી હતી.

આ વિદેશી માણસો કોણ હતા એવું પોતાની પાસેથી જનાર લોકોને **સિદ્ધ** પુછવાની તૈયારીમાં હતો, એટલામાં પોતાના મિત્ર અને ઉપકાર કરનાર **ફૈઝીને** આવતો જોયો, અને ઉપલો સવાલ તેનેજ એણે પુછયો.

'તેઓ ફ્રાંક લોકો છે!' **ફૈઝીએ** જવાબ આપ્યો; 'અને તેમને ફીરંગી કહેવામાં આવે છે. તેઓ પશ્ચિમમાં આવેલા ઘણા દૂરના પ્રદેશમાંથી વેપારને અર્થે આવ્યા છે. વળી તેમની સાથે જે લોકો છે તેમના કહેવા પ્રમાણે જે ધર્મજ મનુષ્યના આત્માને તારે છે તે ધર્મમાં બીજાઓને વટલાવવાને તેઓ અહીં આવેલા છે.'

'અને પેલી બાજુએથી પેલા બે આવે છે તે કોણ છે?' **સિદ્ધે** પુછયું. 'તેઓ પણ એમનીજ મંડળીના છે કે? તેમના જેવાંજ આ લોકોએ કપડાં પહેરેલાં છે, પણ એમના ચેહેરા જરા વધારે સુંદર લાગે છે, અને એમની દાઢી વધુ રતાસ પડતી છે.'

'તેઓ પણ ફ્રાંક લોકો છે!' **ફૈઝીએ** જવાબ આપ્યો, 'પણ પહેલાની

૧૧

કોમના એ લોકો નથી. એ લોકો અંગ્રેજ * છે અને તેઓ ફીરંગીઓને હિંદુસ્તાનમાંથી કાઢી મુકવા પ્રયત્ન કરે છે, પણ હજી ફાવતું નથી. તેમ છતાં પણ આપણા શેહેનશાહે અને આપણા મોટ મોટા ગૃહસ્થોએ એમને સારો આવકાર દીધો છે.'

આ સમય પછી થોડા વરસમાં આ પશ્ચિમ તરફથી આવેલા મુસાફરોમાં ફૈઝી બીજાઓને પણ બતાવી શકત. તે લોકો અગરજો ફ્રાંકના સાધારણ નામથી ઓળખાતા હતા, તોપણ તદન જુદાજ હતા. પોતાનું તથા પોતાના શેઠ 'ઇસ્ટ ઇંડિઆ કંપનીના ડિરેકટરો'નું નસીબ અજમાવવાને **પીટર વાન ડર બ્રોએચી**ના† હાથ તળે આવેલા હોલંડર અને ઝીલંડર લોકો; જેઓ શરીરે ઘણા જબરા, કદાવર અને ખુસ મીજાજવાળા હતા તેમને **ફૈઝી** બતાવી શકતે. ઘણા વરસ સુધી હિંદુસ્તાનના બજારમાં અંગ્રેજો

---

* આ અંગ્રેજ લોકો **જોન ન્યુબરી** અને **રાલ્ફ ફીચ** વેપારીઓ, **વિલિયમ લીડસ** ઝવેરી અને **જેમ્સ સ્ટોરી** ચિત્રકાર એ હતા. અલેપ્પો અને ઓરમઝને રસ્તે તેઓ હિંદુસ્તાનમાં આવ્યા હતા અને ઓરમઝના ફીરંગી સુબાએ તેમને કેદી તરિકે ગોવે મોકલી દીધા હતા. **ટોમસ સ્ટીવન્સ** નામનો એક પાદરી જે અંગ્રેજ હતો ને વિલ્ટસાયરનો રહેવાસી હતો અને જેણે પછવાડેથી પોતાની મુસાફરીનો હેવાલ લખ્યો હતો તેનો ગોવામાં તેમને મેળાપ થયો. ડચ મુસાફર **લીનસ્કોટન**નો પણ તેમને મેળાપ થયો હતો. આ હકીકત સને ૧૫૮૪ના જાનેવારીમાં બની હતી-**સ્ટીવન્સ** તેમને માટે વચ્ચે પડયો અને તેની તરફથી તેમને ઘણી મદદ મળી. સને ૧૫૮૮ના સપટેંબર માસમાં તેઓ આગ્રે પહોંચ્યા અને ફતેહપૂર સીકરી પણ જોવાને તેઓ ગયા હતા. ત્યાથી ઇંગ્લંડ પાછા જવાને **ન્યુબરી** ઇરાનને રસ્તે મુસાફરીએ નિકળ્યો, **ફીચ** બંગાલમાં ગયો, અને ત્યાંથી પેગુ અને મલાક્કા જોઈ આખરે કોચીન અને ઓરમઝ જવા સારૂ સને ૧૫૮૯માં દરિયાને માર્ગે નિકળ્યો. **લીડસે અકબર**ના રાજમાં નોકરી લીધી અને શેહેનશાહ તરફથી તેને રહેવાનું એક ઘર મળ્યું તથા સારો પગાર કરી આપવામાં આવ્યો હતો. **ન્યુબરી**ને રાણી એલીઝાબેથે 'ઝેલાબદીમ એકબર' (અકબર તે મોટો જગતનો શેહેનશાહ) પર કાગળ આપ્યો હતો.

†**પીટર વાન ડર બ્રોએચી** સુરતમાં વલંદા લોકોની કોઠીનો અધ્યક્ષ હતો. પૂર્વ તરફના વેપારનું તથા અદલબદલ કરવાની જણસોનું એને ઘણું સારૂં જ્ઞાન હતું. **અકબરની** મેહેસુલ વગેરે બાબતોની એ સારી માહિતી ધરાવતો હતો, અને એ ઘણો વિદ્વાન માણસ હતો. **ડી લાઇટ** નામના હિંદુસ્તાન સંબંધી એક ગ્રન્થ લખનાર ઇતિહાસકર્ત્તાને ઘણીજ અગત્યની ખબરો એણે પૂરી પાડી હતી.

અને ફીરંગીઓ તેમને પોતાના ઘણા સમર્થ હરીફ ગણતા હતા; અને પોતાના જે કટ્ટા શત્રુઓને તેઓ યોગ્ય રીતે નહીં, તોપણ હસવામાં 'ગીજ' અથવા 'ગીજ સુગેર' કહેતા હતા તેમની સામે નેધરલાંડના વાવટાની કીર્ત્તિ હિંદુસ્તાનના સાગરમાં જાળવી રાખવાની યુક્તિઓ જાણનાર તરિકે તેઓ પ્રસિદ્ધિ પામેલા હતા. પણ હજી તેમનો વખત આવ્યો નહોતો. તેમનો બહાર થોડા કાળ પછી જણાવા લાગ્યો હતો.

**સિદ્ધ**ની પાસે થઇને બે અંગ્રેજો ચાલ્યા તે વખતે નવાસવા માણસ જોયેલા તેથી કદાચ સ્વાભાવિક, પણ ખરૂં જોતાં અવિવેક ભરેલી, વિસ્મયતાથી **સિદ્ધે** તેમની તરફ તાકી તાકીને જોયું. પણ એ લોકો માટે **સિદ્ધે** કંઇ પણ હકીકત સાંભળી નહોતી એટલે તેમને માટે એણે સેહેજ પણ માનની લાગણી દર્શાવી નહી; અને તેઓ નજર કરવા લાયક પણ નથી એવું **ફૈઝી**એ પણ ધાર્યું હોય એમ જણાયું.

'શ્રાપિત મગરૂર મુર લોકો !' ત્યાંથી જતાં તે બે અગ્રેજ બચ્ચામાંનો એક પોતાની ભાષામાં બબડયો. આ ગર્વિષ્ટ અગ્રેજો, ભવિષ્યની સેહેજ જેટલી પણ વાત જાણવા શક્તિમાન હોત, અને તેજ અગ્રેજોના વશજો એક દિવસ પોતાના દેશ તથા લોકો ઉપર રાજ્ય કરશે એવું આ ભારતવાસીએ ધાર્યું હોત તો વધારે લક્ષ આપી બેશક તેમની તરફ તેમણે નીધા કરીજ હોત. વળી જો કોઇએ પણ તેમને કહ્યું હોત કે આ અજાણ્યા પુરૂષો એમનીજ જાતિમાંથી પેદા થયેલા હતા અને 'સેમીટીક' જાતિના મૂળવાળા **સિદ્ધ**ના ઘણા મિત્રો કરતાં તેઓ વધારે નજદીકના સબધવાળા હતા, તો વધારે માન અને વધારે આદરભાવથી આ અંગ્રેજ બધુઓ ઉપર તેમની દૃષ્ટિ ઠરી હોત.

'આ બધા અણજાણ્યા પુરૂષો અહીં આવે છે તેથી આપણને કંઈ નુકસાન થતું નથી,' **ફૈઝી** બોલ્યો, 'પણ તેને બદલે આપણા વેપારને અને જુદા જુદા કળા કૌશલ્યને વધારે ઉત્તેજન મળે છે. વળી તેમને લીધે આપણામાં ઘણાક સારા ચિતારાઓ તથા બીજા કારીગરો મળી આવેલા છે. વિશેષતઃ તેમના પોતાના દેશ સંબંધી ઘણી હકીકતો આપણે તેમની તરફથી જાણી છે. તેમ છતાં પણ તેમના મનનું વલણ જણાય છે તેમ, અહીં આવી માલિક તરિકે વર્તવાનો તેમણે યત્ન કરવો જોઇએ નહીં.'

'એમજ હોય તો આપણે તેમને પાણીચું પકડાવી દેવું ઠીક છે,' **સિદ્ધરાજે** ટાપસી પૂરી.

---

# પ્રકરણ ૧૮મું.

## ધર્મની સભા.

'હું તમને ખાતરીથી કહું છું કે તે પ્રમાણે થોડા વખતમાં થશે. પણ હવે આપણી પોતાની વાત ઉપર આવીએ. તે દિવસે આપણે વાત કરી હતી તે મારા ઘોડાની તમે અજમાયશ કરી જોઇ?'

'ખરે મેં અજમાવી જોયો છે,' **સિદ્ધે** જવાબ આપ્યો, 'અને તેને જોઈ હું ઘણો ખુશ થયો છું. એ ઘણું સુંદર પ્રાણી છે!' એમ કહી **ફૈઝીના** ઘોડાનાં વખાણપર વખાણ તે કરવા લાગ્યો.

'ત્યારે તમે એને જોઈ સંતોષ પામ્યા છો? તે તમને પસંદ પડયો છે?' **ફૈઝી** બોલ્યો. 'હું એને તમારે તબેલે મોકલી દઇશ, તમારી મરજી પડે તો રાખજો. આવતી ચઢાઇમાં તમને એ ઘણો ઉપયોગી થઈ પડશે. તમારો પોતાનો ઘોડો ઘણો સુંદર અને સારી રીતે કેળવાયલો છે, પણ અમારા ઘોડા જેવા જોઈએ તેટલા મજબુત ઘણા થોડા હોય છે. હું તો તેના ઉપર કોઇકજ વાર સ્વારી કરૂં છું; કારણ હું કબૂલ કરૂં છું કે હું જરાક આળસુ બની ગયો છું અને તેથી વધારે શાન્ત પ્રાણી હું પસદ કરૂં છું.'

આટલો બધો માયાભાવ જોઈ મનમાં ઘણો ઉલ્લાસ પામી **સિદ્ધ** બોલ્યો, 'પણ આ તો ખરેખર ઘણી કિમતી બક્ષીસ છે, ને હું તે માટે લાયક નથી. આપનો ઘોડો ઘણો કદાવર અને બુનિયાત તથા જાતવાન આરબી ઘોડો છે અને એવા ઘોડા ઉપર મેં અત્યાર સુધીમાં કદી સ્વારી કીધી નથી.'

'મારા મિત્રને કંઈ પણ વસ્તુ હું આપું છું ત્યારે તે રાખવા જેવી અને હંમેશાં યાદ કરવા જેવી હોય છે તેજ આપું છું,' **ફૈઝી** બોલ્યો. 'હવે મારે તમને એક બીજી વાત કહેવાની છે. ગઈ કાલે સાંજના શેહેનશાહના મેહેલમાં એક સભા મળી હતી, તે સંબંધી તમને હું કહેવા માંગું છું. તે સભામાં તમે હાજર હોત તો ઘણી ગમત પડતે. આગળ પાછળ અડચણો તથા આફતો ઊભી થાય છે, છતાં પણ તત્વજ્ઞાન સંબંધી

તથા પારમાર્થિક મેળાવડો ભરવાનો શેહેનશાહને વખત મળ્યો હતો અને મન પણ થયું હતું. ગોવાથી ખ્રિસ્તી પાદરીઓ અહીં પાછા આવેલા છે તેથી આ વખતે એવા મેળાવડા માટે સારી તક મળી હતી. મેહેલના એક મોટા દિવાનખાનામાં સંખ્યાબંધ ઓલમાઓ તથા મુલ્લાઓ ગઈ કાલે એકઠા મળ્યા હતા. સ્વાભાવિક રીતે તેમાં **અબ્દુલ કાદર** તો હતાજ. વળી તેમાં જેસ્યુઇટો, એક યાહુદી, એક પારસી અને તમારા પહેલાના ગુરૂ **કુલુક**, જે અહીં આવેલા છે અને જેને તમે મળ્યાજ હશો, તે સઘળાઓ હાજર હતા. મારા ભાઇ **અબુલ ફઝલ** ત્યાં હાજર હતા અને મને પણ ત્યાં હાજર થવાનું માન ભરેલું આમંત્રણ હતું. આ તકરારમાં મે તમારા અસલના અનીશ્વરવાદી પદાર્થવિજ્ઞાન શાસ્ત્રનો પક્ષ લીધો હતો. **અકબર** તો જરા મારી તરફ ઢળતા હતા, અને **કુલુક** શાસ્ત્રાનુસાર બ્રાહ્મણોના વેદાંત મતનો પક્ષ ખેંચતા હતા. **અબુલ ફઝલ** સાધારણ મનુષ્યના હિતની વાત લક્ષમાં રાખતા હતા. તકરાર કરવામાં વારે ઘડીએ બૌદ્ધધર્મના અવિહિત મત **અબુલ ફઝલ** દર્શાવતા તે **કુલુક** બતાવી આપતા હતા. પણ ત્યાં આગળ કોઈ પણ બૌદ્ધધર્મી પોતાના પથનો બચાવ કરે તેવો હતો નહીં એમ કહી તે માટે બાથ ભિડતા નહોતા. તમે જાણો છો કે અહીં થોડાએક બૌદ્ધમાર્ગી છે પણ એવા મેળાવડામાં ભાગ લેવાને લાયક કોઈ નથી. ત્યાં આગળ જે તકરાર તથા વાદવિવાદ ચાલતો હતો તેમાં શેહેનશાહ ભાગ્યેજ સામેલ થતા હતા; એઓ તો ફક્ત બધી વાતો સાંભળતા હતા. ઘણું કરીને આ સઘળાં સભાપણુમાં ખરેખરૂં જાણવા લાયક તો એમાં જે આખર વખતનો દેખાવ થયો તે હતો. શરુઆતમાં તો સઘળી ચર્ચા અદબ અને મર્યાદાસર ચાલી. અમારા મુલ્લાઓ શાન્ત તથા ગંભીર હતા અને સેહેજસાજ બોલતા હતા. વાધરીઓની માફક મધુરતાથી સાદ કાઢતા પાદરીઓ કરતાં કોઈ વધારે નમ્ર ત્યાં જણાતા નહોતા. **મૈમોનીડીસ**ના * પથનો યાહુદીએ તેવોજ હતો; પણ તે ઘણોજ શાન્ત

---

*__મોઝીસ બેન મેઇમોન__ અથવા **મૈમોનીડીસ** એ યાહુદી રાબીઓમાંનો એક ઘણો પ્રખ્યાત પુરૂષ હતો. તેનો જન્મ સને ૧૧૩૩માં કોર્ડોવામાં થયો હતો. **એવેરોસના** હાથ તળે તે તત્વશાસ્ત્ર તથા વૈદકશાસ્ત્ર શિખ્યો હતો. તે

છતાં કંઈ ચિંતાતુર જણાતો હતો. પેલો પારસી પોતાની કલ્પનાશક્તિ ઘણી દોડાવતો હતો અને ઘણી વાર તેના બોલવાની બીજા સૌને સમજ પડતી નહોતી. તેનો વાદ ગુંચવાડા ભરેલો હતો. અમે તો અસલના તત્વશાસ્ત્રીઓ તરફથી મેળવેલા અથવા આરબો અને ઇરાનીઓ પાસેથી શિખી લીધેલા વિષય કે મુદ્દા વચમાં વચમાં અગાડી ધરતા હતા. પણ તે આ વાદ કરનારાઓને બરોબર રૂચતું હોય એમ જણાતું નહોતું. એવા કોઈ કોઈ તકરારી વિષય તથા પ્રશ્નોમાં વખત બેવખત સભા મંડળી ગુચવાઇ પડતી હતી. ધીમે ધીમે તેમનામાં જુસ્સો આવવા લાગ્યો; અને દલીલો બતાવવા ઉપરથી તેઓ પ્રતિજ્ઞા સહિત પ્રતિપાદન કરવા લાગ્યા. વધતાં વધતાં તેઓ એક બીજા સામે દુર્વચન બોલવાપર ઉતરી પડયા. આવાં દુર્વચન અવસ્ય કરીને મુસલમાનો અને જેસ્યુઇટો વચ્ચે ચાલ્યાં હતાં, અગરજો પ્રમાણમાં અમે કંઇ તેમાંથી બાતલ થયા નહોતા. આખરે શેહેનશાહ ત્યાં હાજર હોવા છતાં અમારા કાન બેહેર મારી ગયા એટલે દરજ્જે તેઓ બૂમો પાડવા અને શાપ દેવા લાગ્યા, ને ઘણીજ ગડબડાટ કરી મુકી. આ બધામાં મુલ્લાઓનો મુખ્ય ભાગ હતો: કેમકે તમે જાણો છો કે તેમને પોતાને વધારેમાં વધારે નુકસાન થયેલું તેઓ સમજે છે. આ બેવકુફી ભરેલો દેખાવ **અકબર** બેઠે બેઠે જોયા કરતા હતા અને તેમને મનમાં ઘણો સંતોષ થતો હતો તથા અદર અદર મારી તરફ જોઇ હસ્તા હતા. પણ અંતે આની હદ આવી. આવો દેખાવ પોતાની હજુરમાં ચાલ્યા કરે તે યોગ્ય નહીં એવું તેમને લાગ્યું. તેટલા માટે મારી તરફ ઇશારત કરી નામદાર શેહેનશાહ બોલ્યા "**ફૈઝી,** કેવી રીતની વર્તણુક ચલાવવી તે આ લોકો સમજતા નથી. તેમને માટે દરવાજા ખોલી નાખો. દરેક જણને

---

પોતાની પાછલી વયમા ઈજીપ્ત જઈ એકાંત વાસમાં રહ્યો; જ્યા ૭૦ વરસની ઉમ્મરે તે ગુજરી ગયો હતો. એનો મુખ્ય ગ્રન્થ 'મોરેહ નીબોચીમ' (ગભરાયલાનો શિક્ષક) નામનો છે, જેમાં ઓલ્ડ ટેસ્ટેમેન્ટમાં આવેલાં અઘરાં વાકયો, ઉપમા, અલંકાર વગેરેની સમજુતી આપી છે. યાહૂદી કાયદા સંબંધી એણે બીજા કેટલાક ગ્રન્થો કર્યા હતા અને પોતાના દેશીઓ માટે એલેકઝાંડ્રીયામાં એક પાઠશાળા સ્થાપી હતી.

પોતાના ધર્મના મત બરોબર સમજાવવાની મેં તક આપી ને તે ઉપરથી પોતાના વિચાર માટે વધારે મજબુત પુરાવો કોનો છે તેનો નિર્ણય કરવો મેં ધાર્યો હતો, પણ તેમણે શું કીધું ? બકારા પાડવામાં તથા એક બીજાને ગાળ દેવામાં હોશિયારી બતાવવાનાં દરેકે યત્ન કીધાં છે એટલુંજ, બાકી કંઈ નહીં. માટે આનો અંત લાવવો જરૂરનો છે !" "નેક નામદાર, આલમેપનાહ !" મે જવાબ આપ્યો, "તે સઘળાને વિદાય કરવા એ વધારે દુરસ્ત છે. બે જણા પણ રહેશે તો આ તકરારનો છેડો આવશે નહીં" **અકબર** શેહેનશાહ હસ્યો, પણ સઘળા શોરબકોરમાં પોતે શાન્તિથી જે બેઠક ઉપર બેઠા હતા તે ઉપરથી ઉઠી પોતાના ઉગ્ર સ્વરથી બોલવા માંડયું તે જોઇ આસપાસ સઘળા ચૂપ થઈ ગયા. 'ગૃહસ્થો, તમારી કૃપાથી તથા રમુજી તકરારથી આજે જે આનન્દમાં વખત ગાળ્યો છે તે માટે અમે તમારો ઉપકાર માનીએ છિયે. થોડી મુદતમાં એવી બીજી મુલાકાતની અમે આશા રાખીએ છિયે ને તેથી આજની આ સભા બરખાસ્ત કરવામાં આવે છે." એટલું કહી પોતે હાથની નિશાની કરી ત્યાંથી જવાની સઘળાને સૂચના આપી. તેમાંના ઘણાખરાઓ બબડતા બબડતા ત્યાંથી નિકળ્યા. અહા, **સિદ્ધ**, ગૂઢ અને સંદિગ્ધ વિષયો સબંધી તેઓ કંઇ જાણતા નથી, અને જેથી તેઓ જાણતા હોય તોપણ આબરૂ અને ફરજની ખાતર બજાવવાના કામમાં તેમને લેશભાર મદદ મળી શકે તેમ નથી, એવા વિષયોને માટે એક બીજાઓને આ પ્રમાણે શાપ દે અને ધિક્કારે એ કેટલું મુરખાઇ ભરેલું છે !'

'તમારા મતને હું મળતો આવું છું, અને વળી છેલ્લા જણાવેલા બે જણને સમજવા તો ઘણુંજ મુશ્કેલ છે;' **ફૈઝી**ના મનમાં હતી તે કરતાં પણ પોતે, જણાવેલી મુશ્કેલી સબંધી, વધારે જાણતો હતો તેથી નિશ્વાસ મુકીને **સિદ્ધે** જવાબ વાળ્યો.

'પણ વારૂ મને કહેશો,' **ફૈઝી** બોલ્યો, 'કે તમે અહીં શી રીતે આવી શકયા છો ? હું તો ધારતો હતો કે છાવણીમાં પડેલા લશ્કરને મળવા માટે તમે તમારા માણસ સાથે કૂચ કરી છે.'

'અમે નિકળ્યા તો હતા,' **સિદ્ધે** ખુલાસો કર્યો, 'પણ રસ્તામાં અમને બીજો હુકમ મળ્યો. અમારે કેટલાક દિવસ વધારે આગ્રામાં રહેવાનું છે અને તેથી હું ઘણો ખુશી થયો છું; કેમકે જેની મે ઘણી તારીફ સાંભળી છે તેવા શેહેનશાહના આજના જન્મોત્સવમાં ભાગ લેવાની મને તક મળી છે.'

આગ્રામાં વધારે રહેવાથી પોતાને ખુશી થવાનું બીજું પણ એક કારણ હતું તે જણાવવાની **સિદ્ધને** જરૂર લાગી નહીં.

'હા તમે ઠીક યાદ કરાવ્યું,' **ફૈઝી** બોલ્યો, દરબારને માટે રાજમેહેલમાં જવાનો વખત થયો છે. આજે બહાર ગામના એલચીઓની શેહેનશાહ દરબાર ભરી મુલાકાત લેવાના છે. મારી સાથે ચાલો અને તમારી પદવીના અધિકારીઓમાં તમે પણ બેસજો.'

# પ્રકરણ ૧૯મું.

## નજરાણાનો દરબાર.

દરબારમાં અગરજો એક કરતાં વધારે વાર **સિદ્ધ** ગયેલો હતો તોપણ રાજ્યાસનવાળા મોટા દિવાનખાનામાં જ્યાં શેહેનશાહ પોતે ક્યારના બિરાજમાન થયા હતા તેમાં **ફૈઝી**ની સાથે તે દાખલ થયો તે વેળાએ એના મનમાં જે અસર થઇ તે પહેલી વખતના જેવીજ ઘણી ચમત્કારિક હતી. ભપકાદાર સફેત સંગેમરમરના સ્થંભો તથા દિવાલો—જેમાં રંગ બેરંગી કાચ રત્ન વગેરે સુંદર રીતે જડવામાં આવેલાં હતાં, તથા નાજુક દેખાતી કમાનો, જેની વચ્ચે રેશમી તથા મખમલના પડદા લટકતા હતા, તે સઘળુ જોઈ **સિદ્ધ** ઘણું આશ્ચર્ય પામ્મો. વળી અત્યાર સુધીમાં એણે જોયેલી તેના કરતાં ઘણીજ મોટી તથા વધારે આબરૂદાર લોકોની સભા જોઈ તે અતિશય વિસ્મય પામ્યો. આ દરબાર મડપમાં ઉપરથી રોશની કરવામાં આવી હતી અને તેને એક છેડે કિમતી રત્નથી ઝગઝગતા તખ્ત ઉપર મહાન મોગલ શેહેનશાહ બિરાજેલો હતો. તેની બન્ને બાજુએ લાંબી હારમાં ઉમરાવો, પ્રધાનો, સરદારો, ઊંચી પદવીવાળા અમીરો અને તેમની પછી આસપાસના દેશોના એલચીઓ તેમના ચિત્રવિચિત્ર પોશાકમાં ઊભા હતા. તેમની અગાડી ઉતરતા દરજ્જાના અધિકારીઓ તથા કામદારો ઊભા હતા. તેમની સાથે પોતાના દરજ્જાને યોગ્ય જગ્યાએ **સિદ્ધ** જઇને ઊભો રહ્યો.

આ ક્રિયાનો મુખ્ય ભાગ નજરાણું આપવા લેવાનો હતો. એલચીઓ તથા બીજાઓ વારાફરતી શેહેનશાહની પાસે ગયા. તખ્ત પાસે જઈને તેઓ જમણા હાથથી નીચા વળી સલામ કરી શેહેનશાહ આગળ નમન કરતા હતા. પછી હુન્નર કળાના કિમતી પદાર્થો વગેરે તખ્તપર ચડવાનાં પગથિયાં નજદીક નજરાણાંમાં ભેટ કરતા હતા, અને શેહેનશાહ તરફથી બદલામાં તેમને પણ બક્ષીસો મળતી હતી. **એકવેવીવા** પણ મોગલ શેહેનશાહ પાસે ગયો અને તેના હાથમાં સુંદર બાંધેલું લેટિન ભાષામાં છાપેલું બાઇબલ હતું. **એકવેવીવા** ત્યાંના રિવાજ મુજબ શેહેનશાહ

આગળ તે મુકવા જતો હતો. પણ **અકબર** એકદમ તખ્તપરથી ઉઠી એક બે પગલાં અગાડી ગયો અને તે પાદરીને હાથે જાતે એ પવિત્ર પુસ્તક લીધું. 'પૂજ્ય પાદરી સાહેબ,' શેહેનશાહ બોલ્યો, 'આવા ઉમદા નજરાણા માટે અમે તમારો ઉપકાર માનીએ છિયે, અને અમને પૂરો ભરોસો છે કે અમારી તરફથી જે બક્ષીસ તમને આપવાની છે તે આપ તેટલીજ અમૂલ્ય ગણશો !' એમ કહી પોતાની પાસે ઊભેલા એક બ્રાહ્મણ પાસેથી એક મોટું અને સુંદર રીતે સુશોભિત કીધેલું હાથે લખેલું પુસ્તક લીધું અને નીચે મુજબ કહીને તે જેસ્યુઇટને બક્ષીસ આપ્યું:–' હિંદુસ્તાનના અમારા પવિત્ર પુસ્તકોમાંનો એક ઘણોજ જુનો ગ્રન્થ જે "**અથર્વ વેદ**" તેની આ એક નકલ છે; એની સાથે એનો ફારસીમાં તરજુમો પણ છે.'

ઘણાજ માન સાથે શેહેનશાહી બક્ષીસ **એકવેવીવા**એ સ્વીકારી. તોપણ ખરૂં જોતાં તે ખુશી થયો હતો કે કેમ તે બાબત કંઈ સંદેહ રહે તેવું હતું; અને એથી આગલી સાંજરે મળેલી સભાના કાર્યપર કંઈ ઇશારો હતો એવું એ સમજ્યો કે નહીં, એ પણ કોઇનાથી નક્કી કહી શકાય તેવું નહોતું; તેટલું છતાં પણ આ છેલ્લો ખુલાસો વધારે સભવિત હતો, કારણ કે પાછું બદલામાં વિવેકસર અપાય તેને માટે પોતાને કંઈ કંઈ વસ્તુઓ નજરાણામાં આપવામાં આવનાર છે તેની શેહેનશાહને પહેલાંથીજ હંમેશાં ખબર મળતી હતી. આ બનાવનો પાદરીના મનમાં ગમે તેવો વિચાર આવ્યો હોય, તથાપિ તે બનાવથી અસલ વિચારના બ્રાહ્મણો ઉપર કેવી અસર થઈ તેનુ અનુમાન કરવું મુસ્કેલ નહોતું. તે સઘળાનાં મ્હોડાં પર ગુસ્સો ચઢી આવ્યો હતો, તેમજ **અબ્દુલ કાદર** પણ પોતાનો ગુસ્સો ઘણીજ મુશ્કેલીથી દબાવી શક્યો હતો. બદલામાં જે બક્ષીસો આપી તેનો હેતુ શું તેની તેઓ અટકળ બાંધી શકતા નહોતા, અને આ પ્રમાણેની વર્તણુક છતાં ખ્રિસ્તીઓ સાથે કદીપણ ભાગ તે લેતો નહોતો એવું **અકબર** શી રીતે બતાવવાનો હતો ? તેમણે તો જાતે જોયું કે એક ખ્રિસ્તીને ખાસ પ્રકારનું માન આપવામાં આવ્યું છે. **અબુલ ફઝલ,** જે આ બાબત વધારે સારી રીતે સમજતો હતો, તેણે પોતાની ડોકી ધુણાવી,

કારણ કે બીજી બધી બાબતમાં માયાળુ અને ડાહ્યા **અકબરે** આ પ્રસંગે મુસલમાનોને પણ બિનજરૂરનું અપમાન આપ્યું અને નકામો તુચ્છકાર કીધો તેથી તે ચિડવાઈ ગયો હતો; તોપણ આગલી રાતે તેમણે અઘટિત વર્તણુક વાપરી હતી તે માટે તેઓ એવા માનનેજ પાત્ર હતા એ પ્રમાણે એણે કબૂલ કીધુ ખરૂં.

નજરાણાં લેવાની ક્રિયા પૂરી થઈ રહ્યા બાદ બહારના માણસોની મુલાકાત લેવામાં તથા નિમણુકો કરવામાં શેહેનશાહ થોડીક વાર રોકાયો. બીજાઓને બોલાવેલા તેમ આપણા **સિદ્ધને** પણ તેમણે બોલાવ્યો હતો.

'**સિદ્ધરામ** !' તે બોલ્યા, 'સારાં કારણોને લીધે અમે તમારાથી સંતોષ પામ્યા છિયે, ને તે ખરૂં છે એ બતાવવાને આજથી તમોને એક હજાર માણસના ઉપરી તરિકે મનસબદાર બનાવીએ છિયે. અમારો આભાર તમે માનો છો તથા અમોએ રાખેલો ભરોસો ખોટો નથી એવું જણાવવાને હમેશાં યત્ન કરતા રહેજો.'

રિવાજ પ્રમાણે કંઈપણ જવાબ આપ્યા વગર આ નવી માન ભરેલી કૃપા માટે આભાર માનવાની સૂચના તરિકે શેહેનશાહની આગળ **સિદ્ધે** નમન કર્યું. તે વેળાએ તેના ચેહેરાપર પુષ્કળ લોહી ચઢી આવેલું જણાયું. એ **અકબર**ના ભરોસાને લાયક ? શું લસ્કરમાં એક પણ એવો હતો કે તે એના કરતાં આવા માનને ઓછો પાત્ર હતો ? તોપણ કાસ્મીરમાં તેના વગની તથા તેની મદદની શેહેનશાહને ગરજ હતી એટલે ફક્ત ઉદાર દિલથી આ પ્રમાણે **સિદ્ધને** ઉંચી પદવીએ ચઢાવવામાં આવ્યો હતો એમ નહોતું; પણ બીજા ઘણા કારણો હતાં. તે જુવાન યોદ્ધાના મ્હોંપર જે ગભરાટનું ચિહ્ન આ વેળાએ જણાયું હતું તે, પોતાને ખુલ્લી રીતે અતિશય માન મળવાથી સમજી શકાય તેવા તથા વખાણુવા લાયક વિજયને લીધેજ હતું એવું **અકબરને** લાગ્યું; પછી ત્યાંથી જવાને માટે ઇશારો કરતાં **સિદ્ધની** તરફ માયાભાવથી તેણે જરાક ડોકી હલાવી.

---

# પ્રકરણ ૨૦મું.

## અકબરની તુલા.

સાલગિરીના આ દિવસના ઉત્સવને માટે વખત ભરાવા આવ્યો હતો. ઉત્સવની જગ્યા શેહેરથી થોડેક દૂર આવેલા એક મેદાનમાં રાખી હતી. તે ઉત્સવમાં ભાગ લેવાને દરેક મોહોલ્લામાંથી તથા દરેક રસ્તે ઉત્સાહ ભર્યા લોકોનાં ટોળે ટોળાં જતાં હતાં. લોકોએ જુદા જુદા પ્રકારના પોશાક પહેર્યા હતા, તેથી ત્યાં એક સુશોભિત દેખાવ નજરે પડતો હતો. કેટલાક પગે ચાલતા હતા અને કેટલાક ઘોડા ઉપર તથા શણગારેલા હાથી ઉપર સ્વારી કરી નિકળી પડયા હતા કેટલાક વળી આ ઉત્સવમાં સામેલ થનારાઓમાંથી જેમને મન થઈ આવે તેમને માટે દરેક જાતના ખાવાના પદાર્થો લઈ ઊંટ ઉપર બેસી જતા હતા. રાજમહાલયમાંથી નિકળતાંજ **સિદ્ધને પરવીઝ** મળ્યો. **સિદ્ધને** મળેલા નવા અધિકાર માટે **પરવીઝે** તેને મુબારકબાદી આપી. રાજમહાલય આગળથી **સિદ્ધ** તથા **પરવીઝ** લોકોના ઉમગી ટોળામાં સામેલ થઈ ગયા.

થોડેક ચાલતાં ગામગપાટા માર્યા પછી—

'અને હમણા તમારા કારભાર કેમ ચાલે છે,' **પરવીઝને** પુછ્યું.

'મારા ખાનગી કારભાર માટે તમે પુછો છો, નહીં વારૂ ?' હસીને **પરવીઝે** જવાબ આપ્યો. 'સામટી રીતે હાલ તો ઠીક ચાલે છે. મારૂં મન જેનાપર લાગેલું છે ને જેને મેં મારો દેહ અર્પણ કીધો છે તેની મુલાકાત તો હમણા હમણા ઘણી વાર થઈ હતી; અને અગરજો તે મુલાકાત છૂપી રીતે થઈ હતી તથાપિ તેના પિતા **ટોડર મલ** જાણે કંઈ જાણતા હોય એવું ધારવાને મને સબળ કારણ મળેલાં છે. આ કામ આટલું બધું સરસ તથા અલભ્ય લાભનું થયું તે મારા કાકા **ફૈઝીને** લીધેજ થયું એમ મને લાગે છે.' ધર્મિષ્ઠ **અબ્દુલ કાદર** કહે તેમ "અલ્લાહની એનાપર દુવા છે!" એમ કહી ભલો **પરવીઝ** જે સ્ત્રીને ચાહતો હતો તેની ખુબસુરતી તથા તેના ગુણનાં વખાણપર વખાણ ગાવા લાગ્યો. તે બાબત એને પોતાને

તો ઘણી ગમત આપનારી હતી, પણ એના સાથીને એટલો બધો આનન્દ ઉપજાવતી નહોતી. એ તો ગમે તેમ હતું તોપણ એકલા એજ વિષયપર વાત કરતા કરતા બન્ને મિત્રો ઉત્સવની જગ્યા આગળ આવી પહોંચ્યા. દરબારમાં જેવો ઉત્સવ જણાતો હતો તેવો અને તેવો ઉત્સાહ ભરેલો દેખાવ આ જગ્યાનો હતો. પણ અહીં આગળ રમુજ તથા ગમત વધારે જણાતાં હતાં. ઊંચા નીચા પણ વિશાળ મેદાનપર અસખ્ય નાના મોટા તંબુઓ ઊભા કરવામાં આવ્યા હતા. આ મેદાનપર નાનાં મોટાં ટોળાંની ગીરદી મચી હતી. ટોળાંમાં રગ બેરંગી પોશાકવાળા અગણિત લોકો આમતેમ ફરતા હતા. બધા કરતાં, કાળા શરીરવાળા, ચકચકતી કિમતી ઝાલરવાળા અને સુશોભિત કિમતી અંબાડીવાળા હાથીઓનો દેખાવ, ઘોડેસ્વાર તથા પગે ચાલનારાઓની વચમાં ઘણો મનોહર લાગતો હતો. બાજુનાં તથા માથાનાં લિલમથી જડેલાં સોનાનાં કવચથી શેહેનશાહના હાથીઓને શણગાર્યા હતા, અને એક સાધારણ માણસનું નસીબ ઝટ વારમાં ફરી જાય એટલું ધન તેમના મોટા શરીરપર આ વેળાએ જોવામાં આવતું હતું. આવા એક હાથી પર મોગળ શેહેનશાહ પોતે બેઠો હતો; તેનાપરથી પોતાના દરબારીઓ ઊભેલા હતા ત્યાં આગળ **અકબર** ઉતર્યો, અને તે દિવસની દબદબા ભરેલી ક્રિયા જ્યાં થનાર હતી તે જગ્યાએ તેમની સાથે ગયો. આ ક્રિયા એટલી નવાઇ જેવી તથા અસરકારક હતી કે તેનું વર્ણન કરવું અવશ્યે ઘટે છે. આવી ક્રિયાનો શો હેતુ હશે તથા તેથી શું લાભ થાય છે તેનો ખુલાસો જુદી જુદી રીતે આપવાનો ઘણાઓએ યત્ન કીધો છે પણ હજી સુધી તેનો ખરો ભાવાર્થ કોઇપણ ઇતિહાસકર્ત્તા સમજી શકયો નથી.

એક માણુસ ખુલાસાથી બેશી શકે એવો એક મોટો તથા મજબુત કાંટો એક ઊંચી જગ્યાપર ટાંગ્યો હતો. તેના એક ત્રાજવામાં સોનું, રૂપું અને કિમતી જવાહિર ભર્યું હતું, અને બીજું હવામાં ઊંચું ખાલી રાખેલું હતું. આજુબાજુએથી એકઠા મળેલા પોતાની પ્રજાના હજારો ને લાખો લોકોની સમક્ષ આ વેળાએ શેહેનશાહ બીજા ત્રાજવામાં બેઠો. તે જગવિખ્યાત તથા કીર્તિમંત મોગલ પાદશાહનું વજન બરોબર થયું ત્યાં સુધી તેની સામેના ત્રાજવામાં વધઘટ કરવામાં આવી. વળી જહાહિર, સોનું, રૂપું

વગેરે કિમતી વસ્તુઓનો સારો જથ્થો તે ત્રાજવામાં મુકવો પડ્યો હતો. દિલગીરીની વાત એટલીજ હતી કે ફરજ, પ્રતિષ્ઠા, આસ્થા તથા સઘળી સારી અને મનોહર ચીજોને માટે આસક્તિ, એના જેવી વસ્તુઓ તે ત્રાજવામાં મુકી શકાય એમ નહોતું. તેમ થઇ શકે તેવું હોત તો ખરેખર **અકબર** શેહેનશાહની સામેના કાંટામાં વધારે મુકવું પડત નહીં. આ પ્રમાણેની તુલા થઇ રહ્યા પછી શેહેનશાહ ધીમે રહી ત્રાજવામાંથી બહાર નિકળ્યો અને સોનું, રૂપુ વગેરે ટોળે મળેલા લોકોમાં વહચી આપવામાં આવ્યું. છેવટે શેહેનશાહ તેની આસપાસ ઊભેલા દરબારી વગેરેમાં ભળી ગયો તથા નજદીક ઊભા રહેલા લોકોમાં સોનાનાં નાનાં નાનાં ફુલો તથા ફળો ઉડાવવા લાગ્યો અને કોઇ કોઈ સાથે માયાભાવથી તથા સ્નેહથી સેહેજસાજ વાતો કરતો. હતો વળી **અકબર** શેહેનશાહ એક મોટો અને સમર્થ રાજા છે એટલુંજ નહીં, પણ ઘણો ઉદાર દિલવાળો છે અને પોતાની મોટાઈ વધે તે કરતાં પોતાની પ્રજાનું ભલું થાય તેવાં કૃત્યો કરવામાં તે વધારે આતુરતાવાળો છે, એવી ખાતરી આ ઉપરથી ઘણાઓને થઇ હતી.

તે દિવસની આ અગત્યની અને દબદબા ભરેલી ક્રિયા થઇ રહ્યા પછી ખરેખરો સમારંભ શરૂ થયો. અસંખ્ય જોનારાઓને જુદા જુદા પ્રકારની ગમત ત્યાં મળવા લાગી. એક બાજુએ જાદુગરો વગેરે પોતાનો હુન્નર દેખાડતા હતા અને કસરતના જુદા જુદા ખેલ કરી બતાવતા હતા. બીજી તરફ એક સરખા સૂરવાળુ ગાયન ગાતી તથા ધીમે ધીમે પગલાં મુકતી નૃત્ય કરનારીઓ નૃત્ય કરવામાં ગુલતાન જણાતી હતી; અને તેથી દૂર વળી ઘોડેસ્વારો પણ જોશમાં ઘોડાઓને દોડાવતા દોડાવતા પોતાના લાંબા ભાલાના એક છેડાવતી ભોંયપરથી કડીઓ ઉંચકી લેતા હતા. આ ઉપરાંત, જેઓ હિંદુસ્તાનમાંજ ખાસ માલમ પડે છે તથા ધર્મને બહાને પોતાની દેહને કષ્ટ આપે છે એવા બે પુરૂષો અચંબો ઉપજાવે તેવા પણ ભયંકર દેખાવો બતાવતા એક જગ્યાએ જણાતા હતા. તેમની પીઠમાં ભેરવેલા એક લોઢાના હૂકને આધારે જમીનથી વીસ ફીટ ઊંચે તેમને એક આડા લાકડા પર દોરડાંથી લટકાવીને ટંગાવી રાખ્યા હતા. આગ્રા શેહેરમાં આવા દેખાવો ઘણા દુર્લભ હોય છે, અને તેથી ઘણા માણસોનું ધ્યાન તે તરફ ખેંચાયું

હતું. સિદ્ધે એવા ખેલ ઘણા જોયા હતા તેથી તે બેદરકાર હતો, પણ પરવીઝ ઘણીજ ઇંતેજારીથી તે જોવા ઊભો રહ્યો.

'આ લોકોને આ શું ગાંડું લાગ્યું હશે ?' પરવીઝે પોતાના મિત્રને પુછ્યું. 'ધર્મની જનુનથી તેઓ આ પ્રમાણે કરે છે એમ કહેવામાં આવે છે; પણ જો એમજ હોય તો આવા ભયાનક ખેલો બતાવવાને જાહેર ઉત્સવ તથા આનન્દના દિવસો તેઓ કયાંથી પસંદ કરે છે ? એ કંઈ સંતોષકારક દેખાવ નથી. પણ એને કંઈ દુઃખ થતું ન હોય તેવી રીતે નિરાંતે ઊભેલો હોય તેવો તે કેમ જણાય છે એ હું સમજી શકતો નથી.'

'કદાચ હું તમને તેની સમજ પાડી શકીશ,' સિદ્ધ બોલ્યો. 'આપણી નજર આગળ જોઇએ છિયે તેવાં દેહકષ્ટનાં કામોને આપણા ધર્માંધ પુરૂષો પુણ્યનાં કાર્યો તથા સ્વર્ગ મેળવવાનાં સાધન તરિકે ગણે છે એ તમે જાણતા તો હશો; વળી એવા પ્રાણત્યાગીઓપર દૃષ્ટિ નાખનારા અને તેમને પૈસા આપનારને તેમના પુણ્યમાં ભાગ મળે છે એવું કહેવાય છે. તેથી લોકો જેમ વધારે વેહેમી હોય તેમ તેમને વધારે ફાયદો થાય છે. પણ તેમના હુન્નરની કુચી બરોબર રીતે જણાયેલી નથી—અગરજો હું ધારૂં છું કે તે શી રીતે થાય છે તેની અટકળ બાંધી શકાય એમ છે. મારા સમજવા પ્રમાણે તો ખરી વાત આમ છે: અગરજો સ્ત્રીઓની મોહિનીમાં તેઓ કદી ફસાતા જણાતા નથી તોપણ હંમેશાં તેમની સાથે સ્ત્રીઓ રહે છે; તમાશાને આગલે દિવસે આસરે બાર ચૌદ કલાક સુધી આ સ્ત્રીઓ તેમને ખભાના હાડકાંની વચ્ચેના ભાગમાં ચિમટી દે છે એટલે તે ભાગ જાણે બેહેર મારી જાય છે; અને તેથી કંઇ પણ લાગ્યા વગર તેમાં હૂક ભેરવી શકાય છે.'

'આ તો ઘણી અજાએબ જેવી રમુજ છે !' પરવીઝ બોલ્યો.

'હા તેમ છે ખરૂં, અને તેની સાથે કંટાળો આપે તેવી પણ રમુજ ખરી. વેહેમને લીધે એને ગમે તેવા પ્રકારનું ઉત્તેજન મળતું હશે, પણ આબરૂદાર બ્રાહ્મણો તો એવા તમાશાને ધિક્કારે છે ! પણ તમે કંઇ કહેતા હતાની કે અહીં હાથી તથા જંગલી પશુઓની સાઠમારી થવાની છે ?'

'બેશક તે થનાર છે. જુઓ પેલો વાવટો દેખાડવામાં આવે છે તે ઉપરથી લાગે છે કે તે હવે શરૂ થશે. ચાલો આપણે તે બાજુએ જઈ કોઈ નિર્ભય જગ્યા પસંદ કરી ઊભા રહીએ.'

તેમને જગ્યા મળવામાં મુશ્કેલી પડી નહીં, કારણ કે દોરડાં બાંધી ઘેરી લીધેલી જગ્યાની અંદર બન્ને મિત્રોને તેમની પદવીને લીધે જવા દીધા, અને સાઠમારી થવાની હતી ત્યાં આગળ તેમને બેસવાની જગ્યા મળી. અગડનો આખો ભાગ જ્યાંથી દેખાય એવી જગ્યાએ **અકબર** શેહેનશાહ બિરાજેલો હતો અને તેની આસપાસ પોતાના સઘળા દરબારીઓ અને કારભારીઓ બેઠા હતા. સઘળાઓ પોત પોતાની જગ્યાએ બેઠા કે થોડી વારમાં સામસામી બાજુએથી અગડની અંદર લડનારા હાથીઓ દાખલ થયા. દરેક હાથીના શરીરપર કિમતી ઝુલો નાખી હતી અને પછી બીજી કંઈ તૈયારી કરવાની નહોતી, એટલે બન્ને ગંજાવર પ્રાણીઓ એક બીજાની સમીપ આવી પહોંચ્યા કે તરતજ સુસવાટા મારતા દરેક પોતાના પાછલા પગપર ઊંચા થઈ પોતપોતાની સૂંઢથી બીજાને પકડતા હતા તથા પોતપોતાના દતુશળથી સામા દુશ્મનને મારવાનો યત્ન કરતા હતા–આટલું છતાં પણ તેના મહાવતો કોઇ કોઇ વાર તે પ્રાણીઓની કાનની પાછળ પોતાના ઘુંટણ રાખી તેને બાઝી રહેતા હતા, અને કોઇ કોઇ વાર હાથીપર નાખેલાં કપડાંપર બાંધેલા દોરડાને હાથે વતી પકડી રાખતા અને પોતાની જગ્યા છોડતા નહોતા. કેટલીક વાર સુધી બન્નેની સામસામી લડાઈ ચાલી અને વારાફરતી એક બીજાથી ડરી દૂરના દૂર રહેતા હતા. આખરે તેમાંનો એક લડાઈમાં ભોંયપર પડ્યો કે તરતજ ઘણી ચપળતાથી તેનો મહાવત જમીનપર કુદી પડી ઊભો થયો, અને જીતનાર હાથીના મહાવતે તેના હંમેશાં ખુલ્લા રાખેલા કાન પછવાડેના ઘામાં અંકુશ માર્યા અને તેના પડેલા દુશ્મનને કંઇપણ ઇજા કર્યા શિવાય પાછો હઠાવ્યો. શેહેનશાહે મોટેથી શાબાશી આપી કે તરતજ તેના દરબારીઓ તથા ચાકર નફરોએ પણ તે પ્રમાણે કીધું; અને પછી ધીમે ધીમે તેમની હજુરમાંથી તે હાથીઓને બહાર લઇ જવામાં આવ્યા.

'આવી હાથીની સાઠમારી **અકબરને** ઘણી પસંદ પડતી હોય એમ લાગે છે,' **સિદ્ધે** પોતાના મિત્રને રસ્તે ચાલતાં ચાલતાં કહ્યું.

'હા, ક્યાં મનુષ્ય કે ક્યાં પશુની કોઇપણ બાબતમાં હિંમત તથા ચપળતા જોવામાં આવે તો તે **અકબરને** પસંદ પડે છે,' **પરવીઝે** જવાબ આપ્યો. 'તમે જાણો છો કે તે પોતે ઘણો જોરાવર છે અને હથિયાર વાપરવામાં કોઇ દહાડો હડે તેવો નથી. વળી લડાઇમાં તથા શિકારમાં તેની હિંમત એવા પ્રકારની છે કે કોઈ તેને ઉદ્ધતપણું પણ કદાચ કહે. ભયથી દૂર જવાને બદલે તે તેની સામે ધસ્યો જાય છે અને જુસ્સો ખરેખરો પ્રદિપ્ત થાય છે ત્યારે એના સરદારો તથા શિકારના સાથીઓને કેટલીક વાર તોબાતોબા પોકરાવે છે. એના સાહસ કર્મની વાતો તો તમે સાંભળી હશેજ. બેશક તેમાંની કેટલીક વધારીને કહેવામાં આવેલી છે, તોપણ **ફૈઝીના** કહેવાપર તો તમે વિશ્વાસ રાખશો. એ શેહેનશાહ સાથે ઘણી વાર હાજર હોય છે, તેથી એકાદ નવરાસને દિવસે તે તમને સઘળી હકીકત કહેશે.'

આ પ્રમાણે વાતો કરતા કરતા તેઓ આસપાસ બધે ફર્યા અને જેટલું જોવાનું હતું તે સઘળું જોઇને શેહેર તરફ પાછા વળ્યા. તેટલામાં એકાએક **સિદ્ધ** અચંબો પામી સ્તબ્ધ થઈ ગયો; એક ઘણા ભપકાદાર સાજ તથા ઝુલવાળા હાથીની અંબાડીપર અનાયાસે તેની દૃષ્ટિ પડી અને રેશમી ગાદીપર ટેકવીને બેઠેલી બીજી એક બે સ્ત્રીઓ સાથે જે સ્ત્રીને એણે જોઇ તે **રીઝીયા** શિવાય બીજું કોઇજ નહોતું એમ એને નક્કી લાગ્યું; રત્નજડિત તેનો પાતળો બુરખો એક બાજુએ ખસેડવામાં આવ્યો હતો, એ વાતમાં કંઇ સંદેહ જેવું જણાતું નહોતું. વળી તેની પાસે તેની જાણીતી દાસી પણ હતી. જે સ્ત્રી એકાંતમાં રહેતી હતી ને કોઇની પણ દૃષ્ટિ તેનાપર પડે નહીં તેની સાવચેતી રાખતી હતી, તે સ્ત્રી આ જગ્યાએ શા માટે આવી હતી? તે પણ વળી **સિદ્ધ** લશ્કરની સાથે કૂચ કરી ગયો છે એવું તે જાણતી હતી તેમ છતાં અહીં આવવાનું કારણ શું? શું તેણે

તેની સાથે પ્રપંચ તો રચ્યો નથી ? અથવા તેને જણાવેલું તે નામવાળી સ્ત્રી તે ન હોઈ કોઇ બીજીજ સ્ત્રી તો નથી ?

**રીઝીયા**, જેણે પગે ચાલનારામાં **સિદ્ધ**ને જોયો નહોતો, તેની તરફ આંગળી કરી, બની તેટલી શાન્તતા તથા બેપરવાઇથી પોતાના સોબતીને **સિદ્ધે** પુછ્યું, 'પેલી સ્ત્રીને તમે ઓળખો છો વારૂ ?'

'જે ઓરતે પોતાનો બુરખો એક બાજુએ ખસેડેલો છે, અને જેની પાસે મોરપીછનો પખો ઝાલી એક દાસી બેઠી છે તે ઓરત માટે તમે પુછો છો કે ?' **પરવીઝે** મજાકમાં સવાલ કીધો. 'બેશક હું તેને ઓળખું છું, અને તમે તેને ઓળખતા નથી એ અજાએબ જેવું છે. તોપણ હાલ થોડા દહાડા થયા તે કવચિતજ બહાર નિકળે છે. તે ઓરત–' આ વખતે **પરવીઝે** જે નામ દીધું તે સાંભળી આપણા મિત્રને એવો તો આકસ્મિક ક્ષોભ થયો કે તેવો તેની આખી જિન્દગીમાં કદી થયો નહીં હશે; અને જાણે પોતાના ઉત્તર દેશના પર્વતોમાં એક ઊંચા ઢોળાવના કિનારાપર ઊભેલો હોય, ત્યાં એકદમ એને તમ્મર આવ્યાં હોય, અને નીચે આવેલા અગાધ ખાડામાં પડયો હોયની શું, તે પ્રમાણે એને લાગ્યું. 'તે ઓરત,' **પરવીઝ** બોલ્યો, 'કોણ છે તે બાબત બેશક તમે સાંભળ્યું તો હશેજ–એ **ફૈઝીની** બેગમ, **ગુલાબદાન** છે.'

---

# પ્રકરણ ૨૧મું.

## નવો વેહેમ.

**સિદ્ધ**ની આ વખતની વિચિત્ર વૃત્તિથી ઘણો વિસ્મય પામતા **પરવીઝે** તેને પુછ્યું, 'તે ઓરતનું નામ સાંભળી તમારા મનપર કેમ કંઈ આટલી બધી અસર થઈ ગઇ છે ? **ગુલાબદાન**ને પહેલીજ વખત જોતાં તમો મોહવશ તો થઇ ગયા નથી ? સમાલજો ભાઈ સાહેબ ! એમ કરવાની હું તમને સલાહ આપતો નથી. **ફૈઝી** માણસ તો ઘણો ભલો છે, પણ એમની બેગમની વાત આવે તેમાં કંઇ એમની ભલાઈ રહે નહીં, કારણ તેનાપર એ ઘણોજ તુષ્ટમાન છે !'

પોતાથી બન્યું તેટલું સાવધપણું ધારણ કરી **સિદ્ધ** બોલ્યો, 'એ તો એ નામ સાંભળી પહેલાંની એક વાત મને એકાએક યાદ આવી તેથી આમ થયું હતું, બાકી **ફૈઝી**ની બેગમને લીધે મારી વૃત્તિ બદલાઈ નહોતી.'

'ત્યારે તો ધાર્યું સારૂં,' **પરવીઝે** જવાબ વાળ્યો; અને પછી બન્ને જણા મૂગા મૂગા અગાડી ચાલ્યા.

એકલા ક્યારે પડાય-**પરવીઝ**થી જેમ બને તેમ જલદી છુટા પડાય, એવાજ વિચાર આ વેળાએ **સિદ્ધ**ના મનમાં ઘુંટાયા કરતા હતા, માટે આમ તેમ આંટા મારતાં પોતાના એક માણસને જોઇ તે બોલ્યો, 'મને જરા માફ કરજો. મારે સેહેજ પેલા માણસને હુકમ આપવાનો છે, તેથી રજા લઇશ. બેશક આજે આપણે બન્ને ભેગા થયા તેથી ખૂબ ગમત પડી છે ને તમારો મારાપર બહુ ઉપકાર થયો છે.' એમ કહી જલદીથી **પરવીઝ**ને સલામ કરી પેલા સ્વારને પોતાના તરફ આવવાની સૂચના કરી, નોકરીના સંબધની કેટલીક વાતો તેની સાથે કરવા મંડી પડ્યો. પણ **પરવીઝ** તેની નજરથી દૂર થયો કે તરતજ તેની સાથે થતી વાત એણે બંધ પાડી દીધી. ત્યારપછી પોતે એકલો એમનો એમ અગાડી ચાલ્યો ગયો; ને તે ક્યી બાજુએ જતો હતો તેનું પણ એને ભાન રહ્યું નહોતું. એ જાણે દારૂના

ઘેનથી ભ્રમિત થઈ ગયો હોય તેમ વિચાર કર્યા કરતો દેખાયો. **ગુલાબદાન? ફૈઝીની** બેગમ ? વળી કંઈ કાવતરૂં ! અગરજો તે અણજાણપણામાં થયેલું છે તોપણુ તદ્દન અધમ પ્રકારનું છે. કાવતરૂં તે કોની સામે ? આગ્રા શેહેરમાં કોઈ ઓળખાણ નહોતી તે વેળાએ ઘણાજ માન મમતા અને માયાથી જે પુરૂષે એને આવકાર આપ્યો હતો, હંમેશાં શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ મિત્ર તરિકે જે માણસપર એને વિશ્વાસ રાખવાનું કારણ મળ્યું હતું, અને વળી એના જેવી પદવીવાળા નોકરને સારા સહાયા વગર મળેલા નહીં તેવા મોટા અધિકાર અને હકો જે માણસે એને અપાવવામાં સારી મદદ કીધેલી તે માણસનીજ સામે કાવતરૂં ? વળી એના જેવા અયોગ્ય નોકરપર નહીં ધારેલા એવા ઉપકારપર ઉપકાર જે શેહેનશાહે કીધા છે તે શેહેન-શાહની સામે કાવતરૂં ! એક વખત જેને દેહ અર્પણ કીધેલો અને જેને વચન આપેલું એવી સ્ત્રી સામે કાવતરૂં ! અને હાય ! નિર્લજ વિશ્વાસઘાત ! આ સઘળું કોની ખાતર ! ફક્ત એક સ્ત્રી જેણે એને છળ દીધો હતો, અને જેને એણે ધિક્કારવીજ જોઇએ–તોપણુ બીજી સઘળી વસ્તુ હલકી ગણી જેના ઉપર હંમેશાં એણે પ્રીતિ રાખવીજ પડે એવી એક સ્ત્રીનીજ ખાતર. હવે શું કરવું ! પ્રતિષ્ઠા અને ફરજ મોટી ગર્જનાથી ફરમાવે છે કે નાશી જવાથી, એકદમ નાશી જવાથીજ ફક્ત તેનું રક્ષણ થઇ શકે. ઢીલ કરવાથી તે એક અગાધ ખાડાની કોરણપર પાછો અટકી પડશે એવું એ સમજતો હતો, તથા એવું તેને લાગ્યું હતું. પણ કોઇપણ જાતની તૈયારી કીધા વગર–કોઈ રીતે તેને ખુલાસો કીધા વગર–તે સ્ત્રી જે અબળા છતાં હજી સુધી તેને ચાહતી હતી અને તે જો કદાચ એને આડે રસ્તે લઈ ગઈ તોપણુ પોતાની પ્રતિષ્ઠાનો અને ફરજનો તેણે ભોગ આપ્યો હતો તે સ્ત્રીને આમ એકાએક શું છોડી દેવી ? એમ કરવું શું વાજબી ગણાશે ? તે શું ઉચિત કહેવાશે ? એ પ્રમાણે કરી શકાય કે તેવો સંભવ પણુ કંઈ હતો ખરો ?

આવા આવા અનેક તર્ક વિતર્ક કરતો બહાર શું છે ને શું થાય છે તથા તે ક્યાં જાય છે એનો કંઇપણુ ખ્યાલ ન રાખતાં **સિદ્ધ** ઘણા વખત સુધી અગાડીને અગાડી ચાલ્યોજ ગયો. આખરે તેણે પોતાની

આસપાસ જોયું ત્યારે માલમ પડયું કે શેહેરથી તે બહુ દૂર નહોતો, અને **રીઝીયા**–વીતી ગયેલા આનન્દી દિવસની **રીઝીયા**ના મુકામ નજદીક તે આવી પહોંચ્યો હતો. આ વેળાએ વળી એને યાદ આવ્યું કે તે મુકામ **ફૈઝી**ના શેહેર બહારના બગલાની અડોઅડ આવેલો હતો. સંધ્યાકાળનો વખત વીતી ગયો હતો. તે બાગની દિવાલ પાસે આવવાનો અને જાણીતી નિશાની આપી દાસી મારફત અંદર દાખલ થવાનો તેનો હંમેશનો વખત આજ હતો. માટે એક વાર ફરીથી તે દિવાલ પાસે થોડીક ક્ષણમાં આવીને ઊભો, અને સાંકેતિક ચિહ્ન કર્યાથી બારણું ઉઘાડવામાં આવ્યું કે **સિદ્ધ** જલદીથી અંદર ગયો.

**રીઝીયા**, અથવા ખરૂં કહીએ તો **ગુલાબદાન**, આ સમયે ઓટલા આગળ ગાદી નાખી સ્વસ્થપણે આરામ લેતી હતી. તેના મનમાં તો એમ હતું કે **સિદ્ધ** લશ્કરની સાથે સામેલ થવાને ગયેલો છે. તે તેનો કઇ પણ વિચાર કરતી નહોતી. જે માણસ કેટલાએ કોસ દૂર હશે એવું તે ધારતી હતી તે માણસ એકાએક તેના ઓરડામાં ધસી આવ્યો તેવી તે સ્તબ્ધ થઇ ગઇ !

'કેમ વારૂ–કઇ–**સિદ્ધરામ** ?' એકદમ ચોંકીને ઊભી થઈ તે ગેં ગે ફેં ફે થતી બોલી ઉઠી, 'હું તો ધારતી હતી કે તમો ગયા છો.'

'**રીઝીયા, ગુલાબદાન** ?' જાણી જોઈ સ્વસ્થપણું ધારણ કરીને **સિદ્ધ** બોલ્યો; 'હવે મેં તમને બરોબર ઓળખ્યાં ! મને તમે દગો દીધો છે, તે સાથે જે પુરૂષે મારાપર આટલા બધા ઉપકાર કીધા છે તેને પણ તમે દગો દીધો છે. હું તમને છેલ્લી સલામ કરવાજ આવ્યો છું. પ્રતિષ્ઠા મને જવાને ફરમાવે છે, પણ હું જાણું છું કે નાશી જવા શિવાય મારાથી તેમ કરી શકાય તેમ નહોતું. આવતી કાલે કે સાંજે હું આગ્રા છોડી જવાનો છું, ને ફરીથી આ નગરમાં કદી આવનાર નથી તથા તમારૂં મ્હોં કદી જોનાર નથી.'

એક ક્ષણમાં, **સિદ્ધ** સઘળું બોલી રહ્યો ત્યાર પહેલાં, **ફૈઝીની** બેગમ સઘળી વાત ચેતી ગઇ. તેની ટુકડી લઇને **સિદ્ધરામ** બહાર ગયો છે એવી ખાતરી થઇ હતી તેથી તે મોટા ઉત્સવમાં ખુલી રીતે ન જવાનું, તથા બુરખો પહેરીને બેસવાનું **ગુલાબદાનને** કંઈ કારણ જણાયું નહોતું. તે અરસામાંજ **સિદ્ધે** તેને જોઇ હશે, તથા તેને ઓળખી કાઢી તેનું ખરૂં નામ તપાસ કરી મેળવ્યું હશે. જે કામ બન્યું હતું તે એવું સ્પષ્ટ હતું કે તે માટે કંઇપણ ખુલાસાની જરૂર નહોતી અને વળી સવાલ પુછવા ને ખુલાસા આપવા એ આ સ્ત્રીની કામ સાધવાની યુક્તિથી વિરૂદ્ધ હતું. તેણે એક દાવ રચ્યો. પોતાની નમ્રતા ભરી આંખથી આજીજી કરતી હોય તેવા ચેહેરાથી પોતાના બે હાથ જોડી ક્ષમા માંગતી હોય તેવી રીતે તે ઊંચા કરી તેની તરફ એકી દૃષ્ટિએ તેણે જોયું. પછી તે લથડવા લાગી, અને એક પણ શબ્દ બોલ્યા વગર તકિયામાં મ્હોડું સંતાડી ગાદી ઉપર પાછી પડી.

કેટલીક વાર સુધી **સિદ્ધ** તેની તરફ એમને એમ જોઈ રહ્યો—જે ક્ષણે એણે નિશ્ચય કીધો કે **ગુલાબદાનનું** મ્હોં ફરીથી કદી જોવું નહીં, તેજ ક્ષણે પહેલાં કદી ન જોયેલી, એવી સુંદર તથા અવર્ણ્ય કાન્તિવાળી **ફૈઝીની** બેગમ દેખાઈ અને આ છેલ્લી મુલાકાત વખતની અસર એનાપર હમેશને માટે થયેલી રહેશે એવું એને ભાસ્યું.

'જા, જા, એકદમ !' એક ગેબી સ્વરે એને કાનમાં જણાવ્યું, 'હવે કંઈ વધારે વાત ન કર, સલામ કરવાને વધારે ન રહે, નહીંતર જે મોહિનીની અસર તારાપર થવા માંડી છે તેમાંથી છુટવું તને ઘણું ભારી થઇ પડશે.'

ત્યાર પછી તે સ્ત્રીએ પોતાના માથાની આસપાસ ચોટલો છુટો થઈ વિખરાયેલો હતો તેને એકઠો કરી પાછળ નાખી ધીમે ધીમે પોતાનું માથું ઊંચું કીધું, અને ભર ઊંઘમાંથી કે મૂર્ચ્છામાંથી કોઈ જાણે જાગૃત થતું હોય તેમ પોતાના મ્હોંપર હાથ ફેરવ્યો. '**રીઝીયા**,' **સિદ્ધ** બોલ્યો, 'એક વાર ફરીથી તે નામે બોલાવવા દે. મને લાગ્યું કે એક શબ્દ પણ તને કહ્યા વગર

તથા તને જણાવ્યા વગર છોડી દેવી તે આબરૂ ભરેલું ગણાય નહીં. પણ આ વિયોગ મને હંમેશાં સાલ્યા કરે તેવું કર નહીં. હવે છુટાં પડયા વગર છુટકો નથી. એ મારા વિચાર સાથે તમે મળતાં આવશો એમ હું ધારૂં છું. અજાણતામાં મે ઉપકારનો બદલો અપકારથી વાળ્યો છે, અતિશય સત્કાર મને મળેલો તેના બદલામાં મે અધમ પાપ કીધું છે અને ખરેખરી મિત્રાચારીમાં હલકામાં હલકી કૃતઘ્નતા દાખવી છે; એવું આચરણ જારી રાખવું એ મોટું પાતક તથા પૂરેપૂરો વિશ્વાસઘાત થાય એમાં શક જેવું નથી.'

'તમે ખરૂં કહો છો, દિલોજાન,' **રીઝીયા** નમ્રતાથી બોલી. 'છુટાં પડવું એ તમને અવસ્યનું જણાય તેમાં સદેહ નથી. મને એ બાબતની પહેલાંથીજ ધાસ્તી રહેતી હતી ને તેટલા માટે મારૂં નામ મે છુપાવ્યું હતું; પણ હમેશને માટે મને છોડીને જાઓ તે પહેલાં થોડીક ક્ષણ મારૂં કહેવું સાંભળો, કારણ કે ધિક્કાર સાથે મને તમે વારવાર યાદ કરો એવી મારી ઇચ્છા નથી. મારા પોતાના બચાવ ખાતર નહીં, પણ મારે એવું આચરણ શામાટે આચરવું પડયું તેનું કારણ જણાવવાની ખાતર હું કહું છું તે મેહેરબાની કરી જરા સાંભળો. વાત ખરી છે કે મેં તમારી સાથે પ્રપંચ કીધો છે–તે પણ એક કરતાં વધારે વાર. આપણે પહેલ વહેલાં મળ્યાં ત્યારથી તમને મે ખોટું સમજાવવા માંડયું હતું. તમારા આગ્રા શેહેરમાં આવ્યા પછી જો કે તમે મને જોઇ ન હતી, તોપણ તરતજ મે તમને જોયા હતા, ને આ પ્રમાણે પહેલીજ નજરે જોતાં તમારે માટે મારા મનમા પ્રેમઊર્મિઓ વછૂટી. તે જાતોજાત પડપુછ કરતાં તમે જે જવાબ સવાલ કીધા તેથી સેહેજ પણ ઓછી થઈ નહીં, પણ બલકે ઉદ્ધતપણાથી તમારૂં ઓળખાણ કરવાનો, અરે! ગાઢ મિત્રાચારી કરવાનો મે નિશ્ચય કીધો. તે હેતુથી કાશ્મીર મોકલવાના કાગળનું મે પહેલું ફક્ત બહાનુંજ કાઢયું હતું. તે ઓળખાણનું મારી બેસમજ તથા મારા પ્યારથી શું ફળ નિપજ્યું તે તો તમે સારી રીતે જાણો છો. પણ તે વખતે ખરેખર હું નહોતી જાણતી કે **ફૈઝી** સાથે તમારે ગાઢ મિત્રાચારી બંધાઈ હતી, અને પછવાડેથી જ્યારે મને તે વાતની જાણ થઈ ત્યારે મને ઘણી કંપારી છુટતાં, હું કોણ છું એ ખુલ્લી

રીતે જણાવી, આપણો જે સંબંધ થયો હતો તે એકદમ તોડી નાખવાની મારામાં હિંમતની જરૂર હતી. પણ અહા! હું તે વેળાએ ઘણી નિર્બળ હતી, દિલોજાન **સિદ્ધરામ**! એક ઓરત બીજાને ચાહે, બીજા પોતાના પસંદગીના માણસને અતિશે મમતાથી ચાહે ને જેટલી પરાધીન થઈ પડે તેવી સ્થિતિમાં હું હતી. પ્રતિષ્ઠાની ખાતર જે વિયોગ તમે જરૂરનો ધાર્યો વગર રહેતે નહીં તે વિયોગની મને દેહેશત લાગી હતી એટલા માટે હું ચૂપજ રહી હતી. અનંતકાળ માટે આપણે છુટાં પડીએ ત્યાર પહેલાં મારા ગુન્હા માફ કરશો, દરિયાએ હાફેજ **સિન્દ**!' આટલું બોલી જાણે તેના કોપથી બ્હીતી હોય તેમ ગભરાતી ગભરાતી, પોતાના હાથ તેની તરફ લંબાવ્યા અને ધીમેથી તથા હાંફતી હોય તેમ ગાદી ઉપર પાછી પડી અને તેની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં.

ક્ષણ વાર **સિન્દ**ના મનમાં ઘણોજ ક્ષોભ થયો તથા દુઃખદાયક વિચારો ઉત્પન્ન થયા, પણ અફ્સોસ, તે ઝાઝી વાર રહ્યું નહીં.

જે સ્ત્રીએ તેને તાબે કરી લીધો હતો એટલુંજ નહીં, પણ પ્રતિષ્ઠાની ખાતર જે ઘણું અમૂલ્ય ગણતો હતો તે સઘળું જે સ્ત્રીએ એને વિસરાવી દીધું હતું, તે સ્ત્રી પ્રત્યે અતરની લાગણી દર્શાવી **સિન્દ** બોલ્યો '**રીઝીયા**, તમારા વગર જિન્દગી ઘણી શુષ્ક છે, ને જીવવું તે વ્યર્થ છે, તમારી સાથે હોવું તે કોઈ પ્રકારનો ગુન્હો નથી કે શરમ ભરેલું નથી!' ખરેખર એણે પોતાના મનની સત્ય વાતજ કહી હતી, અને તે જિન્દગીના કરતાં પણ વધારે વહાલી તથા આબરૂ કરતા પણ વધારે અમૂલ્ય છે, એવું તેણે જે કહ્યું તેમાં કંઈ અતિશયોક્તિ વાપરી નહોતી. વાતચિતમાં રાત્રિનો પહેલો પોહોર વહી ગયો. અવર્ણનીય સુખથી **સિન્દ** થોડો ઘણો વ્યગ્ર થઇ ગયો હતો, તથા થોડો ઘણો તેમાં મસ્ત થઇ ગયો હતો. **રીઝીયા** ઉપરની તેની અનર્થકારક આસક્તિ માટે કેટલીક વાર તે પોતાને ધિક્કારતો હતો, અને ત્યાર પછી વળી આનન્દ પણ માનતો હતો. જે દૃઢ ઠરાવ કરીને એ આવ્યો હતો તે ભુલી ગયો, ને પેલી ભુરી કાળી આંખની મોહિનીમાં એ

લેવાઈ ગયો. ઘણો વખત વીતી ગયા પછી બહાર નિકળવાને રસ્તે તે પાછો ચાલ્યો, અને બાગની દિવાલમાં રાખેલું બારણું તે ઉઘાડવા જતો હતો એટલામાં તે બારણું કોઈ બીજાએ ઉઘાડયું તે જોઇ ઘણો અચંબો પામ્યો. વળી તે બારણું ઉઘડતાની સાથે એક માણસ અંદર દાખલ થયો, અને તેણે **સિદ્ધ**ને જોયા વગર તે પાછું બંધ કરવા માંડયું. પણ **સિદ્ધ** એકાએક બૂમ પાડી ઉઠયો તેથી તે માણસ એની તરફ ફર્યો. તે માણસ કોણ હતો? **ફૈઝી** પોતે તો નહીં? પોતાની બેવકુફી ભરેલા અવિચારી-પણા માટે **સિદ્ધ** પોતાની જીભ કરડી નાખતે પણ હવે તેનો ઉપાય હતો નહીં.

'સેતાનના નામથી પુછું છું કે તમે અહીં શું કરો છો?' તે નવો આવનાર એકદમ જુસ્સામાં બોલ્યો કે તુરતજ **સિદ્ધે** શાહજાદા **સલીમ**નો ઘાંટો પારખ્યો, અગરજો રાત્રિના અંધારામાં તેનું મ્હોડું તો બરોબર દેખાતું નહોતું.

'તેટલાજ અથવા વધારે હકથી હું તમને તે પ્રમાણેજ પુછવા માગું છું', **સિદ્ધે** હિંમતથી જવાબ આપ્યો. આ જવાબ મળતાં હથિયારનો ખણખણાટ થવા લાગ્યો તે સાંભળી **સિદ્ધ**ને લાગ્યું કે શાહજાદાએ પોતાની તરવાર કાઢવાની તૈયારી કરવા માંડી છે. **સલીમ** એક બે ડગલાં અગાડી વધ્યો પણ પોતાના હરીફને ઓળખવાથી તરવાર પાછી મ્યાનમાં ઘાલી દીધી.

'અહો, ભાઈ સાહેબ! **સિદ્ધરામ**,' ઘણો વિસ્મય પામી તે બોલ્યો, 'આખરે ત્યારે તમારા રાત્રિના સાહસકર્મમાં તમે પકડાયા છો; તોપણ તમારા જેવા જુવાન પુરૂષની બાબતમાં તે કંઈ બહુ વાંધા ભરેલું નથી. હું તમને ફસાવી દઈશ એવી ધાસ્તી રાખશો નહીં. તેમ તમારે અદેખાઇ કરવાનું કંઈ કારણ નથી–તમને જણાવું છું કે તમારો હૈયાનો હાર કેટલેક દરજ્જે અમારી મસલત તથા અમોએ ઘડેલા ઘાટમાં સામેલ છે, તેથી છૂપી રીતે તથા રાત્રિના અંધારામાં તે બાબત વાત કરવાને કોઈ કોઈ વાર હું તેની

પાસે આવું છું. પણ કદાચ એવા અરસિક વિષય સંબંધી વાત કરવાનું હાલ તેને ગમશે નહીં માટે બીજે કોઈ વખતે તેની મુલાકાત લેવી એ વધારે દુરસ્ત છે.'

આ પ્રમાણે બ્હાનું કાઢી **સલીમ** પાછો દરવાજા આગળ આવ્યો અને **સિદ્ધ**ની સાથે બહાર નિકળી ધીમેથી તે બારણું દઈ દીધું.

'હું ધારૂં છું કે તમે તો હવે તમારા મૂકામ તરફ જતા હશો, પણ મારે તો આ સામી બાજુ તરફ જવાનું છે!' શું જવાબ આપવો તેની સુજ ન પડવાથી મૂગો મૂગો **સિદ્ધ** સાંભળ્યા કરતો હતો તેને **સલીમે** કહ્યું, 'પણ આ મુલાકાતની બાબત આપણા બેથી ત્રીજાને કાને ન જાય તેમ રાખજો. શાન્ત રહેવામાં આપણ બન્નેનો લાભ જળવાયેલો છે ને તેજ ડાહાપણ ભરેલું ગણવું.' એમ કહી અંધારામાં **સલીમ** અદૃસ્ય થઈ ગયો.

'અનાયાસે એણે મને ઘણો ફાયદો કીધો છે,' શાહજાદો ઉતાવળમાં ચાલ્યો જતો હતો તેવામાં પોતાના મનમાં બબડ્યો; 'મને ઘણી અગત્યની થઈ પડે એવી એક ગુપ્ત વાતની એણે અજાણપણે બાતમી મેળવી આપી છે. આ બધાં કારસ્થાન નક્કી પેલા વિલક્ષણ પુરૂષનાં હોવાં જોઇએ.'

---

# પ્રકરણ ૨૨મું.

## અજીત અબળા.

બીજે દિવસે **સલીમનો** એક ઘણોજ વિશ્વાસુ માણસ શેહેર બહારના પેલા બગલાની આસપાસ ભટકતો હતો, તે વેળાએ થોડી વારમાં **ગુલાબદાન**ની દાસી સાથે વાત કરવાની તેને તક મળી. જે સાટું કરવાનું તેણે જણાવ્યું હતું તે જલદીથી નક્કી થયું, અને પોતાના શેઠાણીની ગુપ્ત વાત ખુશીથી તેણે જણાવી દીધી; કારણ કે તેની શેઠાણી તથા **સિદ્ધ** બે મળીને જેટલું આપે તેના કરતાં **સલીમ** તેને વધારે આપી શકે એ ખુલ્લુંજ હતું. તેજ દિવસે સાંજના રાજમેહેલ આગળ તે દાસી ગઈ અને **સલીમ**ના વિશ્વાસુ માણસને જઈ મળી; ત્યાં પત્રના આકારમાં વાળેલા બે કાગળ તેને આપ્યા અને તેના બદલામાં જે પૈસા મળ્યા તે લઇ પાછી પોતાની શેઠાણીના મુકામપર જલદીથી ચાલી ગઈ. આ બનાવ બન્યો તેને બીજે દિવસે થોડા માણસો સાથે રાખી **સલીમ** પાછો અલ્હાબાદ જવા નિકળ્યો.

ત્યાં આગળ એકાંતમાં તથા દિલગીરીમાં ખિન્ન થતી એક સ્ત્રી રહેતી હતી. પોતાના પ્રાણાધાર-વિવાહિત પતિની ઘણો વખત થયાં **ઈરાવતી**ને કંઈપણ ખબર મળી હતી નહીં. આગ્રામાં આવ્યા પછી, શરુઆતમાં તેણે **ઈરાવતીને** બે કાગળ લખ્યા હતા ખરા; તે કાગળોમાં તે પહેલાના કાગળોની માફક પોતાની પ્રીતિ અનહદ હતી તથા કદી તેમાં ફેરફાર ન થાય તેવી હતી એવું સ્પષ્ટ રીતે **સિદ્ધે** લખ્યું હતું. ત્યાર પછી, અગરજો **ઈરાવતી**એ બીજાઓ તરફથી એમ સાંભળ્યું હતું કે તે આરોગ્ય છે તથા શેહેનશાહની મેહેરબાની તેનાપર થઈ છે ને તે વધતી જાય છે, તોપણ **સિદ્ધે** એક પણ કાગળ લખ્યો નહોતો. આટલી બધી લાંબી મુદત સુધી તે શાન્ત રહ્યો ને કંઈ ખબર અંતર મોકલી નહીં તેનુ કારણ શું હશે? જેમ જેમ વખત વધારે જતો ગયો તેમ તેમ તેના મનમાં ત્રાસદાયક શંકા ઉત્પન્ન થતી ગઇ, પરંતુ તે હિંમત હારતી નહીં અને

**પોતાના** **સિદ્ધે** આપેલાં વચન તથા તેની આબરૂપર વિશ્વાસ રાખી ધીરજ ધરતી હતી. તે પોતાના પ્રિય સાથે નાની વયમાં કાશ્મીરમાં વાંચેલા એક પુસ્તકનાં પાનાં અમસ્તાં ઉથલાવતી એક વાર વિચારમાં મગ્ન થયેલી બેઠી હતી, તેવામાં તેની નિમકહલાલ **નિપુણિકાને** બેબાકળા ચેહેરાવાળી આવતી જોઈ. બોલવું કે મૂગા રહેવું તેનો વિચાર કરતી હોય તેમ જાણે **નિપુણિકા** પહેલાં ઝડપથી ને પછી અચકાતી અચકાતી પોતાની શેઠાણી નજદીક જઈ પહોંચી, એટલામાં **ઈરાવતીએ** પુછ્યું 'તારે મને શું કહેવાનું છે બાઈ? તું કંઈ માઠા સમાચાર લાવેલી હોય તેમ લાગે છે.'

'અફસોસ,' તે દાસીએ જવાબ વાળ્યો, 'મારૂં મ્હોડું બંધ થયું હોય તો કેવું સારૂં, એવું હું ઇચ્છુ છું; તેમ છતાં પણ મેં જે વાત સાંભળી છે તે તમારાથી છાની રાખવી એ મને ઠીક લાગતું નથી. તે વાત એટલી બધી તમારા સંબધની છે કે તમને તે ન કહેવાની હું હિંમત ધરી શકતી નથી.'

'વધારે આડી તેડી વાત કર્યા વગર તે વાતજ એકદમ મને કહી નાખ,' **ઈરાવતી** દમાકથી બોલી, 'તારે જે કહેવાનું છે તે સાંભળવાને હું તૈયાર છું.'

ત્યાર પછી આગ્રેથી આવેલા એક સિપાઈની સાથે તેની થયેલી મુલાકાત વિષે તથા તેણે **સિદ્ધની** જે હકીકત કહી હતી તે વિષે **ઈરાવતીને** કહી સંભળાવ્યું. પહેલ વહેલાં તો ઘણા સાવધપણાથી તે બોલી, પણ આખરે **ફૈઝીની** બેગમ સબંધી **સલીમને** જે શોધ મળી હતી તે સઘળી હકીકત તે વર્ણવી ગઈ.

આ વાર્તા કહેવાનું પરિણામ **નિપુણિકાએ** ધાર્યું હતું તેવુંજ થયું. તેની સામે તાકતી, જાણે જીવ વગરની હોય તેમ **ઈરાવતી** ત્યાં દિગમૂઢ બની ગઈ, અને એ પ્રમાણે થવાથી કેટલીક વાર સુધી તે કંઈ બોલી શકી નહીં. પછી એકાએક ઊભી થઈને, કોઇ વખત ન જણાયેલા એવા જુસ્સાથી તેણે પુછ્યું, 'આ બધું તને કોણે કહ્યું? શું તે કોઈ સિપાઇ હતો? ખરેખરૂં કહે. ગલ્લાતલ્લા મારવાની કંઈ જરૂર નથી.'

'કુલીન બાઈ,' **નિપુણિકાએ** જવાબ વાળ્યો, 'તમને છેતરવાની હું હિંમત કેમ ધરી શકું ને તેવું કરવાને મને કારણ પણ શું છે ? મે તમારા આગળ જે હકીકત હમણા કહી સંભળાવી છે તે મને શાહજાદાના એક નોકરે જણાવી હતી.'

'ત્યારે નક્કી સઘળી વાત જુઠીજ છે !' **ઇરાવતી** બોલી ઉઠી. 'હવે હું બધું સમજી. કેવું ધિક્કારવા જેવું કપટ !' તે પોતાના મનમાં બોલી, પછી પોતાની દાસી તરફ ફરીને કહ્યું, 'ભલી **નિપુણિકા** ! તે ઠીક કર્યું છે, અને બેશક મારેમાટે કાળજી રાખી જે ખબર તું લાવી છે તે માટે તારો ઉપકાર માનું છું, પણ તે ખબર કયાંથી મળી છે તે હવે જાણ્યા પછી હું તે માટે દરકાર રાખતી નથી. ક્ષણભર મને એકલી બેસવા દે અને જે માણસે તને આવી વાતો કહી તે માણસ સાથે હવે વધારે પ્રસંગ પાડતી નહીં.'

આમ છતાં પણ **ઇરાવતી** ધારે તે કરતાં વધારે ચોકસ બાણ તાકવામાં આવ્યું હતું; અને તે એકલી પડી ત્યારે પોતાના હાથપર માથું ટેકવીને, તેણે જે સાંભળ્યું હતું તેની શકયતા તથા સંભવ વિષે વિચાર કરતી લાંબો વખત સુધી બેસી રહી. પણ ત્યાર પછી પોતાના ઓરડામાંથી જતાં જ્યારે શાહજાદા **સલીમ**, જેના આવ્યાની ખબર પોતાને મળી નહોતી, તેને એક ઝરૂખામાં **ઇરાવતીએ** જોયો ત્યારે તેનામાં પાછી હિંમત આવતી હોય તેમ લાગ્યું. હવે તો ખરેખર એ સઘળું સ્પષ્ટ સમજાયું. **સિદ્ધ** તરફથી એનું મન ઊંચું કરાવવાની ખાતર આવી નિંદારૂપ હકીકત બીજા કોઇએ જોડી કાઢેલી ધારી; તેથી તેની મુલાકાતે આવેલા શખસના નમ્ર પ્રણામ સ્વીકારતાં તેણે પોતાનું માથું શાન્તિથી પણ તિરસ્કારથી સેહેજજ નમાવ્યું.

**'ઇરાવતી !' સલીમ** બોલ્યો, 'તમારી દાસી મારફત જે વાત તમારે કાને આવી છે અને જે હું જાતે કહી શકતો નથી, તે વાત ઉપરથી મારા આવવાનું કારણ ન સમજ્યા હોત તો, આપણી છેલ્લી અને મારી બાબતમાં ઘણી નિરાશા પેદા કરનારી મુલાકાત થયા પછી, હું અહીં પાછો આવ્યો છું તે જાણી તમો વિસ્મય પામ્યા વગર રહેતે નહીં.'

'હું બરાબર સમજી છું કે,' ગુસ્સો લાવ્યા વગર, અને લંબાણ ચલાવ્યા વગર **ઈશિવતી** બોલી, 'જ્યાં આગળ પ્રીતિ–ફુસલાવટથી કંઈ કામ થયું નહીં ત્યાં આગળ નિંદા કરવાથી તમારૂં કામ સરશે એવું તમે ધારોછો! પણ હું આવી નીચ આશા રાખતી નહોતી અને વિશેષે કરીને તમારા જેવા રાજવંશી તરફથી.'

'નિંદા!' **સલીમ** પાછો બોલ્યો; 'તમને ઇજા ન કરે તેવી ઇચ્છાઓનો હેતુ પ્રાપ્ત કરવાનો એ તો ખરેખર ધિક્કારવા જેવોજ રસ્તો કહેવાય, તથા બેશક વ્યર્થ પણ ગણાય. એવી વાતો તથા ખોટા ગપાટા શું કામ લાગવાના હતા! પણ સાચી હકીકત માટે જ્યારે શાબિતીઓ હોય ત્યારે તો વાત જુદી છે.'

'શું શાબિતીઓ? તમે શું બકો છો?'

'ગમે તેવો સખતમાં સખત બારિકીથી પણ તપાસ કરનાર હોય તેનાથી ના ન કહી શકાય એવી શાબિતી માટે હું કહું છું. તમે **સિદ્ધના** હાથના અક્ષર તો ઓળખી શકો છો, નહીં વારૂ?

'બેશક.'

'વારૂ ત્યારે આ ખત છે તે જુઓ,' એમ કહી **ગુલાબદાનની** વિશ્વાસુ દાસીએ તેની શેઠાણી પાસેથી ચોરી લાવી **સલીમને** વેચાતી આપેલા પત્રની માફક વાળેલા બે કાગળ તેણે **ઈશિવતીના** હાથમાં આપ્યા. તે પત્રો ઘણીજ ઉતાવળમાં તથા કામના આવેશમાં લખેલા હતા, પ્રેમના વચનો તેમાં પુષ્કળ વાપરેલાં હતાં, અને **સિદ્ધની** લખેલી એક બે કવિતા તેમાં હતી, જે કવિતામાં પૂજ્ય તરિકે ગણેલી **રીઝીયાનું** નામ ઘણી વાર આવતું હતું.

**ઈશિવતી** તે કાગળો જલદીથી વાંચી ગઈ, અને તેને આમતેમ ફેરવતી, તથા દરેક બાજુએથી તેને જોઈ, ફરી ફરીને તે વાંચ્યા પછી એકદમ તે કાગળો તેણે નાખી દીધા અને જો **સલીમે** તેને ઝાલી લઈ એક બેઠકના ઉપર બેસાડી નહોત તો બેભાન થઇને તે જમીન ઉપર ગબડી પડત.

તેમ છતાં પણ, ગમે તેટલા પ્યારથી તે ચાહતી હતી તોપણ, તે એક નિર્બળ કે સેહેજમાં ગભરાઇ જાય તેવી યુવતિ નહોતી. પ્રાચીન કાળનું અને શૂરવંશનું લોહી તેની રગોમાં વહેતું હતું. તેથી જલદીથી શુદ્ધિમાં આવી શાહજાદા તરફ દૃઢતાથી જોઈ રહીને તેની સામે તે ઊભી.

'મારૂં નસીબ,' **ઇશિવતી** બોલી, 'નક્કી થઈ ચુક્યું છે, કારણ કે મે જે સાંભળ્યું છે તે ખરેખર સાચુ છે, એવું મારે કબૂલ કરવુંજ જોઇએ. અત્યાર સુધી જે અંતઃકરણ મારે અને મારી એકલીનેજ તાબે હતું તે બીજી સ્ત્રીના હાથમાં ગયું છે. પણ પાટવી કુંવર! તમે જે એક સ્ત્રીના અંતઃકરણ શિવાય સઘળી વસ્તુપર સત્તા ચલાવો છો, એવા રાજકૂળ દીપકે એમ ન સમજવું કે તે મેળવવાનો માર્ગ જે અત્યારસુધી બંધ હતો તે આવી શોધ લાવ્યાથી તમારે માટે હવે ખુલ્લો થયો છે! મે વચન આપેલું તેના બદલામાં મને વચન મળેલુ, પણ તે તોડવામાં આવ્યું છે તેથી મારૂં વચન હવે નકામુ છે એવું કદાપિ ધારશો નહીં. જ્યાં સુધી મારૂં આપેલું વચન મને પાછું મળ્યું નથી ત્યાં સુધી હું તેને પવિત્ર ગણીશ.'

'શી રીતે?' **સલીમે** આશ્ચર્યતાથી પુછ્યું. 'જે પ્રાતમની બેવફાઈ તમને માલમ પડી છે, જે બીજી ઓરત માટે તમને મુકી દે છે ને છોડી દે છે, તેનાથી તમે સ્વતંત્ર થયાં નથી એ શી ગાંડી વાત કરો છો? વળી હુ એમ નથી કહેતો કે એકદમ, પણ જ્યારે બીજી બાબતો સ્મરણશક્તિથી દૂર થાય ને તેવું કંઇપણ ચિહ્ન ન રહે તે વેળાએ અમલમાં લાવવાની વાત છે. જે માણસ તમને બીજી સઘળી વસ્તુ કરતાં વધારે ચાહે છે, અને બીજું કોઇ આપી ન શકે તેટલી સત્તા અને આબરૂ તમારા આગળ ધરવાને તૈયાર છે, તેવા માણસનું કહ્યું તમે સાંભળતાં નથી એ તે શી નાદાની!'

'**સલીમ**!' પોતાના મનમાં આવતા અનેક તરંગો ગોઠવતાં ધીમેથી **ઇશિવતીએ** જવાબ વાળ્યો, 'તમે મને હજી ઓળખી નથી, અને કદાચ તમે ઓળખી શકશો પણ નહીં. હિંદુ સ્ત્રીને તમે ઓળખતા નથી, તેમના મન તમે પારખી શક્યા નથી; તમને જે સ્ત્રીઓ સાથે પરિચય પડે છે

તે કરતાં હિંદુ સ્ત્રીઓ તદ્દન જુદાજ પ્રકારની છે. તમે ધારોછો કે કોઈ સમર્થ રાજકર્ત્તાની માનિતી સુલતાના થવું એજ સ્ત્રી જાતનું પરમ સુખ-પરમ આભૂષણ છે! ધણીઓને માટે તેમ કદાચ લાગે ખરૂં; પરંતુ **ઈરાવતી** માટે તેમ નથી. વળી એક હિંદુ સ્ત્રીને તેના પ્રીતમની બેવફાઈની ખાતરી કરી આપવી તે, તે અયોગ્ય પુરૂષને છોડી દેવાને તથા તેના સબંધી સઘળા વિચાર કાઢી નાખવાને બસ છે એવું તમારૂં ધારવું છે, નહીં વારૂ?'

'અને શું એટલું બસ નથી?'

'અમારી જાતની સ્ત્રીઓ,' **ઈરાવતી**એ વધારે દૃઢતાથી જવાબ આપ્યો, 'જ્યાં આગળ ધર્મની તથા પ્રતિષ્ઠાની વાત આવે છે ત્યાં આગળ, મોટાં થવાની લાલચને કંઈ હિસાબમાં પણ ગણતી નથી! મોટી પદવી મેળવવાની તેઓ પરવા રાખતી નથી અને તેમના પ્યારનો બદલો વિશ્વાસ-ઘાતથી મળે છે તોપણ પોતાના પતિ પ્રત્યે, અથવા એ એનું એજ છે, તેમના વેવિસાળીઆ પ્રત્યે તેઓ પતિવ્રતાપણું જાળવે છે. પોતાના પતિ તરફ એક સ્ત્રી કેટલી વફાદારી બતાવે તેની હદજ નથી; અને તમે જાણો છો—અગરજો તમે તો તેને વેહેમની અથવા જાણી જોઈને ઉસકેરી દીધેલી લાગણીનું પરિણામ ગણશો—તમે જાણો છો કે પોતાના ગત થયેલા પતિને ભસ્મ કરતી સળગતી ચેહ ઉપર પોતાનો દેહાર્પણ કરવાને આર્ય યુવતી કેટલી બધી ખુશી હોય છે! અમારી પુરાતન કાળની પવિત્ર વાર્ત્તાઓ તથા શૂરવીરોની દંતકથાઓ, જેમાં સ્ત્રીની પોતાના અપાત્ર પતિ તરફની ભક્તિનું વર્ણન કરેલું હોય છે તેવી વાર્ત્તાઓ તથા કથાઓ તમે સાંભળી તો હશેજ. બેશક **દમયંતી**નું હૃદય પિગળાવે તેવું ચરિત્ર તમારા જાણવામાં આવ્યું તો હશે. ત્યારે મારાથી બનશે તેટલે દરજ્જે હું **પણ** બીજી **દમયંતી** થઈશ! **સિદ્ધરામે** મને છોડી દીધી છે, પણ તેનું કારણ એટલુંજ કે ક્રૂર કળીએ તેને વશ કરી લીધો છે અને તેને આડે રસ્તે દોરવ્યો છે, બાકી આવી ભારે આફત મારાપર લાવનાર કોઈ હોય નહીં. એટલા માટે જ્યારે આ મોહિનીમાંથી છૂટો થશે ત્યારે બીજો **નળરાજા** હોય તેમ તે પાછો મારી પાસે આવશે, અને દરેક બાબતમાં હું પવિત્ર

તથા કેવળ નિર્દોષ છું એવી એની ખાતરી થશે, તથા તેના નામની પ્રતિષ્ઠા જાળવી રાખવાની રીત એના કરતાં હું સારી રીતે સમજી છું એવું એ સ્વીકારશે.'

'મને ગમે તેટલી દિલગીરી પેદા થાય તોપણ,' ક્ષણવાર ચૂપ રહી **સલીમ** બોલ્યો, 'તે પાછો આવશે એવી તમને આનન્દ આપતી આશા તમે ભલે રાખો, પણ એવી તમારી આશા કોઇ દિવસ ફળીભૂત થનાર નથી. ખરેખર, કેવી ઓરતના પંજામાં તે સપડાયો છે તે, હું સારી રીતે જાણું છું. મેં તમને જોયાં ત્યાંસુધી હું પોતે તેના મોહમાં પડયો હતો અને તમને જણાવું છું કે તેને માટે જે મોહ પેદા થાય છે તે, વધારે પવિત્ર અને શુદ્ધ પ્યાર ઉપજાવે તેવી ઓરત વગર બીજા કશાથી તે દૂર થઈ શકે તેમ નથી. નક્કી માનજો કે તમારા કરતાં વધારે પવિત્ર અથવા વધારે ઉમદા ગુણવાળી કોઇ ઓરત મે જોઇ નથી, તેમજ તમારા કરતાં વધારે ચિત્તહરણ કરે તેવી ઓરત પણ મે કદી જોઈ નથી.'

'રાજવીર !' **સલીમ**નાં આવાં વચનનો જવાબ આપતાં **ઈન્દ્રાવતી** બોલી, 'મારી એક માંગણી, અગરજો તે અસભ્ય જેવી લાગશે તોપણ, આપ કબૂલ રાખશો એવી મારી વિનંતી છે. આ સમયે મને આપ છોડીને જશો. જે જે વાત આપણા વચ્ચે થઇ છે તે ઉપરથી મને લાગે છે કે હમણા મારે એકલાં પડવું એ જરૂરનું છે. આપ પાટવી કુંવર અને એક અમીર છો તેથી આટલી મેહેરબાની મારાપર કર્યા વગર રહેશો નહીં, એવી મારી સંપૂર્ણ ખાતરી છે.'

'એક ક્ષણવાર પણ વધારે તમારા સદ્‌ભાવનો હું ગેરઉપયોગ કરૂં તો તે નામને લેશ માત્ર હું લાયક નથી એમ સમજવું. વળી મને નક્કી લાગે છે કે વધારે દુરાગ્રહ કરવો તે મારા કામને માટે હમણા તદન બિન જરૂરનો છે, એટલુંજ નહીં પણ ઉલટું તે કામ તેથી બગડે તેવો સંભવ છે, તેટલા માટે તમારી આજ્ઞા હું માથે ચઢાવું છું.'

આ પ્રમાણે કહી પાછો ફરીને ધીમે ધીમે શાહજાદો ઝરૂખામાંથી બહાર ગયો.

---

# પ્રકરણ ૨૩ મું.

## નાયિકાની કસોટી.

**સલીમ** ત્યાંથી ગયો કે તરતજ **ઈરાવતીનો** જુસ્સો તથા હિંમત મંદ પડી ગયાં અને ઘણો થાક ચઢવાથી પાસેની બેઠક ઉપર તે ઢળી પડી તથા પોતાના મુખાર્વિંદપર હાથ ઢાંકીને તે ચોધાર આંસુએ રડી.

આવી રીતનો આરામ પણ તેને ઘણી થોડી વાર મળ્યો. તેની તરફ આવતા કોઈ માણસનાં પગલાં સાંભળ્યાં તેથી ગભરાટમાં તેણે ઉંચું જોયું તો **સલહાના** ત્યાં આગળ તેની નજરે પડયો.

' મારી પુત્રી,' અત્યાર સુધીમાં કોઈ દિવસ પણ બોલેલો તેના કરતાં વધારે નમ્ર સાદથી તે બોલ્યો, ' તું શું વિચારમાં પડી છે અને શેને લીધે દિલગીરીમાં માથું નીચું કરી બેઠી છે તે હું જાણું છું. જે વાત તે આજે સાંભળી છે તેની મને ઘણો વખત થયાં ખબર હતી. **સિદ્ધની** નિમકહરામી થોડાક વખતપર આગ્રામાં મારા જાણવામાં આવી હતી, પણ તારે જાણવાનો ખરેખરો વખત આવે ત્યાંસુધી તે વાત મેં ગુપ્ત રાખી હતી. હવે તને સઘળી ખબર પડી છે, તેટલા માટે મને આશા છે કે તારી પોતાની પ્રતિષ્ઠા ખાતર ફક્ત નહીં, પણ મારી અને મારા ઘરની તારે જે પ્રતિષ્ઠા જાળવવી જોઈએ તે સારૂ, જે માણસે આવી નિર્લજ્જ રીતે આપણો સંબંધ તોડી નાખ્યો છે તે માણસ વિષે સઘળા વિચાર દૂર કરશે. તેનો કાંકરોજ હવે મનમાંથી કાઢી નાખજે. ના, મારૂં એક વાર સાંભળી લે,' **ઈરાવતી** જવાબ આપવા જતી હતી એટલામાં તે અગાડી બોલ્યો; 'નક્કી માનજે કે આ હાનિકારક ક્ષણમાં તારે માટે મને ઘણીજ દયા આવે છે. તેમ છતાં પણ એક ઉમદા કુળની યુવતિએ પોતાની પ્રતિષ્ઠા તથા પોતાના પવિત્ર નામની ખાતર શું કરવુ જોઈએ તે તને યાદ કરાવવાનો મારો ધર્મ છે. વળી વિશ્વાસ ઉપર તને એક વાત કહેવાની છે, અગરજો એથી તને હમણા લાગેલો ઘા તરત રૂઝાવાનો નથી, તોપણ આખરે તને દિલાસો મળ્યા વગર રહેનાર નથી.

તારૂં ભવિષ્ય ઘણું તેજોમય જણાય છે! **ઈરાવતી,** આખા હિંદુસ્તાનમાં દરેક સ્ત્રી જે વસ્તુ ઘણીજ ઇચ્છવા લાયક તથા અદેખાઈ કરવા જેવી ગણે તે તારા હાથમાં આવી શકે તેમ છે. શાહજાદા **સલીમ** સાથે તારી ગાંઠ બંધાય તેવી વકી છે. કેટલોક વખત પહેલાં એ વાતનો મને સદેહ પડતો હતો, પણ મેં એને તક આપી તે વેળાએ એણે સઘળું કબૂલ કીધું હતું. રાજપુત્ર **સલીમ** તને ચાહે છે અને તારા પાણિગ્રહણ માટે માંગણી કરે છે.'

'હું જાણું છું,' **ઈરાવતી** બોલી.

'તે તું જાણે છે, અને કેવી રીતે?'

'શાહજાદાએ પોતે મને જણાવ્યું હતું, અને તે વળી આજેજ.'

'અને તે તેમને શું જવાબ આપ્યો?'

'ખુશ કરે એવી એમની માંગણી મે નાકબૂલ કરી છે.'

'શું?' **સલહાના** ઘણાજ ગુસ્સામાં આશ્ચર્યતાથી બોલી ઉઠ્યો. 'શું? નાકબૂલ કરી? શું તારૂં મગજ ચળીબળી ગયું છે કે?

'હું ધારૂં છું કે તેમ નથી, પણ **સિદ્ધની** સાથે હું પ્રેમથી બંધાઇ ગયેલી છું.'

'વારૂ, પણ તેનો આ સાથે શું સંબંધ છે? તારી પસદગી કરવાને તું હજી છૂટી છે, હજીસુધી તું કંઈ તેની પરિણીત પત્ની થઇ નથી.'

'તેમ તો નહીં; તોપણ જે હું તેના સરખુંજ ગણું છું તે એ છે કે મે **સિદ્ધરામને** વચન આપેલું છે કે તમારા વિના બીજાને પ્રેમ આપીશ નહીં, અને તે વચનમાંથી મને તેણે મુક્ત કીધી નથી,'

'તે ગમે તેમ હોય, પહેલાં એ બાબતને વજન આપી શકાતે, પણ હમણા તો એણે પોતે વિશ્વાસઘાત કીધો છે ને વચન તોડયું છે; તેથી તે આપેલા વચનમાંથી તને તેણે છૂટી કીધીજ સમજવી.'

'એમ તો કદાચ બીજાઓ, જેઓ જુદા પ્રકારના વિચારમાં ઉછેરાયા હોય, તેઓ ધારે. તમારી ઇચ્છા મુજબ વર્તવાને મારા વિચાર મને અટકાવે છે; અને જો એવા વિચારો તમને હમણા હરકત કરનાર થઇ પડતા હોય

તો, પૂજ્ય પિતાજી, તેને માટે તમારે પોતાના શિર ઠપકો છે; કારણ કે તમે મને તેવા પ્રકારની કેળવણી આપી છે. મુખ્યત્વે કરીને, હું કંઇ વાત છુપાવા માંગતી નથી, હું સ્પષ્ટતાથી કહું છું કે આટલું બધું થયા છતાં હજી હું સિદ્ધને ચાહું છું, અને તેને મુકીને બીજા કોઇ સાથે હું કદી પ્રીતિ બાંધી શકનાર નથી.'

'બેસ! બેસ! પ્રીતિ-પ્યારની વાતો કરવાની કંઇપણ જરૂર નથી! **સલીમ** તને ચાહે છે અને તેના ઉપર મેળવેલી સત્તાનો તું ઉપયોગ કરી શકે તેમ છે એટલું બસ છે. પણ ફક્ત અસલના અને અતિશયોક્તિવાળા વિચારોના તરંગ ઉપર આસ્થા રાખીને તથા તારે માટે લાયક નહીં એવા એક પુરૂષ માટે મુરખાઈ ભરેલી ઇચ્છા રાખીને આવી સારી તકનો લાભ લેવાનું તું ચુકે છે. વગર વિચારે આવો મત ધરીને, બેહેન તું કેટલો બધો ફાયદો ગુમાવી દે છે તેનો જરા વિચાર કર. આખી દુનિયામાં જેનો જોડો ન મળે તેવું રાજ્ય તને આપવામાં આવે છે, અને તું તેનો તિરસ્કાર કરે છે; તે વળી શેની ખાતર? એક સ્વપ્નવત્ વસ્તુ-એક તરંગની ખાતર.'

'કદાચ હું ભૂલ કરતી હઇશ,' જ્યારે તેનો પિતા વધારે જુસ્સામાં આવતો ગયો ત્યારે **ઇરાવતી** પોતાનો જુસ્સો દબાવીને શાંતપણે બોલી; 'પૂજ્ય પિતાજી, તમે જે વાતો કહો છો તેથી મારા મનની ખાતરી થતી નથી. મેં તે સઘળી હકીકતો સાંભળી છે, અને તે વધારે સ્પષ્ટપણે તથા જુસ્સાથી નિકળેલી શાહજાદા **સલીમ**નેજ મ્હોડે; પણ મારા મનમાં કીધેલા સંકલ્પ અને નિશ્ચયથી હું ડગી નથી.'

'ત્યારે તારા પિતાની ઇચ્છાને આડા આવવું એજ તારો નિશ્ચય છે, નહીં વારૂ?' **સલહાના** તપીને બોલ્યો, 'પણ આથી મને લાગે છે કે જે પ્રીતિ નિયમો માટે તું ઘણી મગરૂરી ધરાવે છે ને જે નિયમો મુજબ વર્તવાનું તું ડોળ ઘાલે છે તે નિયમો વિરૂદ્ધ તું કામ કરે છે. આ નિયમો સાફ જણાવે છે કે છોકરાંએ તેમના પિતાની આજ્ઞા મુજબ વર્તવું એ તેમનો એક મુખ્ય ધર્મ છે.'

'બેશક! પણ તેથી વધારે અગત્યના ધર્મનો અમલ કરવામાં જ્યારે વિરોધ આવતો હોય ત્યારે એ ધર્મ અને એ ફરજ મુજબ વર્તી શકાય નહીં. તમારૂં કહ્યું ન કરવું તથા તમારી આજ્ઞાનું ઉલ્લંઘન કરવું એથી મને ઘણી દિલગીરી થાય છે પિતાજી! તથાપિ આ બાબતમાં હું તમારી આજ્ઞા પ્રમાણે ચાલીશ નહીં અને ચાલી શકનાર નથી.'

'શું તું જાણુતી નથી કે પોતાની પુત્રી ઉપર એક પિતાનો હક છે અને જરૂરને વખતે પોતાની આજ્ઞા પ્રમાણે ચલાવવાની તેને ફરજ પાડે છે?'

'તે હું સારી રીતે જાણું છું, પણ જબરદસ્તી અહીં કંઇ કામ લાગવાની નથી તે પણ હું જાણું છું—**સલીમ** સાથે પરણવાને જોરજુલમને લીધે હું શરણ થાઉં, તો તે પોતે મારે માટે તરત હલકો વિચાર લાવ્યા વગર રહેનાર નથી અને તેથી તેના ઉપર મારી કહેવાતી સત્તા નહીં જેવીજ થઈ જશે. આ વાત તે પોતે પણ જાણે છે. પણ જબરદસ્તી વાપરવાનું તેનેએ ઠીક લાગતું નથી. એ પ્રમાણે તેનો વિચાર હોત તો, તમને વચમાં નાખવાની તેને જરૂર જણાતે નહીં. શેહેનશાહ **અકબર**ના વારસની મરજી થાય તો, મારી તથા તમારી ઈચ્છાને સેહેજમાં વશ કરી નાખવાને તે જોઇએ તેટલો સમર્થ છે.'

આ સાંભળી **સલહાના**એ પોતાના માથા સાથે હાથ અફાળ્યા તથા અધીરાઇથી તેણે હોઠ કરડ્યા. તેને સઘળી તરફથી હફાવ્યો અને તે કોણે? એક ભોળી નિષ્કપટી છોકરીએ, કે જેને અત્યાર સુધી એક નરમમાં નરમ તથા ઘણીજ કહ્યાગરી પુત્રી તરિકેજ તે જાણુતો હતો. આ એક હઠીલી અને જીદ્દી બાળકીથીજ તેની મોટી મોટી ઉમેદો તથા ધારેલી યુક્તિઓ સઘળી રદ ગઈ. ફક્ત વડા સુબાની જગ્યાનીજ નહીં, પણ રાજ્યમાં શેહેનશાહથી ઉતરતી મોટામાં મોટી પદવી મેળવવાની તેણે આશા રાખી હતી. પોતાની પુત્રીના વગથી નાના રાજાઓ તથા રાજ્યપર વડા વજીર તરિકે ગાદીની નજદીક રહી હુકમ ચલાવતો તે આગ્રામાં જાણે કે હતો એમ એણે તરંગમાં ધાર્યું હતું. અનેક પ્રજાના તથા રાજ્યોના મુખ્ય રાજકર્ત્તા, નામના નહીં, પણ ખરેખરા અમલ ચલાવનાર તરિકે પોતે

થઈ ચુક્યો એવું તે માનતો હતો. પણ આ બનાવથી તેના હાથ ભોંયપર પડ્યા.

'ઠીક છે,' આખરે **ઈશાવતી**ની સન્મુખ તેને ભય ઉપજાવે તેવી સ્થિતિમાં ઊભો રહી તે બોલ્યો. 'તારી બુદ્ધિ શું કહે છે તેનો તું વિચાર કરતી નથી, અને જબરદસ્તીનો તને ડર નથી. પણ તે શિવાય જેનો ભય તને લાગે તેવી બીજી વસ્તુ છે-**પિતાનો શાપ** જેવો તેવો નથી.'

'મારાપર જે દુઃખનો બોજો આવી પડ્યો છે તે બમણો થશે,' **ઈશાવતી**એ જવાબ આપ્યો, 'તોપણ તેવો બોજો લેશમાત્ર પણ સંકોચ વગર સહન કરવાને હિંમત ધરવાનો હું પ્રયત્ન કરીશ. વિધાતાએ જે લેખ લખેલા છે તે મિથ્યા થનાર નથી.'

'તું ઘણી હિંમતવાન છે,' **સલહાના** ઉદાસીથી તથા મરડાટથી બોલ્યો, 'અથવા તેવી થવાનો યત્ન કરે છે, પણ આ **સિન્ડ**, જેને તારા કહેવા પ્રમાણે તું હજી ચાહે છે, તેને તારી હઠથી નુકસાન થશે નહીં, તથા તારા ના કહેવાનું વેર યુવરાજ તેના ઉપર લેશે નહીં એવી શું તારી ખાતરી છે?'

**સલહાના**નો આ છેલ્લો ઘા સચોટ લાગ્યો એમ જણાયું; એ વચન સાંભળતાં તે કંપી ને નિરાશાથી તથા ખિન્ન હૃદયથી **ઈશાવતી**એ, પરમેશ્વરની આજીજી કરતી હોય તેમ હાથ ઊંચા કીધા અને પછી પોતાની બાજુની શય્યાપર નિર્ગત જેવી પડી તેની સાથે તેનું મ્હોડું ઉતરી ગયું અને નીચું થતું નિર્માલ્ય દેખાયું. દ્વેષ દાખવતા હાસ્યવદનથી **સલહાના** તેની તરફ જોઈ રહ્યો. આખરે તેનો જય થયેલો હોય અને અજીત ગણાયેલીનું જોર ભાગી પડ્યું હોય એમ તેને લાગ્યું.

પણ સકારણ અભિમાન ધરાવતી તે યુવતિએ પોતાનું માથું પાછું ઊંચું કર્યું અને **સલહાના** તરફ એકી દૃષ્ટિએ જોઈ, પહેલાં અચકાતાં અચકાતાં, પણ પછીથી દૃઢતાથી બોલી, 'તમે જે વાત કહી છે, પિતાજી, તે ખરેખર ક્રૂર-ઘણો ભય ઉપજાવે તેવી ક્રૂરમાં ક્રૂર છે; પણ તમે કહો છો તેજ પ્રમાણે અને ધારો છો એમ હું પૂરેપૂરૂં માનતી નથી, છતાં ખરાબ ભાવથી તમે

એવી ધમકી આપતા હો તોપણ મારે માથે જે પવિત્ર ફરજ આવેલી છે તે ફરજને તેવી ધમકીને લીધે હું દૂર કરનાર નથી. જો **સિદ્ધરામ** આપણી પાસે ઊભો હોય અને મને આનાકાની કરતી તથા તેને ભયમાંથી બચાવવાને મારૂં વચન તોડતી જોય તો બેશક તે મને ધિક્કારેજ, અને વાજબી રીતે મને પોતાની પાસેથી એકદમ દૂર કરે. એને વાસ્તે હું મારી જિન્દગીનો ભોગ આપીશ, કારણ તે જિન્દગી તેની પોતાની છે; પણ મારી આબરૂ અને પ્રતિષ્ઠા જેનો પણ તેજ માલિક છે તેને હું ભોગમાં આપીશ નહીં. તેનું મૃત્યુ તે મારૂંજ જાણવું! પણ જે નસીબમાં હશે તે અમે દૂર કરી શકનાર નથી. નિરપરાધી માણસો ઉપર વેરનો ઘા લાગે તો ભલે, પણ **સલીમ** અથવા તમે તેથી કઈપણ ફાયદો પ્રાપ્ત કરનાર નથી. બસ એટલુંજ થશે કે તમે તમારી પુત્રી ગુમાવશો તથા તમારો ભાઈ તેનો પુત્ર ગુમાવશે. ખૂબ યાદ રાખજો કે એથી તમારા કાર્યમાં તમે ફતેહ પામનાર નથી કે તમારા સ્વાર્થની કોઈપણ પ્રકારે વૃદ્ધિ થનાર નથી. પણ મારે તમારૂં માન રાખવું જોઈએ તેવું માન જે વાતથી કદાચ ન રહે તેવી વાત આપણે બંધ પાડવી જરૂરની છે. મારા પિતા, હું તમારી પુત્રી છું તથા એક કુલીન અને જુના વંશમાં અવતરેલી છું એ વિચારજો, અને તે સ્થિતિને લીધે સ્ત્રીધર્મ તથા મારી ફરજ અથવા આબરૂની વાત આવે ત્યાં, અથવા જે પુરૂષને હું ચાહું છું તેની વાત આવે ત્યાં, હું તમારી પુત્રી કદી ભયભીત થનાર નથી.'

ક્ષણવાર **સલહાના ઈરાવતી**ની સામે ચુપકીથી જોતો ઊભો રહ્યો અને **ઈરાવતી** તેની સામે મગરૂરીથી તથા બેદરકારીથી ઊભી રહી.

હવે એક બીજાની સ્થિતિ બદલાઇ ગઈ હતી. અત્યારસુધી જે પુત્રી આજ્ઞાંકિત હતી તે હવે હુકમ કરતી થઈ અને મગરૂર પિતાને તાબે થવાની તેણે જરૂર પાડી. એક શબ્દ પણ બોલ્યા વગર **સલહાના**એ પોતાની પૂઠ ફેરવી અને પોતાના અપ્રસન્ન શ્યામ વદનપર નિષ્ફળતાનાં તથા ગુસ્સાનાં ક્રૂર ચિહ્ન દાખવતો તે એકદમ ત્યાંથી જતો રહ્યો.

---

# પ્રકરણ ૨૪મું.

## કાવતરૂં.

હંમેશના રિવાજ મુજબ, નદીના કિનારા તરફ આવેલા આગ્રા શેહેરના એક નાના બજારમાં ત્યાંનાં ઘરો તથા ત્યાંની દુકાનો આગળ એક રંગ બેરંગી જણાતું ટોળું સાંજની વખતે એકઠું મળ્યું હતું. કોઈ કોઈ જગાએ ખુલ્લા ઓટલાઓ ઉપર ચોપટની આસપાસ પાસાથી ચોપટ રમનારાઓ બેઠા હતા. મેદાનમાં છોકરાંઓ દોડાદોડી કરી રહ્યાં હતાં. યમુના તટપર વૃદ્ધ હિંદુઓ પ્રાર્થના કરતા હતા. એક બાજુએ અનેક શસ્ત્રોથી સજ થયેલા છાકટા પલટણના સિપાઈઓ જતા દેખાતા હતા. લોકોના ટોળાથી થોડે દૂર અફિણીઓ તરંગમાં મગ્ન થતા એકાંતમાં આરામ લેતા હતા; અને વળી ગંભીર મુસલમાનો જાણે કોઈ અગત્યની વાતના વિચારમાં ઘણાજ ગુંથાયા હોય તેવા ત્યાં ફરતા જણાતા હતા, અને દુનિયાદારીની મોજશોખમાં મઝા મારતા ધિક્કારાયલા હિંદુઓના ટોળામાં ફરવામાં આ વેળાએ અભિમાન છોડી દીધું હતું.

'હા, **અહલી**,' આમાંના એક જણાએ પોતાના સોબતીને કહ્યું, '**અકબર** અને તેના કારભારીઓની સ્થિતિ વધારે વધારે બગડતી જાય છે. અલ્લાહનિંદક સભાઓ સાંજ સાંજના રોજ ભરાય છે. ગઇ કાલે મધ્ય રાત્રીને સુમારે હું રાજમેહેલ આગળ થઈને જતો હતો, તે વેળાએ ત્યાં શું જોવામાં આવ્યું ? શેહેનશાહની સઘળી બારીઓમાંથી રોશનીનો પ્રકાશ પડતો હતો; અનેક ઝુમ્મરો અને નાની મિણબત્તિઓ સળગાવેલાં હતાં. પણ તે શાને માટે ? એક શેહેનશાહ મોટી મિજબાની આપે છે તેવા કામને માટે કે ? ના, તેમાં તો સઘળું શુનકાર હતું. ફક્ત કોઈ કોઈ વાર ત્યાં ગંભીર રાગ અથવા ભજન સંભળાતાં હતાં. મારા સાંભળવા પ્રમાણે **અકબરે** પોતે એવાં કેટલાંક ભજનો જોડયાં છે, અને તે ગમે તેવાં મધુર લાગતાં હોય તોપણ તેમાં મોટાં પેગમ્બરની બંદગી ન હોવાથી આપણા ધર્મની સાથે કંઈ સંબંધ ધરાવનારાં નથી.'

'વારૂ, આ ઉપરથી શું જણાય છે?' **અલ્લી**એ પુછ્યું.

'એનો ખરો ભાવાર્થ શું હતો તે હું બરોબર કહી શકતો નથી,' તેણે જવાબ આપ્યો. 'પણ જે નવો ધર્મ ઇસલામી ધર્મની જગ્યાએ **અકબર** ચલાવવાની ઇચ્છા રાખે છે અને જે પોતાના વિશ્વાસુ સલાહકારોને તે સમજાવે છે તે ધર્મના સંબંધમાં કંઈ કામ હશે, તેટલા માટે ત્યાં રોશની કરવામાં આવેલી અને ગાયન થતાં હતાં એમાં શક નથી. **અકબર**નો આ નવો ધર્મ અગ્નિ અને સૂર્યની એક રીતે પૂજા કરવાનું સૂચવે છે, અને તેનાં મૂળતત્વો અસલના પારસીઓ તથા અહીંના નાસ્તિક લોકોનાં શાસ્ત્રોમાંથી એણે કોઈ અશુભ વખતે શોધી કાઢેલાં જણાય છે.'

'એ વળી કેવો ધર્મ છે?' **અલ્લી**એ પુછ્યું. 'એ ધર્મની વાત મેં બે ચાર વાર સાંભળી છે ખરી, તોપણ તે શું છે તે હું બરોબર સમજતો નથી.'

'તેમ તો હું પણ તેમાં પૂરૂં સમજતો નથી,' **યુસફે** જવાબ આપ્યો, 'પણ દરેક ધર્મિષ્ઠ માણુસ અને અવશ્યે કરીને **અબદુલ કાદર** જે મોટો વિદ્વાન છે અને જેને બાદશાહ પોતે અતિશય માન આપે છે તેના જેવા માણસો એ ધર્મની સામે થાય છે તે ઉપરથી નક્કી ઠરે છે કે એ ધર્મ ઘણો ખરાબ છે. તેમ છતાં પણ મેં તમને જે વાતો કહી છે તેના કરતાં વધારે નિરાશા પેદા કરે તેવી એક હકીકત મારા જાતી અનુભવથી મારા જાણવામાં આવી છે. થોડાકજ દિવસ ઉપર ગુપચુપ અને રખેને કોઈ તેને જોય એવી ધાસ્તીમાં હોય તેવી રીતે રાજમેહેલમાંથી નિકળી જતા એક પુરૂષને મેં જોયો હતો. તે માણસને તમે ઓળખતા તો હશો, પણ તમે તેને મળો ત્યારે તમને કંપારી છુટયા વગર રહેતી નહીં હશે. તે પુરૂષ પેલો કહેવાતો યોગીરાજ **ગોરખ** છે. અને–' એ વાત ધીમે ધીમે કહેતો હતો તેના કરતાં વધારે ધીમેથી કાનમાં તે બોલ્યો,–'તે પુરૂષને હું કોની બરોબર ગણું છું તે તમે જાણો છો? તે જો **સેતાન** પોતે નહીં હશે તોપણ બેશક તેનો એક મદદગાર છે.–અને એવા પુરૂષ સાથે **અકબરે** સંબંધ રાખ્યો છે!'

આટલું બોલી યુસફ ચૂપ થયો, પણ પછી થોડીક વારમાં નદી તરફથી આવતા એક શખ્સ તરફ આંગળી કરીને એકાએક બોલી ઉઠયો, 'અલ્લાહ, આપણું રક્ષણ કરો ? આ તે પોતેજ આવે છે. જમના નદીનાં પાણી એને એમનો એમ ઘસડી જાય તો સારૂં !'

અને ખરેખર દુર્ગાનો પુજારીજ તેમની નજરે પડયો. વાત કરવામાં મચેલા હિંદુઓ અને ઇસલામીઓના એક ટોળા તરફ તે ગયો.

'હું કહું છું કે,' આ ઇશલામીમાંથી એક બોલ્યો, 'ફૈઝી અને અબુલફઝલ, તેમનાથી મોટા પુરૂષનું તો નામ હું નથી આપતો, એઓ અમારા પવિત્ર ધર્મ તરફ જે ખુલ્લી રીતે અને હંમેશાં તિરસ્કાર બતાવે છે તથા તેની હાંસી કરે છે તે હવે અમારે વધારે વાર સાંખવું જોઇએ નહીં ! તે અમે હવે સહન કરી શકનાર નથી. અને તમે લોકો, અગરજો તમારો ધર્મ જુદો છે તોપણ, જે ધર્મ તમારે તથા અમારે પવિત્ર તરિકે ગણવો જોઇએ તેનો નાશ થાય છે તથા તે ઊંધો વાળવાની તૈયારી થાય છે, તે એમના એમ શાન્ત રહી જોઈ શકો છો એનું કારણ હું સમજતો નથી.'

'પણ હજી વાત એટલે દરજ્જે આવી નથી,' એક હિંદુ બોલ્યો, 'આ તો જાણીતી વાત છે કે શેહેનશાહ પોતે તથા તેના નોકરો તમારા કુરાન પર ઘણી આસ્થા રાખતા નથી, અને અમારા ધર્મને માટે પણ કદાચ તેમજ છે. પરંતુ અત્યાર સુધીમાં ધર્મના નાશની વાત મારા સાંભળવામાં આવી નથી—અમારાં દેહેરાં અને મંદિરોને કોઇએ આંગળી અડકાડી નથી, અમારા ધર્મની ક્રિયામાં કોઈ પણ હાથ ઘાલતું નથી—પણ તમારા અસલના વખતના મુસલમાનો તો અમારા પર જુલમ ગુજારવાનું અને અમને દુઃખ દેવાનુંજ શિખ્યા હતા.'

'તમે તેનેજ લાયક હતા, તમે કાફરનાજ જણે—

'ચલો ચલો, ભલા માણસ, કંઈ તકરાર અને લડાઈ કરવાની જરૂર નથી, બીજો ધંધો છે કે નહીં;' એક મુસલમાન સિપાઇ તેમની વચ્ચે પડી બોલ્યો. 'આ પ્રમાણે લડાઈ કરવાથી આપણું કામ થવાનું નથી'—એટલું કહી ઇશારત કરીને ગુસ્સામાં આવેલા મુસલમાનને ઠંડો પાડયો.

'વારૂ ઠીક છે, તેમ થવા દો!' તેણે જવાબ આપ્યો, અને પછી હિંદુ તરફ પીઠ ફેરવી, પોતાના બે મિત્રો સાથે તે પોતાને રસ્તે ચાલ્યો.

આ વખતે **ગોરખ** વાતમાં સામેલ થયો, અને બોલ્યો, 'તમે અહીં હતા તો સારૂં થયું, **મુબારક**. આવી ખુલ્લી રીતે લડવામાં ઘણો ભય છે. હિંદુઓનો મોટો ભાગ શેહેનશાહની તરફેણમાં છે, અને જો કે કદાચ થોડોક વખત આપણા પક્ષમાં તેઓ આવશે નહીં, તોપણ આપણો પાસો સવળો પડશે કે તરત તેઓ આપણી સાથે સામેલ થશે. વારૂ પણ આટલા વખતમાં તમે શું ગોઠવણ કરી છે?'

'અમારા મનસબદારોમાંનો મોટો ભાગ આપણી તરફ આવી ચુક્યો છે,' **મુબારકે** જવાબ વાળ્યો, 'અને તેમને સેહેજ ઇશારત થશે કે તરત ખુલ્લી રીતે તેઓ આપણા પક્ષમાં આવશે. જેઓ લશ્કરની સાથે જશે તેઓ અણીને વખતે ફરી જશે તથા જેઓ અહીં આગ્રામાં રહેશે તેઓ પણ તે મુજબ કરશે અને તેમની ટુકડી તેમની પાછળ આવશેજ એવી મારી ખાતરી છે.'

આ વાત ચાલતી હતી તેવામાં તે ટોળામાં બે માણસ સામેલ થયા અને તેમણે એક બીજાને સલામ કરી તે ઉપરથી તેમના પક્ષનાજ તેઓ હશે એમ માલમ પડયું. આ વખતે જે વાત ચાલતી હતી તે ઘણીજ આતુરતાથી અને એક ચિત્તથી આ બે માણસોએ સાંભળી–પણ ધીમે સાદે **ગોરખે** તેનો જે જવાબ આપ્યો તે વધારે આતુરતાથી તેઓ સાંભળવા લાગ્યા–

'હાલ છેલ્લા થોડાએક દિવસની હકીકતને લીધે આપણી ગોઠવણમાં કેટલોક ફેરફાર કરવામાં આવ્યો છે. **અકબર** છેક ઉત્તરમાં જઈ પહોંચે ત્યાં સુધી આપણું કામ થોભાવી રાખવું એ દુરસ્ત નથી, કારણ કે પોતાના લશ્કરનો થોડો ભાગ એને છોડી દે તે છતાં તે જીત મેળવે એવું પણ સંભવે છે. વળી કાશ્મીરથી એવા જયની ખબર મળશે તો અહીં સઘળાના મનમાં ધાસ્કો પડશે તથા આપણે અહીં કંઇપણ કરી શકનાર નથી એવું જણાશે; તેટલા માટે આપણે આપણું કામ ત્વરાથી કરવાનું છે અને **અકબર** રસ્તામાં હોય, ને **સલીમને** શેહેનશાહની ગાદી આપી ઢંઢેરો પિટાયો

તથા તેણે કિલ્લામાં પોતાનું રક્ષણ સારી રીતે કર્યું છે એવી તેને ખબર મળ્યા પછી થોડા દિવસમાં તે આગ્રે પાછો આવી શકે નહીં એટલે દૂર જાય, ત્યારે આપણી યુક્તિ અમલમાં લાવવી. એમ થશે તો લશ્કરમાં નારાજ થયેલા લોકો **અકબરની** સામે થયા વગર રહેશે નહીં. માટે તમે **મુબારક** તથા તમે બીજા સત્રળાઓ સાવચેત થઈ વેળાસર આપણા લોકોને ખબર આપજો તથા આપણું કાર્ય જલદીથી સાધવાનો ઇરાદો રાખ્યો છે તેથી તે સારી રીતે પાર પડે તેટલા સારૂ તૈયાર થઈ રહેવાને તેમને ચેતાવજો.'

આ પ્રમાણે સેહેજ વધારે વાત કર્યા બાદ કાવતરામાં સામેલ થયેલા લોકો છુટા પડ્યા અને દરેક પોતપોતાને રસ્તે ગયા, પણ જે બે માણસ પછવાડેથી આવ્યા હતા તેઓ ત્યાં આગળ ઊભા રહ્યા.

'આ ઘણી અગત્યની બાતમી મળી છે,' તેમાંનો એક બોલ્યો.

'બેશક તેવી છે ખરી,' બીજાએ ઉત્તર વાળ્યો, 'અને મારા ધારવા પ્રમાણે આ ખબરથી **અકબરનું** કામ ઘણું સહેલું થશે. કેવી દિલગીરીની વાત છે કે **અબુલ ફેઝલ** આગળ જઈ આ બાતમી આપણે હમણા ને હમણા આપી શકતા નથી, પણ રાત પડતાં સુધી આપણે થોભવું જોઇએ. ત્યાર પહેલાં એના મેહેલમાં જવું ધાસ્તી ભરેલું છે. વળી હમણા તે શેહેનશાહની હજુરમાં છે એમ મને લાગે છે, તેથી તે પોતાના મેહેલમાં મળશે પણ નહીં.'

'હું ધારૂં છું કે,' પહેલો બોલ્યો, 'હમણા આપણે છુટા પડવું એ ઠીક છે; મધ્યરાત્રીએ આપણે વઝીરને ઘેર મળીશું.' એમ કહી પોતાના સાથીને સલામ અલેકુમ કરી એક એક મહોલ્લા તરફ વળ્યો, અને બીજો શખસ નદીને કિનારે ગયો.

---

# પ્રકરણ ૨૫મું.

## તૌહિદ-ઇ-ઈલાહી.

શેહેનશાહના ખાનગી ઓરડામાં ધારવામાં આવેલી જે ક્રિયાઓ થતી હતી તે ગમે તેવી ધાસ્તી ભરેલી અને અપવિત્ર હશે તોપણ, અને તે ઉપરથી ધર્મિષ્ઠ **યુસફ** તથા તેના બે સાથીઓ એમ અનુમાન કરતા કે **અકબરે સેતાન** સાથે સંબધ કીધો છે તે છતાં પણ, આ રાતના તો જે બનાવ બન્યો તેમાં એક પુખ્તપણે વિચાર કરનાર મુસલમાનને કંઈ વિચિત્ર લાગે તેવું નહોતું, અગરજો ત્યાં ચાલતી વાત તે બરોબર સમજ્યો હોત તથા તેનો સેહેજ ભાવાર્થ પણ તેના ધ્યાનમાં ઉતર્યો હોત તો તેની રગમાં જે ધર્માન્ધપણું વ્યાપી રહેલું તેના યોગેજ ખોટું લાગતે.

**ફૈઝી, અબુલ ફઝલ,** અને **કુલુક** બ્રાહ્મણ જે ઉત્તર તરફથી તરતજ આવ્યો હતો, તે ત્રણે જણા શેહેનશાહની હજુરમાં બેઠા હતા.

'તમારા ગુપ્ત દૂત તરફથી બીજી કંઈ ખબર મળી છે કે?' શેહેનશાહે પોતાના પ્રધાનોને પુછયું.

'ગઇ કાલની કંઈ ખબર મળી નથી,' **અબુલ ફઝલે** જવાબ આપ્યો, 'પણ આજે મધ્ય રાત્રીએ તેમની આવવાની વકી છે ને હું ધારૂં છું કે તેઓ કંઇ બાતમી લાવશે ખરા.'

'શું એ દિલગીર થવા જેવું નથી,' **અકબર** બોલ્યો, 'કે આવા માણસો સાથે આપણને કામ પાડવું પડે છે? અહા! આવા ઉપાય લેવાને શા માટે લોકો આપણને જરૂર પાડતા હશે?'

'એ તો આપણી હાલની રાજપદ્ધતિ, જે બદલાઇ શકે તેવી નથી, તેનું અનિવાર્ય પરિણામ છે,' પ્રધાને જવાબ વાળ્યો. 'જ્યારે સઘળી સત્તા એકજ પુરૂષના હાથમાં મુકાયેલી છે, અને તે એક પુરૂષ રાજકારભારથી નારાજ થયેલા લોકોની ફરિયાદો બિનપાયાદાર ગણે ત્યારે, વાજબી રીતે કે ગેરવાજબી રીતે, તેઓ નારાજ થયા હોય તોપણ તેમને દાદ મેળવવાનાં બીજાં સાધન રહેતાં નથી. આવા સંજોગોમાં પોતાની મતલબ પાર પાડવાને

માટે લોભી પુરૂષો તથા શ્રીમંત થવાની ઇચ્છા રાખનારાઓ તેમને પોતાના હાથમાં લે છે તથા તેમને અગાડી ધરી અંદરખાનેથી ઉસકેરણી કર્યા કરે છે.'

'પણ મારી રૈયતની ફરિયાદ સાંભળવાની હું કદી ના પાડતો નથી,' **અકબરે** કહ્યું, 'અને તે ફરિયાદો વાજબી હોય છે તો મારાથી બને તેટલે દરજ્જે તેની દાદ આપું છું.'

'તે વાજબી હોય છે તો;' **અબુલ ફઝલ** તે વાક્ય ફરીથી બોલ્યો, 'હા, પરંતુ તે નક્કી કોણ કરે છે? શેહેનશાહ અને તેના સલાહકારોજ કેની?'

'પણ ત્યારે તે શિવાય આપણે શું કરી શકીએ? આપણે જાણીએ છિયે કે દુનિયાના બીજા ભાગોમાં કેટલાંક રાજ્યો તથા પ્રજાઓ છે, કે જ્યાં જુદા પ્રકારનો કારભાર ચાલે છે; પણ તે લોકોની સ્થિતિ આપણા લોકોની સ્થિતિથી તદ્દન જુદીજ છે. આપણા લોકોની વર્તણુક, રીતભાત તથા રૂઢિથી કંઈ સંભવિત હોય તોપણ આપણી હકુમત તળે ઘણાં રાજ્યો અને જુદી જુદી કોમો છે તેથી પ્રજાનેજ રાજકારભારમાં કંઈ ખરેખરો ભાગ સોંપવો તે શી રીતે બની શકે?'

'એ તો વાજબી છે,' **અબુલ ફઝલ** બોલ્યો, 'અને વધારે ફેરફાર કરવા એ મને દુરસ્ત લાગતું નથી તથા તે સંભવિત પણ નથી, એવું મેં જણાવ્યુંજ છે. હાલના રાજકારભાર માટે હું બોલ્યો તે ફક્ત એટલુંજ બતાવવાને માટે કે વધારે ખરાબ સ્થિતિ દૂર કરવાની ખાતર જે ઉપાય કામે લગાડવાની આપણને ફરજ પડે છે તે ઉપાય વાપર્યા વગર આપણો છુટકો નથી. વળી જે માણસોને આપણે ધિક્કાર સાથે ગુપ્ત દૂતો કહીએ છિયે તેના સંબંધમાં જણાવવાનું કે કોઈ ધારે તેના કરતાં તેઓ ઓછા તિરસ્કારને પાત્ર છે; કંઈ નહીં તો, જે બે માણસો સાથે હું કામ પાડું છું તેઓ આબરૂદાર છે, બીજા લોકો તેમને માન આપે છે, અને તન મનથી આપણી ખાતર મેહેનત કરે છે, તથા આપણું રૂડું ઇચ્છે છે. વાત ખરી છે કે તેમને સારો પગાર આપવામાં આવે છે, છતાં તે કંઈ મહત્વની વાત નથી; કારણ કે પગાર વગર પણ તેઓ આપણને નિમકહલાલ રહેશે. તે ઉપરાંત તેમણે એક ઘણું અગત્યનું કામ કર્યું છે. **સલહાના**ના કપટની બાતમી

તેઓ લાવ્યા હતા, **અને ગોરખયોગીનાં** છૂપાં કાવતરાંની તેના જેટલીજ અગત્યની ખબર પણ તેઓજ લાવ્યા હતા.'

'હા, હા!' **ફૈઝી** મરડાટમાં બોલ્યો, 'જે તત્વવેત્તા–યોગશાસ્ત્રની ગૂંચો શેહેનશાહને બતાવવાનો યત્ન કરતો હતો તે વેળાએ તેમની ક્ષણવાર મેળવેલી મેહેરબાનીનું ગુમાન ધરાવતો હતો, તે પુરૂષ કેની? પણ એનાથી મારા જાણવા પ્રમાણે, કંઇ શેહેનશાહને વિશેષ ફાયદો મળ્યો નથી.'

પોતાનામાં અતિઘણું ડાહાપણ હોવા છતાં આવા લુચ્ચા ઠગારાથી ક્ષણવાર પણ તદન ભોળવાઈ ગયો હતો એ વાત યાદ કરાવ્યાથી શેહેનશાહ આ સમયે જરા શરમિંદો પડી ગયો. પણ એટલામાં **કુલુક** વચમાં પડયો ને નીચે મુજબ બોલી વાત જારી રાખીઃ–'એ વાત ખરેખર દિલગીરી ઉત્પન્ન કરનારી છે, તથાપિ **ગોરખ** સાથે થોડોક પણ સંબંધ રાખવો સારો છે. મારા જુના શિષ્ય **સિદ્ધરામે** એની કેટલીક વાત કહી છે તે જોતાં એનાથી સાવચેત રહેવાની જરૂર છે ખરી, તોપણ અસલની યોગવિદ્યા, જે હાલમાં ઘણીખરી ભુલી જવામાં આવેલી છે, તે સંબંધી અમે કોઈ દિવસ પણ શોધ કરી શકીએ તેના કરતાં વધારે જ્ઞાન એનામાં છે, પછી તેવું જ્ઞાન કદાચ દંતકથાથી એને મળ્યું હોય તોયે શું થયું.'

'તમે જુઓ છો ત્યારે,' હર્ષથી **અકબરે ફૈઝીને** કહ્યું–'આપણા મિત્ર **કુલુક**, જે બ્રાહ્મણોની સઘળી વિદ્યામાં પ્રવીણ છે, તે પણ યોગવિદ્યા કંઇ એવી તદન બિનઉપયોગની ગણતા નથી.'

'આપણા ડાહ્યા મિત્ર, જેની તરફથી આપણને ઘણું જાણવા જેવું જ્ઞાન મળેલું છે, તે કહે છે તો હું ખુશીની સાથે કબૂલ કરૂં છું કે એ વિદ્યામાં ઘણોક અગત્યનો ભાગ સમાયેલો છે. પણ માફ કરજો, **કુલુક**, મારે પુછવું પડે છે કે આવી ઘણા પુરાતન કાળની વિદ્યામાંથી શું સત્વ મેળવવાની તમે આશા રાખો છો? મારા ધારવા પ્રમાણે તો તે એક પ્રકારની ગૂઢતા છે કે જે અસંભવિત સાયુજ્યમુક્તિની આશા આપે છે. એવી મુક્તિ મંત્ર તંત્રથી અથવા સ્પષ્ટ કહીએ તો ચમત્કારિક જાદુવિદ્યાથી પ્રાપ્ત થાય છે એમ વળી જણાવવામાં આવે છે.'

'પાતંજલ શાસ્ત્રમાં જે મત પ્રદર્શિત કીધો છે તેની વિરૂદ્ધ હું એટલો બધો જતો નથી,' કુલુકે ઉત્તર આપ્યો-'અગરજો હું એમ જણાવતો નથી કે તેમાંજ સઘળા સત્યને। સમાવેશ થયો છે. ગોગશાસ્ત્ર પ્રમાણે આત્મા પરમાત્માનું એકત્ર થવું તથા અનિત્ય પદાર્થોનું નિત્ય થવું એ મુરખાઈ ભરેલો મત નથી. પણ નિઃશંક! એકત્ર થઈ જવાથી કે લીનતાને લીધે મનુષ્ય પ્રાણીમાં રહેલા મનના ગુપ્ત ભેદનો ખુલાસો થાય છે; તથા તેવા ગુપ્ત ભેદથી એકાએક અનિત્ય પદાર્થ નિત્ય રૂપમાં બદલાઇ જાય છે એવું જે જણાવવામાં આવે છે તેમાં ઘણો શક રહે છે. આવી સાયુજ્યમુક્તિ સંભવિત હોય તો તે ખરેખર આત્મક્ષયજ ગણાય; પણ આ જેનું પરિણામ છે તે મૂળ વિચાર આટલે બધે દરજ્જે કે થોડે દરજ્જે પણ નાકબૂલ કરવા લાયક છે એમ હું ધારતો નથી. વળી સંકુચિત જગ્યામાં માણસોને દબાણ થવાને લીધે તથા તેમાંથી તેમનો છુટકો થાય તેવું ન હોવાને લીધે તેમના ચૈતન્ય, જ્યારે વધારે ઉમદા તથા ઊંચા પ્રકારના વિચારમાં તેમની વૃત્તિ ચોંટે છે તેવા દુર્લભ સમયમાં જેટલા ઇશ્વરના સ્વરૂપમાં તદ્રૂપ થઇ શકે છે તેના કરતાં વધારે કદી થતા નથી એ વાત શું ખરી નથી? આવા વિચારો જો ફક્ત ખાલી શુનકાર જેવા ન હોય પણ મનુષ્ય જિન્દગીના અનુભવપરથી, કે જ્ઞાનથી, કે કળાથી, કે મનુ'યની સાંસારિક સ્થિતિનું મનન કરવાથી જો બહાર પડતા હોય તો સમર્યાદ તથા સ્વશોધક અહં સાર્વજનિક લાભમાં તલ્લીન થઇ જાય તેના કરતાં ઊંચા પ્રકારના કેવા પ્રયોગની તમે આશા રાખો છો? જિન્દગીનું ખરૂં સત્વ મનુષ્ય પ્રાણી જ્યાંથી મેળવે છે તેમાં, જો તેનું કર્તવ્ય તેણે બરાબર બજાવ્યું હોય છે તો, તેનો આખરે સમાવેશ થવો જોઇએ.'

'આ ખરેખર મને રૂચતા શબ્દો છે,' **અકબર** બોલ્યો. 'આજ વિચાર—આત્મસંયમનો વિચાર-આપણા પોતાના તત્વશાસ્ત્રમાં, તથા પશ્ચિમ તરફથી આવેલા પાદરી જે મતનો ઉપદેશ કરે છે. તેમાં, સજીવન કરતો માલમ પડે છે, પણ મનુષ્યોના અને ખાસ કરીને તત્વવેત્તાઓના વિચાર બીજા કોઇ વિષયપર દોરવી શકાય તેમ શું નથી? આ આત્મ-સંયમનો મત ગમે તેટલો ઊંચા પ્રકારનો તથા યથાસ્થિત છે, તથાપિ ચૈતન્ય અને પ્રકૃતિ જે વિશ્વમાં વ્યાપેલાં છે તેના નિત્ય સંબંધ માટે આપણને એથી શું જ્ઞાન મળે છે?'

'બેશક,' તે બ્રાહ્મણે જવાબ આપ્યો, 'જે તત્વવેત્તા તત્વશાસ્ત્રના વિચાર કરવામાં જિન્દગી અને નીતિ સંબંધી કંઈ પણ શોધ તથા મનન કરવાનું કામ મુખ્ય ગણતો નથી તે તત્વવેત્તાના નામને લાયક ગણાય નહીં, પણ જિન્દગીનો ગુપ્તભેદ આપણને કોણ સમજાવી શકશે ?'

' નિઃસંદેહ તે કોઇ સમજાવી શકશે નહીં; ને હાલમાં તો તેવું કોઈ છે નહીં,' **ફૈઝીએ** ઉત્તર વાળ્યો; 'વરસોનાં વરસો પછી ભવિષ્યમાં કોઈ જ્ઞાની પુરૂષ કેવી રીતે તે ખુલાસો કરી શકશે તેની આપણે અટકળ બાંધી શકતા નથી. પણ પ્રાચીનકાળના તથા અર્વાચીનકાળના ડાહ્યા માણસોએ ગ્રહણ કીધેલો તથા તેમાંના ઘણાએએ ઓછે વત્તે દરજ્જે સ્પષ્ટપણાથી દર્શાવેલો દઢમત કે " સૃષ્ટિમાં અનાદિ અને અનંત એક નિત્ય જીવ છે," જેને લીધે દરેક વસ્તુનો એક બીજા સાથે ગાઢો સંબંધ થયો છે અથવા તે એકત્ર થાય છે, અને જેનો મુખ્ય નિયમ સંવર્ધન, જિન્દગાનીના હલકા પ્રકારના રૂપને તેથી વધારે ઊંચા પ્રકારનું રૂપ આપવાનું સંવર્ધન છે, એવો દઢમત અંગીકાર કરીને હમણા તો આપણે શું સંતોષ માનવો નહીં ? અને આપણે પોતે, આપણે મનુષ્ય-શું છિયે ? આપણી આસપાસ જે રહે છે તેવાજ પ્રકારના હંમેશાં આપણે માલમ પડીએ છિયે; તે ( પરમાત્માના ) સાર્વજનિક ચૈતન્યનું પ્રકાશમય રૂપ છે-જેમાં દરેકને પોતાના ટોળામાં રહી પોતપોતાની શક્તિમુજબ સામાન્ય સંવર્ધનમાં ભાગ લેવાનું નિર્માણ કીધેલું છે. જેમ જેમ વધારે ઊંચા પ્રકારના તથા વધારે સાર્વજનિક હેતુઓ પ્રાપ્ત કરવાની વાત આપણા લક્ષમાં વધારે સ્પષ્ટપણે રાખીશું તેમ તેમ સ્વાર્થની ક્ષુદ્ર લાગણીઓ દૂર ખસતી જશે, અને આપણા જાતિભાઇઓની, આપણા સંસારમંડળની, તથા આપણા રાજ્યનું ભલું કરવાની નિઃસ્વાર્થ ભક્તિ અગાડી વધતી જશે.'

'ઘણીજ સરસ રીતે આ બાબત તમે સમજાવી છે, ભલા ફૈઝી !' **અકબર** બોલ્યો; ' પણ આ સઘળું ખરૂં હોય તો પણ તેથી શું તમને સંતોષ થાય છે ? કંઈ બીજીજ વસ્તુ, કંઈ વધારે અતિ મૂલ્યવાન વસ્તુ મેળવવાની તમને ઇચ્છા થતી નથી ?'

'બેશક,' ફૈઝીએ જવાબ આપ્યો, 'ગૂઢ સામાન્ય કથનરૂપ એ એક વિચાર સંતોષકારક નથી. તે વધારે સ્પષ્ટપણે આપણે સમજીશું અને તે લાગુ પાડવાનું પણ આપણે શિખીશું; તેના અહીં થતા આવિષ્કરણનું અવલોકન કરવાથી અમર જિન્દગી તથા અસલ સંબંધનું જ્ઞાન મેળવવાને આપણે યત્ન કરીશું, અને જેઓ તત્વશાસ્ત્રમાં મચ્યા રહે છે તેઓ આવું જ્ઞાન પ્રાપ્ત કરવાને યત્ન કર્યાજ કરે છે.'

'મારૂં કહેવું તમે બરોબર સમજ્યા નથી,' શેહેનશાહ બોલ્યો, 'છતાં તમે જે સઘળી વાત કહી તે હું કબૂલ કરૂં છું. મારા કહેવાનો ભાવાર્થ આ પ્રમાણે હતોઃ જે સાર્વજનિક ચૈતન્ય-(પરમાત્મા) વિષે તમે જણાવ્યું તેનું મૂળ કારણ તેના પોતામાંજ છે કે તેથી પણ વધારે ઊંચા પ્રકારની બીજી બુદ્ધિમાં સમાયલું છે ?'

'બુદ્ધિ તથા વિચાર, તેમજ જેને આપણે પ્રકૃતિ કહીએ છિયે તે આ પરમાત્માના મુખ્ય તથા અગત્યના ગુણ છે. અનંત આવિષ્કરણમાં તે સઘળા પ્રત્યક્ષ જોવામાં આવે છે. અને એમ છે ત્યારે વસ્તુના જે ગુણ છે તે પાછા તેના કારણરૂપ હોય એ કેમ સંભવે ?'

આ સાંભળી ત્યાં આગળ બેઠેલા સઘળાઓ કેટલીક ક્ષણ તદન શાન્ત થઈ ગયા. આનો જવાબ આપવાને શેહેનશાહે ફાંફાં માર્યાં, પણ વ્યર્થ-તેણે પોતાનું ડોકું ધુણાવ્યું પણ કંઈ બોલી શક્યો નહીં.

'મારા ભાઈ,' આખરે અબુલ ફઝલે ફૈઝીને કહ્યું, 'તમારી તકરાર બેશક ન્યાયશાસ્ત્ર પ્રમાણે છે, પણ જેમ આપણા પૂજ્ય શેહેનશાહની એથી ખાતરી થતી નથી, તેમજ મારી પણ ખાતરી થતી નથી. આત્મા અને પ્રકૃતિના આ સામાન્ય ગુણનો આ આપણી વાત સાથે શું સંબંધ છે ? એથી આપણને શું લાભ થાય એમ છે ?'

'ઠીક,' ફૈઝીએ હસીને કહ્યું, 'જો એ વાત ખરી હોય તો તમને જરૂર કરીને તેમાંથી કંઈ મળવુંજ જોઇએ એમ નથી. અને જો એ વાત ખરી છે તો તમારે તે કબૂલ કરવી જોઇએ, પછી તે તમને સંતોષકારક

અથવા આનન્દી લાગે કે નહીં. તોપણ આથી હું એમ બતાવવા માંગું છું કે જે વસ્તુ આપણે સારી તથા ખરી માનીએ છિયે તેને માટે આપણામાં ભક્તિ ઉત્પન્ન થાય છે. એટલેજ દરજ્જે જિન્દગીમાં મારો મત અમૂલ્ય છે અથવા લાભકારક ગણાય છે; અને આના કરતાં વધારેની તમે કેવી આશા રાખી શકો છો?'

'તમારૂં કહેવું વાજબી છે,' **અબુલ ફઝલે** જવાબ આપ્યો, 'પણ મારા પોતાને માટે અને આપણા બધાને માટે બોલવા કરતાં, મારૂં બોલવું ઓછી કેળવણી પામેલા તથા ઓછી સમજવાળા લોકો માટે હતું. આ લોકો આપણી આ સઘળી વાતો સમજી શકે એમ નથી, પણ રોજના અનુભવ કરતાં કંઇ પણ ઉત્તમ અને ઉમદા વસ્તુની તેઓ આશા રાખે છે ને પ્રયત્ન કરે છે; તેટલા માટે આ ગૂઢ વિચારો સાધારણ લોકોને સમજ પડે તેવા આકારમાં મુકવા એ શું સભવિત નથી?'

'જે બાબતનો ઘણી વાર હું વિચાર કરતો હતો તે બાબત આપણા મિત્ર **ફૈઝી**એ હમણા કહી બતાવી છે,' **અકબર** બોલ્યો. '**ફૈઝી**એ જણાવેલા આ મત અથવા વિચારને સારૂ નવાં ચિહ્ન કે નવું રૂપ શોધી કાઢવું જો શકય ન હોય તો અસલના વખતના લોકોનો વિચાર આપણે શું ગ્રહણ કરી શકીએ નહીં? આ વિચારો છુટા છવાયા ધર્મ પંથના ખાસ તરિકે નહોતા, પણ લોકોના પોતાના ધર્મ તથા કલ્પનાશક્તિના જુસ્સામાંથી તે આવિર્ભૂત થયા હતા.'

'હું તમારો કહેવાનો અર્થ સમજ્યો,' **અકબર** બોલતો બંધ થયો ને **ફૈઝી** બોલ્યો. 'હું જો બરોબર સમજ્યો હોઉ તો જે નવો મત અથવા ઉપદેશ શેહેનશાહ દાખલ કરવાની ઇચ્છા રાખે છે, અને જેની માહીતી તેમના કેટલાક વિશ્વાસુ મિત્રોને કયારની થઇ છે તે મત યા ઉપદેશ સંબધી તમારૂં બોલવું થાય છે. કેમ એજ ખરૂં કેની?'

'ખરેખર, તમારૂં સમજવું બરોબર છે,' **અકબરે** ઉત્તર આપ્યો; 'પણ એ બાબત વધારે કહેવાની આજે તક મળી છે તેનો લાભ લઈ બાકીની

વાત જણાવું છું-ઘણી બાબતનું સ્પષ્ટિકરણ મને, **ફૈઝી** તથા **કુલુક**, તમારી તરફથી થયું હતું તેને માટે હું તમારો આભારી છું, અને આપણે જે વાત ઉપર ઉતરી પડયા છિયે ને જેથી મારો કહેવાનો અર્થ ખુલ્લો બતાવવાનો મને વખત મળ્યો છે તે જોઇને ખરેખર મને આજે ઘણો આનન્દ થાય છે. સાંભળો ત્યારેઃ-બુદ્ધિને અનુકૂળ પડે તેવો ધર્મમત જેમાં દર્શાવી શકાય તથા તત્વશાસ્ત્રીઓ અને તેમના કરતાં ઓછી સમજવાળાઓ જેથી સંતોષ માની શકે તેવા કોઈ પ્રકારના ધર્મમતના રૂપ માટે હું લાંબા વખતથી સંશોધન કર્યા કરૂં છું. આખરે અસલના ઈરાનીઓ અને વિશેષે કરીને, **કુલુક**, તમારા પ્રાચીનકાળના તત્વવેત્તા કવિઓની મૂર્ત્તિઓની મને માહિતી થતાં તેમાં હું જે શોધતો હતો તે મને મળી આવ્યું. તમને આટલી બધી જાણીતી મૂર્ત્તિઓ, **સૂર્ય** અને **અગ્નિ**-એ વિષે મારૂં બોલવું છે. તેજ અને ઉષ્ણતાના ઘણાજ અજાએબ પમાડે તેવા પ્રત્યક્ષ સ્વરૂપોનું મનન કરવું કદાચ પહેલ વહેલાં વ્યર્થ તથા નકામું લાગશે; પણ વધારે સાવચેતીથી તપાસવાથી માલમ પડશે કે તેમાં ઊંચા પ્રકારનું સત્ય સમાયેલું છે અને કદાચ હવે પછીના યુગમાં વધારે જ્ઞાન પ્રાપ્ત થશે; એના યોગે તે સત્ય શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ પદવી પામશે. જુઓ,' ઓરડાના ખુલ્લા ગોખ તરફ ફરી તથા ધીમે ધીમે અસ્ત થતા સૂર્ય તરફ આંગળી કરી **અકબર** અગાડી બોલ્યો, 'આ દુનિયાના સઘળા પ્રકાશ અને જીવની કીર્ત્તિમય પ્રતિમા, આવતી કાલે ચકચકતી કાન્તિ સહિત પાછો આવવાને આજે આપણને છોડી દે છે. અસલના લોકો એને એક દેવ તરિકે ગણતા હતા, અને તેની પૂજા તથા પ્રાર્થના કરતા હતા; અને વળી અસલના ડાહ્યા પુરૂષો જીવના મુખ્ય તત્વ તથા અનંત આકારમાં હૃદયની સર્વવ્યાપક શક્તિની તે ઉત્કૃષ્ટ મૂર્ત્તિ છે એમ માનતા હતા; કારણ કે તેજ તથા ઉષ્ણતા, જેના વગર કોઈપણ પદાર્થ જીવન ધારી શકતો નથી તે શું શરીર આત્મા તથા ચૈતન્ય આપનારા નથી ? સૂર્ય, ચંદ્ર, અને તારાના પ્રકાશમાં, વિજળીના ચમકારામાં અને આપણા ઘરમાં જે અગ્નિ પ્રગટ કરીએ છિયે તેમાં આ શક્તિ, જે કોઈ વેળાએ હિતકારી છે ને કોઇ વેળાએ ભય ભરેલી તથા નાશકારક છે, તેનાં

ઘણાં સાધારણ રૂપો આપણા જોવામાં આવે છે. આ શક્તિ આપણે હંમેશાં જોઈ શકતા નથી, તોપણ દરેક જગ્યાએ, પૃથ્વીમાં તથા ગ્રહમાં, મનુષ્યમાં તથા પ્રાણીઓમાં, તેજમાં તથા વાયુમાં રહેલી છે; અને તે ખરેખર આ પ્રમાણે છે તો ઐક્ય અને જે ચૈતન્ય માટે, **ફૈઝી**, તમે હમણાજ બોલ્યા હતા, તેના ચિહ્ન તરિકે આ શક્તિને આપણે જો પસંદ કરીએ તો શું તે ફક્ત કવિઓની કલ્પના માફકજ ગણાશે? આપણા મિત્ર **અબુલ ફ્ઝલ** મારા અભિપ્રાયને મળતા થાય છે એટલુંજ નહીં પણ મારો નવો મત, અથવા તમારી મરજી હોય તો એમ કહો કે પ્રાચીન યુગના લોકોના મતમાંથી શોધી કાઢેલો મત, લોકોમાં પ્રવર્તાવવો, અને હાલમાં ધર્મને નામે જે અનેક પાખંડ મત ચાલે છે તેને બદલે, તે કબૂલ કરવાની તેઓ ઇચ્છા જણાવે છે કે નહીં તેની અજમાયેશ કરવી એવી અમારી ઉત્કંઠા છે. બીજા મતોથી આ જુદો છે તે ઓળખાવવાને આ મતનું કંઇ નામ આપવાની જરૂર હતી, અને અગરજો નામ ઉપરથી સઘળો ભાવાર્થ નિકળી શકે નહીં તોપણ '**તૌહિદ-ઇ-ઇલાહી**," "**પરમેશ્વરની ઐક્યતા**" એ નામ અયોગ્ય લાગ્યું નહોતું-દિનકરનાં પ્રાતઃકાળમાં અને પ્રકાશનાં રાત્રીએ યોગ્ય ભજન તથા ઉપાસના કરવા શિવાય બીજી કોઈ પ્રકારની જાહેર પૂજા કે ક્રિયા એ મતમાંથી તદન બાતલ કરેલી છે. આના સબંધમાં મેં તમને થોડીક વાત તો કહેલીજ હતી, પણ પહેલાં કોઈવાર આટલા ખુલાસાથી જણાવી નહોતી. આ મત પ્રવર્તાવવાને માટે હવે અનુકૂળ વખત આવ્યો છે; તમારો અભિપ્રાય શું છે તે મને નિખાલસ મનથી કહો.'

**અબુલ ફ્ઝલ** કે **ફૈઝી** આ માંગણી એકદમ કબૂલ કરવાને રાજી દેખાયા નહીં. આખરે **કુલુકે** પોતાના વિચાર જણાવ્યા.

'બુદ્ધિમાન શેહેનશાહ, તમારા સવાલનો જવાબ અમે એકદમ આપી શકતા નથી તે માટે ક્ષમા કરશો. તમે જે અગત્યની બાબત અમને કહી છે તેને માટે થોડો વિચાર કરવાની જરૂર છે. તમે બતાવેલી યુક્તિમાં લલચાવે એવું ઘણું છે, અને વળી મારા આધીન મત પ્રમાણે તેમાં જોખમ ભરેલું પણ ઘણું છે. તમારા નવા મતમાં જણાવેલી મૂર્તિઓ-જેનો

ઘણો ભાગ અમારા કવિઓ તથા તત્વશાસ્ત્રીઓ તરફથી તમે મેળવેલો છે -તેની ગંભીરતા તથા પ્રૌઢતા હું પહેલાં તો કબૂલ કરૂં છું. પણ એમાં શું ઘણો ભય રહેલો નથી? આ ઇશ્વરસૂચક ચિહ્નો લોકોમાં એક વાર દાખલ થશે તથા તેઓ માન્ય રાખશે, પણ પછી થોડા સમયમાં તેનો મૂળ અર્થ જતો રહેશે અને આખરે બહારની તથા પોતાની મેળે થતી ધર્મની ભક્તિ તરિકે તે ગણવામાં આવશે. વળી આજ મત, જેને લોકોમાં પ્રવર્તાવવાની તમારી ઇચ્છા છે, તે પહેલાં ખરેખર એક કરતાં વધારે લોકોના પંથમાં ચાલુ હતો તે વાતનો પણ આપણે બરોબર વિચાર કરવો જોઈએ. તેનું આખર પરિણામ શું થયું હતું? આ હાલના જમાનામાંજ નહીં, પણ તમે કહો છો તેમ પ્રાચીનકાળમાં ભક્તિ વિષય સંબંધી શકા ઉત્પન્ન થઈ હતી અને હમણાની પેઠે તે વેળાએ ઘણા ધર્મિષ્ઠ પુરૂષો પુછતા કે જે ચૈતન્ય આપે છે, જે શક્તિ આપે છે, જેના હુકમને સઘળા દેવતા માન આપે છે, જેની છાયામાંજ અમરપણું વસે છે, તેમજ જેની છાયામાં મૃત્યુ પણ છે, આ સઘળામાં કયો એક પરમેશ્વર છે કે જેને આપણે સઘળા બળીદાન આપીશું? તે પ્રાચીનકાળમાં પણ સૂર્ય અને અગ્નિ, જીવ તથા શક્તિનાં રૂપનાં ચિહ્ન તરિકે માનવામાં મનુષ્યોનાં મન સંતોષ પામ્યાં નહોતાં. ત્યારે સૂર્ય તથા અગ્નિની પ્રાચીનકાળમાં થયેલી પૂજા કરતાં; તૌહિદ-ઇ-ઈલાહીનો શું ભવિષ્યમાં વધારે સારો સત્કાર થશે વારૂ?'

અકબરે કંઈ જવાબ આપ્યો નહીં. પણ ઉલટું તેણે-'અને ફૈઝી, તમારો શું અભિપ્રાય છે?' એમ પુછ્યું.

'મારા પૂજ્ય મિત્રે જે કહ્યું છે તેનાથી વધારે કહેવાનું કંઇ બાકી રહ્યું નથી,' ફૈઝીએ ઉત્તર આપ્યો; 'અસલના વખતમાં ઉત્પન્ન થયેલી જે શંકા માટે એમણે કહ્યું છે તે એમણે વેદમાંથી જણાવેલા ભાગ કરતાં પણ વધારે સ્પષ્ટપણે દરશાવેલી છે. બીજો કવિ એ કરતાં વધારે જુસ્સાથી જણાવે છે કેઃ—

को अद्धा वेद क इह प्रवोचत्कुत आजाता कुत इयं विसृष्टिः ।
अर्वाग्देवा अस्य विसर्जनेनाथा कोवेद यत आबभूव ॥

**इयं विसृष्टिर्यत आबभूव यदि वा दधे यदि वा न ।**
**यो अस्याध्यक्षः परमे व्योमन्त्सो अंग वेद यदि वा न वेद ॥**

ऋग्वेद*

'આ ઉપરથી જણાય છે કે **ધર્મની** માફક શંકા પણ ઘણા જુના કાળની **છે.** પણ વારૂ તે એકવાર રહેવા દઇએ, અને તેની સાથે સુધારકોને પોતાના સમકાલિન પુરૂષો તરફથી હંમેશાં જે પ્રતિરોધ તથા તિરસ્કાર થયો છે, તેની જો કે આપણે હાલ દરકાર ન રાખીએ, તોપણ આવા પ્રતિરોધ તથા તિરસ્કારનાં ચિહ્નનો જ્યાં નવા મતની ખબર લોકોને પડી છે ત્યાં કોઇ કોઇ જગ્યાએ જોવામાં આવે છે. **અકબર** જેવો પુરૂષ આનો કંઈ ભય રાખશે નહીં, પણ ભય રાખવા જેવી એક બીજી બાબત છે, જેને વિષે **ફુલુકે** કહ્યું છે અને જે નજીવી જેવી ગણી મનમાંથી કાઢી નાખવા જેવી નથી. એક વાર નામ આપ્યા બાદ, પછી તે નામ **અલ્લાહનું** હોય કે બીજું કંઈ, અજ્ઞાન લોકો તેને અમુક પદાર્થની સંજ્ઞા તરિકે માનશે અને અમર આત્માથી જુદાજ કોઇ રૂપની પ્રતિમા તરિકે ગણશે એવી ધાસ્તી રહે છે; એમ થશે ત્યારે સ્વાભાવિક રીતે તમારો મત-પરમેશ્વરની ઐકયતા-એ એમને એમ પડી ભાગશે; તેથી તમે શું નવું દાખલ કીધેલું ગણાશે, કે તમે તેથી શો લાભ મેળવી શકશો ?'

'પણ **ફૈઝી**,' **અબુલ ફઝલે** પુછ્યું, 'લોકો વધારે ડાહ્યા તથા વિચારવાન થાય તેને માટે તમે શું રસ્તો બતાવો છો ? શેહેનશાહની ઇચ્છા છે તે મુજબ વિચારોનો સુધારો તમે કેવી રીતે કરી શકો ?'

---

* ગુપ્ત વાત કોણ જાણે છે, તે વાત અહીં કોણે ખુલ્લી કરી છે ? આ નાનાવિધ સૃષ્ટિ કયાંથી ઉત્પન્ન થઈ ? દેવો પોતે તો પછી અસ્તિત્વમાં આવેલા હતા; આ મોટી સૃષ્ટિ કયાંથી પેદા થઈ એ કોણ જાણે છે ? આ સઘળી મોટી સૃષ્ટિ જેમાંથી પેદા થઈ તેની પોતાની ઈચ્છાએ આ ઉત્પન્ન કીધું છે કે તેનો કંઈ એમાં ઉપયોગ થયો નથી ? સર્વથી ઉંચા સ્વર્ગમાં જે સર્વોત્કૃષ્ટ જ્ઞાતા છે તે આ વાત જાણે છે કે કદાચ તે પણ આ કંઈ જાણતો નથી ?

'ચીનના મોટા તત્વશાસ્ત્રીઓ,' **ફૈઝીએ** ઉત્તર આપ્યો, 'અને સઘળા મોટા સુધારકો લાંબો વખત થયાં કોઇ પણ ધર્મ પાળતા નથી; પણ લોકોને કેળવણી આપવી તથા વધારે સમજણા કરવા એ બાબતમાં તેઓ ખરે રસ્તે પડ્યા છે અને ખરેખરી શરુઆત કીધી છે, અને આપણે એ બાબત ઘણે દરજ્જે વિસારી દીધી છે. સઘળા કરતાં લોકોને કેળવણી આપવી એજ મુખ્ય બાબત છે. તેમાંજ ફક્ત ખરેખરો સંપૂર્ણ રીતે મિશ્રિત ઉપાય સમાયેલો છે. વાત ખરી છે કે આનાં પરિણામ એકદમ જણાતાં નથી. વળી જે લોકો મોટાં કામ માથે લઇ શરુ કરે છે તેઓ ક્વચિતજ તે ફળીભૂત થયેલાં જોય ત્યાં સુધી જીવે છે, પરતુ તે આખરે ફળીભૂત થયા વગર રહેતાં નથી. ઇશ્વરપ્રકાશનના કે બીજા કોઇના પણ આધારવાળો એક નવો મત લોકોમાં દર્શાવવો તે થોડો વખત કદાચ ચાલશે, તોપણ આખરે તે અધમ સ્થિતિએ નક્કી પહોંચશેજ.'

'તમે જે હમણા કહ્યું તેમાં ઘણું સત્ય લાગે છે,' **અકબરે** જવાબ આપ્યો; 'અને એ સઘળાનો હું પૂરો વિચાર કરીશ તથા તે તરફ લક્ષ આપીશ. આપણો નવો મત લોકોમાં પ્રવર્તાવવાને જો ઘણી ઘણી મુસિબતો લાગતી હોય તો આપણા મિત્રમડળમાંજ તે ચલાવવો એ કદાચ ઉત્તમ રસ્તો છે. તેમ છતાં પણ આ મારો પ્રિય વિષય તથા યુક્તિ હું એકદમ છોડી દઇશ એવી આશા રાખશો નહીં. એ વિષય ઉપર આપણે ફરીથી વાદ ચલાવીશું. આજે તો હવે ઘણું થયું; રાજ્યકારભારનું કેટલુંક કામ હવે જોવાનું છે. **અબુલ ફઝલ**, તમે મને ટેકો આપ્યો છે તે માટે તમારો, તમોએ સ્વચ્છ અતરના નિખાલસ મનથી કીધેલા પ્રતિરોધ માટે તમારા એઉનો, તથા તમે બધાએ જે જે ખુલાસા કીધા છે તેથી તમો સર્વનો ઉપકાર માનું છું.'

શેહેનશાહની રજા લઇ, પેલા બે ગુપ્ત દૂતના હેવાલ તેમની સમક્ષ સાંભળવાને સારૂ, પોતાના મિત્રોને તેડીને **અબુલ ફઝલ** પોતાને મેહેલ પાછો ગયો.

---

# પ્રકરણ ૨૬મું.

## ખૂન.

મનને આનન્દમાં તલ્લીન કરે તેવા એક પરોઢિયામાં **સિદ્ધરામ**, પોતાના બે સ્વાર સહિત ફતેહપુર જવાને નિકળ્યો હતો. એક સાધારણ જાસૂસપર ભરોસો રાખી તેને સોંપી ન શકાય એવા અગત્યના કેટલાક કાગળો લઇને તેને મોકલવામાં આવ્યો હતો. સૂર્યનું તેજ ઘણું પ્રકાશતું હતું, પણ તેનો તાપ કંઈ ઘણો હતો નહીં. ઝાડોમાં અગણિત રંગબેરંગી પક્ષીઓ મધુરૂં મધુરૂં ગાયન લલકારતાં હતાં, અને ખિસકોલી તથા નાનાં વાંદરાંઓ ડાળીએ ડાળીએ કુદતાં હતાં. આખી સૃષ્ટિ લીલીછમ તથા દિલ બહેકાવનારી લાગતી હતી, અને વળી રસ્તે મળતા ખેડુતો, જાણે કે ત્યાં આસપાસ પસરી રહેલા આનન્દમાં તેઓ પણ ભાગ લેતા હોયની શું તેમ, હમેશની માફક ઉતાવળે પગલે ચાલવાને બદલે ધીમે ધીમે પગલાં ઉપાડતા જણાતા હતા.

સઘળાં પ્રાણી તથા મનુષ્યો આવા ઉલ્લાસમાં હતાં ત્યારે **સિદ્ધરામ** જે એક વેળાએ ઘણો વિનોદી તથા આશાથી ભરપૂર હતો, તે આમાં કંઇ ભાગ લેતો નહોતો. વિચારમાં નિમગ્ન થયેલો તથા શોકગ્રસ્ત થયેલો તે મૂગો મૂગો અગાડી ચાલ્યો અને તેના માણસો તેની પાછળ જતા હતા. આગ્રા શેહેરમાં તે પહેલવહેલો આવ્યો, અને **પરવીઝ** તથા બીજા મિત્રો સાથે મજાક મશ્કરી કરતો, તથા કોશાધ્યક્ષની કુલીન પુત્રી સંબધી વાતો વિશ્વાસપર દયાની લાગણી સહિત **પરવીઝ**ને મ્હોડે સાંભળતો હતો, તે વખત કરતાં આ વખતે ખરેખર તે જુદોજ માણસ જણાતો હતો. એનામાં આવો ફેરફાર જોઇને **પરવીઝ** અચંબો પામ્યો હતો, તો પણ વિવેકની ખાતર તે બાબત એણે પુછપરછ કીધી નહોતી, અને સઘળી વસ્તુ પહેલાં કરતાં જુદાજ પ્રકારની પોતાને લાગતી હતી એવું **સિદ્ધ**ને પોતાને પણ ઘણે દરજ્જે જણાતું હતું. પોતાની પ્રિયાનું નામ દેતો દેતો, જાણે કે આખી દુનિયા તે જીતી આવશે તેમ ઘણી ખુબી સાથે પોતાના લશ્કરી ઘોડાને દોડાવતો **ફુલુકે** એને જોયો હતો તે દિવસના કરતાં આ વખતે એ કેટલો બધો

બદલાઈ ગયો હતો ? જ્યારે **ઇશિવતી**ની મુલાકાત તેને સ્વર્ગસુખ જેવી લાગતી–એક **રીઝીયા** જેવીના મોહક સમાગમની ઇચ્છા રાખવાની તેને લાલચ લાગી હતી ત્યાર પહેલાં, જ્યારે એનું અતઃકરણ શુદ્ધ હતું, અને કાવતરૂં, બેવફાદારી તથા કૃતઘ્નતાના ગુન્હા કરવાથી શરમ લાગવાનું એને કારણ નહોતું તે સમયમના **સિદ્ધ**માં ને આ વખતના **સિદ્ધ**માં કેટલો બધો ફેરફાર હતો ? તેના વિચાર ખરેખર શોકમય હતા, કારણ કે પહેલાં કોઇપણ વખત તેના મનમાં વેહેમ આવેલા તે કરતાં આ વેળાએ ઘણા વેહેમ તેના મનમાં ઉત્પન્ન થયા કરતા હતા. શું **રીઝીયા** તેના તરફ ખરેખરી આસ્થાવાળી હતી, કે તેનો પતિ, જે તેના પોતાના કરતાં તેણીના પ્યારને માટે વધારે લાયક હતો, તેની સાથે જેવી રીતે વર્તતી તેજ પ્રમાણે તેની પોતાની સાથે વર્તતી હતી ? **સલીમ** શું ખરેખર રાજ-કારભારના કામ માટેજ ત્યાં આવ્યો હતો, કે મુલાકાત લેવાના તેના કઇ બીજા હેતુ હતા ? અને વળી જે કાવતરામાં **સિદ્ધ** વધારે ને વધારે ગુંચવાતો હતો તેનું શું ? આ વેળાએ તે માટે તેણે વિચાર કીધો તો તેનું જુદુંજ સ્વરૂપ જણાવા લાગ્યું. તે કંઈ પોતાના સ્વદેશના રક્ષણ માટે નહોતું, પણ તેનો હેતુ તદન જુદોજ હતો એમ લાગ્યું. વળી **રીઝીયા**ના પોતાના કહેવા મુજબ તેણે એને એક કરતાં વધારે વાર છેતર્યો નથી ? ત્યારે આ વેળાએ તે સચજ બોલે છે એવું માનવાને હમણા એને શું વિશેષ કારણ હતું ? હમણા વળી એ કેવાએ ફાંસામાં સપડાયો હશે ? કેવા અધમ કર્મ કરવા માટે એ પાછો તેનું હથિયાર થઈ પડયો હશે ?

આ પ્રમાણે અનેક તર્ક વિતર્ક તેના મનમાં પેદા થતા હતા, તેવામાં તેના એક સ્વારે બૂમ પાડી તેથી તે જાગૃત થયો, અને જે બાજુ તરફ તે સ્વારે બતાવ્યું તે તરફ જોતાં થોડેક દૂર કેટલાક ઘોડેસ્વારોનું એક ટોળું ભાલાથી લડતું તેની નજરે પડયું.

પોતાના ઘોડાને એડ મારી દોડાવી **સિદ્ધ** બોલ્યો, 'આગળ વધો !' અને ભર દોડે પાછળ આવતા પોતાના સાથીઓ સહિત તે લડાઇની

જગ્યા તરફ ગયો. તે છેક નજદીક ગયો તો ત્યાંના માણસોને જોઇને તે ઘણું આશ્ચર્ય પામ્યો તથા તેના મનમાં ધાસ્કો પડ્યો. એણે ત્યાં આગળ **અબુલ ફઝલને** જોયો તથા શાહજાદા **સલીમની** સાથે જે રાજાને તે ઘણી વાર મળેલો તે રાજા **નરસિંધને** પોતાની તરવારથી **અબુલ ફઝલને** કતલ કરવાનો યત્ન કરતો જોયો. રાજાના માણસોએ આ નવા આવનારને જોયા કે તરતજ તેમાંની એક ટુકડી તેમની સાથે લડવાને ગઈ. તે ટુકડીના મુખ્ય માણસ પર **સિદ્ધે** હુમલો કીધો, અને **સિદ્ધનો** ભાલો આરપાર ઘોંચાવાથી ઘોડા સહિત તે તરતજ ભૂમિ ચાટતો થયો. પછી **સિદ્ધે** પોતાની તલવાર બહાર કાઢીને એક ઘાથી ઘોડાપર બેઠેલા બીજા સ્વારને જીનપરથી છૂટો પાડ્યો. ત્રીજા માણસ સાથે જરા એને વધારે મેહેનત પડી, કારણ તે કેળવાયલો સિપાઈ હતો તથા તલવારના પટા તે સારી રીતે ખેલી જાણતો હતો. અને જ્યારે **સિદ્ધના** બે સ્વાર તેમના પ્રતિપક્ષીઓ સાથે બાઝેલા હતા તેવામાં પોતાના સોબતીઓની મદદે બીજા સિપાઇઓ ઘોડા ઉપર સ્વાર થઈ આવ્યા. આથી આ ત્રણ જણાની સ્થિતિ ઘણી બારિક થઈ પડી હતી એટલામાં **સિદ્ધે** પોતાના દુશ્મનને એક સચોટ ઘાથી ભોંયપર પાડ્યો, અને નવા આવનારની સાથે બાથ ભિડવાને તૈયાર હતો, પણ તેટલામાં પાછા ફરવાને સારૂ રણશિંગડું ફુકાયું અને તેમણે એકદમ ઘોડા ફેરવ્યા—પણ જે ક્ષણે **સિદ્ધે** પોતાના સામાવાળીઆને કાપી નાખ્યો અને બીજાઓને પાસે આવતા જોયા તેજ ક્ષણે **અબુલ ફઝલને** પોતાનાં હથિયાર ઉડાવી નાખતો, પોતાની તલવારને ભોંય પર પડવા દેતો અને પછી ઘોડાપરથી જમીનપર પડતો **સિદ્ધે** જોયો. ત્યારપછી તુરતજ **નરસિંધે** પોતાના સિપાઇઓને બોલાવી લીધા હતા, અને તેઓ એકદમ દોડ મારી મેદાનપર પાછા ચાલ્યા ગયા. આ ખૂન કરનારાઓની પાછળ લાગવું એવો **સિદ્ધના** મનમાં પહેલ વહેલો જુસ્સો થઈ આવ્યો, પણ ફરી વિચાર કરતાં તેને લાગ્યું કે તે પોતના બે માણસ—જેમાંનો એક ઘાયલ થયો હતો, તેની સાથે તે સેહેજ પણ ફતેહ મેળવી શકશે નહીં, અને પ્રધાનના ચાર નોકરો ત્યાં ખેતરપર સુવેલા પડયા હતા તેમને તથા અવસ્ય કરીને **અબુલ ફઝલને** મદદની જરૂર હતી.

પોતાના ઘોડા ઉપરથી કુદી પડી તથા પોતાના એક નોકર તરફ લગામ ફેંકી, ઘાયલ થયેલા સરદારની પાસે **સિદ્ધ** ઘુંટણીએ બેઠો અને તેનાં પહેરેલાં વસ્ત્ર ઢીલાં કરી છાતીમાં લાગેલા ઉંડા ઘામાંથી વહેતાં લોહીને અટકાવવાનો પ્રયત્ન કીધો. થોડીક વારમાં **અબુલ ફજલે** આંખ ઉઘાડી તથા પોતાને ઓળખ્યો તે જોઈ એને આનન્દ થયો, પણ એ આનન્દ ઘણો થોડો સમય રહ્યો.

'તમારી મદદ, મારા શૂરા **સિદ્ધ**, ઘણી મોડી આવી પહોંચી છે.' તે ધીમા સાદથી બોલ્યો. 'શેહેનશાહ માટે તથા તેના રાજ્ય માટે મારૂં કામ પૂર્ણ થયું છે. હું તમને એક છેલ્લો હુકમ કરૂં છું, કે મારૂં ખૂન કરાવનાર કોણ છે, તેનો તમને અણસારો મળે તોપણ તેનું નામ **અકબર**થી છૂપું રાખજો.'

'મને તો સ્પષ્ટ લાગે છે કે,' **સિદ્ધે** જવાબ આપ્યો, '**નરસિંઘ** તો ફક્ત ભાડુતી કામ કરનારો છે; ખરો ખૂન કરનાર તો—' એટલું કહી નામ દેતાં તે અચકાયો.

'**સલીમ** છે !' **અબુલ ફજલ** બોલ્યો; 'તેનાથી સાવચેત રહેવાની મને ક્યારની સૂચના મળી હતી.'

છેક લોથપોથ થઈ જવાથી આ અંતકાળપર આવેલો મહાપુરૂષ **સિદ્ધ**ના હાથપર પાછો પડયો; પણ થોડી વાર પછી તેને પાછી શુદ્ધિ આવી અને અગરજો તેનો સાદ ભાગ્યેજ સભળાય તેવો હતો, તોપણ પોતાના શેહેનશાહ મિત્ર, જેની નોકરી તેણે આખી જિન્દગી ઘણીજ પ્રીતિ ને નિમકહલાલીથી બજાવી હતી તે મિત્રને એક છેલ્લો સંદેશો મોકલવાની તેનામાં શક્તિ આવેલી જણાઇ. '**અકબર**ને કેહેજો કે મારા મનમાં છેલ્લો વિચાર તમારે માટેજ આવ્યો હતો, તથા જણાવજો કે જે ધર્મતત્વોની આપણે આટલી બધી ચર્ચા કીધી હતી અને જે સંબંધી છેક કાલે પણ વાત થઇ હતી તે તત્વો સત્ય છે એવી ખરી ખાતરી તથા દૃઢ વિશ્વાસથી હું દેહ છોડું છું. સૂર્યની તેજોમય કીર્તિ હું વધારે

જોવા પામીશ નહીં; અગરજો મને એમ લાગે છે કે તેનો પ્રકાશ હજી મારામાં છે, તથાપિ તે પણ સેહેજમાં ઝાંખો થઈ જશે; હું કંઇ શોક કરતો નથી–અગરજો મારી ઇચ્છા હતી તેના કરતાં ઓછે દરજ્જે, તોપણ મારા દેશી ભાઇઓનું હું થોડું કે ઘણું ભલું કરી શક્યો છું એવું હું માનું છું, અને તેથી હું સંતોષ સહિત પ્રભુને શરણે જાઉં છું. મારા તરૂણ મિત્ર, તમે પણ એક દિવસ એ મુજબ કહી શકો તેટલા માટે, આ પ્રમાણે જિન્દગી ગુજારવાનો યત્ન કરજો. અને હવે અલાહી અલ્લા!' થોડીક ક્ષણ થોભીને **સિદ્ધ**નો હાથ હળવેથી દાબી વજીર ઘણોજ ધીમેથી સઘળું બોલ્યો; ને જોતજોતામાં તેણે ડોકી નાખી દીધી, અને પોતાના હાથપર ફક્ત જીવ વગરનું ખોખું હતું એવું તરતજ **સિદ્ધ**ને લાગ્યું.

---

**ટીપ—અબુલ ફઝલને સલીમે** મરાવ્યો ત્યારે તે દક્ષિણમાંથી આવતો હતો ને રસ્તામાંજ મરાવ્યો છે. આગ્રે પહેલે દિવસે હતો, એ વાત ખોટી છે.' **વિજ્ઞાનવિલાસ**–અક્ટોબર, ૧૮૮૮–'**ઇરાવતી**'ની પુસ્તક પરીક્ષા પૃ. ૨૩૦.

---

## પ્રકરણ ૨૭મું.

## નંદીગુપ્તના ખૂનની પેરવી.

**અબ્દુલ ફેઝલનું** ખૂન થયું તેજ વેળાએ, પણ એ જગ્યાએથી ઘણે લાંબે દૂર એક બીજો ખેલ ભજવાતો હતો. તે ખેલ અગરજો વજીરના કરૂણાજનક મોત કરતાં કેટલીક બાબતોમાં જુદા પ્રકારનો હતો, તોપણ બાકીની બાબતોમાં ઘણે દરજ્જે તેને મળતો આવતો હતો. કેટલોક વખત થયાં હિમાલયના પર્વતોમાં અને અવશ્યે કરીને બદ્રિનાથની નજદીક ઘણો સખ્ત તાપ પડતો હતો. મનને વિશ્રાંતી અને આનન્દ આપનાર સંધ્યાકાળને સમયે આકાશમાં કાળાં વાદળાં ચઢી આવતાં હતાં, અને તૃષિત થયેલી પૃથ્વી ઉપર વરસાદ વરસાવશે એવાં ચિહ્ન જણાતાં; પણ દુષ્ટ **વૃત્રાસુર** તેને દૂર ઘસડી જતો હતો, અને બીજે દિવસે સૂર્યનો તાપ ધીકતો તથા સઘળી વસ્તુ તથા વનસ્પતિને સુકવી બાળી નાખતો હતો. આખરે સ્વર્ગનો રાજા બળવાન ઇન્દ્ર જાગૃત થઈ લડાઈ કરવા તૈયાર થયો. વળી સાંજરે વાદળાં ચઠી આવતાં, ફરીથી તેને વિખેરી નાખવાનો તે રાક્ષસે યત્ન કીધો, ત્યારે ઇન્દ્રે પોતાની તરફથી વિજળીને તૈયાર કરી એટલા જોસથી પર્વતોમાં ફેંકી કે તેની પ્રતિગર્જના થઈ રહી અને સઘળી બાજુએ ગડગડાટ થયો. વૃત્રને આથી ઘા લાગ્યો, પણ તે લડાઇમાંથી એકદમ દૂર થયો નહીં. આ ઝપાઝપીમાં કરમાઈ જતી સૃષ્ટિપર કોઈ કોઈ જગ્યાએ ફક્ત થોડોક વરસાદ પડતો હતો. વળી પાછો ઇન્દ્રનો ઝડાકો લાગતો, અને પર્વતોનાં શિખર તથા ખીણો વિજળીના પ્રકાશથી તદન તેજોમય થતાં, મોટાં મોટાં ઝાડો ફાટી તેના બબ્બે કટકા થતા હતા, તથા ખડકોની મોટી મોટી ભેખડો નીચે નાળાંમાં ગબડી પડતી હતી. ત્યારપછી પુષ્કળ વરસાદ વરસ્યો, અને નાળાંઓ તથા પર્વતના વહેળાઓ પાણીથી ભરપૂર થઈ વહેવા લાગ્યા. આખરે આ ભયંકર લડાઇ બંધ થઈ. વરસાદ વરસતો અટક્યો. વિજળીના ચમકારા ઓછા થવા લાગ્યા, અને પાણીના ધોધવા શિવાય બીજા કશાનો અવાજ ત્યાં સંભળાતો નહોતો.

સૃષ્ટિનો આવો દેખાવ થયો તે વેળાએ અરણ્યવાસી **ગુરૂપાદ** સુગંધીમય તાજી હવા ખાવાને પોતાના મકાનની બહાર નિકળ્યો, અને જે ઓટલા ઉપર ગુલાબ તથા જુઇ પુષ્કળ ઉગેલાં હતાં તેની નીચે પોતે બેઠો. સઘળી વસ્તુને તાજી કરતા વરસાદને લીધે જે સૃષ્ટિ રમણીય તથા શાંત થઇ હતી તે નિરખીને **ગુરૂપાદ** ઘણો આનન્દ પામતો હતો; તથા મેઘનું અને **વૃત્રને** મારનાર ઇન્દ્ર નાયકવાળું પ્રાચીન વીરરસ કાવ્ય, જે જાણે કે ઘણાજ થોડા વખતપર બનેલું હોય એવી રીતે મનમાં રમી રહ્યું હતું, તે કાવ્યનો એ વિચાર કરતો હતો. પછીથી ગંભીર અને ચિત્તને વ્યગ્ર કરતા વિચારો એના મનમાં એકાએક ઉત્પન્ન થઈ આવ્યા. કાસ્મીર અને આગ્રામાં ચાલતા બનાવોની જે ખબર **કુલુક** થોડા સમયપર લાવ્યો હતો તેને લીધે પોતાના અતિપ્રીય દેશની ભવિષ્ય સ્થિતિ માટે એને ઘણી ચિંતા થવા લાગી. 'અને ત્યારે,' તે પોતાનેજ કહેવા લાગ્યો, 'આટલો બધો સમય મને જેની ધાસ્તી હતી, અને જે ધાસ્તીને ઘણા વરસના જાને હોરી લીધેલા દેશનિકાલથી દૂર કરવાની હું આશા રાખતો હતો તેવોજ પરિણામ પાછો આવવાનો કે શું ? એક પરાયો રાજા અમારો કમનસીબ દેશ તાબે કરવાની તૈયારીમાં છે, અને અમારા નાશકારક કુસપને લીધે તેને માટે રસ્તો સહેલો થયો છે. તેના પોતાના વિચાર મુજબ તેનાં પગલાં વાજબી છે. એક પડોસના રાજ્યમાં ચાલતી અંધાધુંદીને લીધે જ્યારે તેના પોતાના રાજ્યમાં હંમેશ ખળભળાટ થાય છે ત્યારે તે રાજ્યમાં તેણે બદોબસ્ત કરવોજ જોઇએ; અને તે રાજ્યનું સ્વતંત્રપણું જાળવી ત્યાં બદોબસ્ત થઇ શકતો ન હોય, તો તે તાબે કરવુંજ જોઇએ. પણ શું ખરેખર એ માટે કંઈ બીજા ઉપાય રહ્યા નથી? ના, ના. કુલુકનું કહેવું છે કે મારે ત્યાં પાછા જવું, અને કદાચ **અકબર**ની મદદથી મારા નબળા ભાઇના હાથમાંથી રાજ્યની લગામ લેવી—ના, તે ઉપાય કંઈ કામે લાગે તેવો નથી. મારે પાછું જવું એ ઉપાય તરિકે ગણાય તોપણ તે ફક્ત થોડા દહાડાનોજ ઉપાય થશે. રાજ્ય કરવાને માટે, અને તે વળી વિશેષે કરીને જુવાની તથા બળની જે ઠેકાણે ઘણી જરૂર છે ત્યાં, હું ઘણો વૃદ્ધ થયો છું તથા મારો મહાવરો પણ છુટી ગયો છે. હવે જિન્દગી વધારે વખત રહેનાર નથી; હું ઘણો થાકી ગયો છું ને આરામની ઇચ્છા રાખું છું. **અમર**

બ્રહ્મ, જેમાંથી આપણે ટુંક વખતની સ્વતંત્ર જિન્દગી મેળવીએ છિયે અને જેમાં આપણે પાછા સમાઈ જવાના છિયે તે બ્રહ્મ સાથે એકત્ર થવાને મારો જીવ ક્યારનો તલપ્યાં કરે છે.' આમ બોલી તાજા ઘાસના સુંવાળા બિછાના ઉપર લાંબો થઈ પડયો કે ધીમે ધીમે ગુરૂપાદે પોતાની આંખો મિચી. વિજળીનો એક ચમકારો, જેથી કાશ્મીરની ખીણ તથા આસપાસની સઘળી વસ્તુઓ ક્ષણવાર પ્રકાશિત થઈ ગઈ, તેનાથી તે જાગૃત થયો અને પહેલા ચાલતા વિચાર પાછા તેના મનમાં આવ્યા.

'વિધિએ નિર્માણ કર્યા મુજબ જે થવાનું હોય તે થાય એમ બોલવું એ કદાચ ઠીક છે, પરંતુ સામસામા પક્ષની પાછી ઉત્પન્ન થતી લડાઈ, જેનો અંત ક્યારે આવશે તે કહી શકાય નહીં, તેથી આપણા લોકો નિર્ધન થઇ જશે તથા આપણો દેશ પાયમાલ થશે; પણ તેમજ એક ડાહ્યા અને પ્રમાણિક રાજકર્તાના હાથ તળે એ રાજ્ય જાય તો તેનો ઉદ્યોગ તથા વેપાર પાછા ખિલશે અને તેની પહેલાંની આબાદ સ્થિતિએ તે પાછું પહોંચશે. પોતાની પ્રજાને શી રીતે સુખી કરવી એ **અકબર** જેવો શેહેનશાહ બરોબર જાણે છે, અને પહેલાં જે ઘણા લોકો એના રાજ્યની સામે થતા હતા તેઓજ હાલમાં એનાં વખાણ કરે છે. તોપણ સૈકાના સૈકા સુધી જે સ્વતંત્રતા ભોગવી, અને જેને માટે એક દેશ મગરૂર થતો હતો તે સ્વતંત્રતા છિનવી લીધેલી જોઇ આખો દેશ દિલગીર થયા વિના રહેશે નહીં. અહા! મારા પોતાના દેશની આવી સ્થિતિ થયેલી મારા જોવામાં ન આવે તો કેવું સારૂં!'

એમ કહી નિસાસા સાથે તેણે પોતાનું માથું નીચું નમાવ્યું, અને નાળાઓનો ઘોઘવો અર્ધો સાંભળતો તે જરાક ઝોકાં ખાવા લાગ્યો. દૂર તથા નજદીક સઘળું કેવળ શાન્ત હતું. તે વૃદ્ધ માણસની નિદ્રા ભંગ કરે તેવું ત્યાં કંઈ હતું નહીં; પણ દર ઘડીએ એક જીવડાનો ગણગણાટ તે સાંભળતો તથા પોતાના ગાલ ઉપર તેનો સ્પર્શ થતો તેને લાગતો હતો, અને પછી એક વિચિત્ર-સમજાય નહીં એવી લાગણીથી એને એમ જણાયું કે પોતે ત્યાં એકલો નહોતો. ટટાર થઇ આસપાસ તેણે જોયું પણ તેની

નજરે કંઇ પડયું નહીં, અને ઓચિંતી હિલચાલથી તે જીવડું પણ કંઈ ઉડી ગયેલુ જણાયું. થોડીક વારમાં તે પાછું આવ્યું. વળી ઉડી ગયું. વળી પાછું આવ્યું; ત્યારે આખરે તે ઊંઘતા માણસે તેની દરકાર કરી નહીં અને શાન્ત નિદ્રા લીધી; તથાપિ તે કંઇ ભર ઊંઘમાં પડયો નહોતો, કેમકે જરાક પણ ખખડાટથી તે પાછો જાગી ઉઠતો હતો. એકાએક તેણે પોતાનો એક હાથ પોતાની ડોક ઉપર મુકયો અને તેમાં તે વેળાએ નાખેલું દોરડું પકડાયું. બીજે હાથે તેણે આસપાસ ખણખોજ કીધી તો તેલ ચોપડેલો ઠંડો અને તરત સરી જાય તેવા સ્નિગ્ધ પદાર્થનો સ્પર્શ થયો. ડોકમાંથી દોરડું કાઢી નાખી, બે હાથે તેનાપર હુમલો કરનાર માણસને તેણે પકડયો, પણ વ્યર્થ! તેની આંગળીઓમાંથી તે સરી ગયો અને નાશી જતો જણાયો. પણ એક ક્ષણ પછી તે શાન્ત રાત્રીએ એક તીણી ચીસ પડી અને તે પછી ઘુરકતો અવાજ સંભળાયો. **ગુરૂપાદે** પોતાની નજદીક બે લાલચોળ ગોળા પ્રકાશતા જોયા. તરતજ વિજળીનો ચમકારો થતાં તેણે પોતાના વાઘ **હુરને** જોયો, અને ભોંયપર ચત્તોપાટ પડેલો એવા એક માણસના શરીરમાં તેના જોરાવર પંજા ઘોંચેલા જણાયા.

આ ચીસ સાંભળીને **ગુરૂપાદનો** ચાકર મસાલ લઇ એકદમ ઘરમાંથી દોડયો. તે મસાલના અજવાળાથી જોતાં **ગુરૂપાદની** ખાતરી થઇ કે ઊંઘમાં તેને જે લાગ્યું હતું તે ખરૂં હતું; અને શું થયું હતું તે તે પોતે તરત સમજયો. જે માણસ ત્યાં ભોંયપર પડયો હતો તેણે **ગુરૂપાદને** ગુંગળાવીને મારી નાખવાનો પ્રયત્ન કીધો હતો; પણ અણીને વખતેજ દોરડાનો સ્પર્શ થતો જણાયો, અને તે ઠગ અરણ્યમાં જેમ કોઇના પણ જોયા વગર જતો હતો તેમ કંઇક પ્રેરણાબુદ્ધિથીજ તે ઠગની પાછળ પાછળ વાઘ પણ ગયો ને દોડતા ઠગને ઓચીમાંથી પકડયો, જેની ચીસ ત્યાં સંભળાઇ હતી.

'પાછો હઠ! **હુર**–' એકદમ અગાડી ધસીને વાઘને ગળામાંથી પકડી **ગુરૂપાદ** બોલ્યા, 'હું કહુંછ કે પાછો હઠ.'

પહેલ વહેલાં તે પ્રાણી હાલ્યો નહીં, પણ ધીમેસથી અને મરજી ઉપરાંત પોતાના ધણીનો હુકમ માની તેણે પોતાના પંજા કાઢી લીધા, તથા ઘુરકતો ઘુરકતો થોડે દૂર પાછો ખસ્યો અને **ગુરૂપાદને** પગે પડયા.

વાઘના પંજાના એક ઘાથી પડેલા માણુસને ભોંયપરથી અરણ્યવાસીએ પોતાના નોકરની મદદથી બેઠો કીધો; અને તેનામાં જીવ હતો એવું જણાયું તેથી સંભાળથી તેને બિછાના ઉપર સુવાડયો.

'આ માણુસને હું ઓળખું છું,' બારિકીથી એને જોઉને ગુરૂપાદ બોલ્યા; 'મારા ચાલતા ચલણમાં મેં એનાપર ઘણા ઉપકાર કીધા છે તથા એને ફાયદો કરી આપ્યો છે. આવો નિમકહરામ હુમલો કરવાનું એને શું કારણ મળ્યું હશે ?'

આ શબ્દો સાંભળીને તે ઘાયલ થયેલા માણુસે ઊંચું જોયું અને અરણ્યવાસી તરફ એક ચિત્તથી તથા આતુરતાથી તે ટગરટગર જોઈ રહ્યો; પછી આશ્ચર્ય પામી ધીમેસથી બોલ્યો, 'કોણ ! એ નંદીગુપ્ત ? શું એ સંભવિત છે !'

'નંદીગુપ્ત ! ખરેખર તેજ છે !' તેણે જવાબ વાળ્યો. 'મારો જીવ લેવાને તને કોણે ઉસકેર્યો ?'

'અહો ! મારા મુરબ્બી તથા રાજા સાહેબ,' દ્રઢતાથી તે ઠગ બોલ્યો, 'શિવ અને તેમની પવિત્ર અર્ધાંગનાના સોગંદ ખાઇ કહું છું કે આપ કોણ હતા તે હું જાણુતો ન હતો અને આપ લાંબો વખત થયા ગુજરી ગયા હતા એવું હુ ધારતો હતો જો હું એ વાત જાણુતો હોત, તો દુર્ગાદેવીનો હુકમ અમલમાં આણુવાને મારામાં કદી તેટલી શકિત કે હિંમત આવતેજ નહીં, પછી તે ન કરવાથી દુર્ગાદેવીના ગુસ્સાની ગમે તેટલી ભારે શિક્ષા થતે તો હું તેની ફિકર રાખતે નહીં. પણ સારે નસીબે આપનું મોત તેને પોતાનેજ પસંદ નહોતું અને આપને બદલે મારો જીવ લેવાને આ વાઘને મોકલ્યો. દેવીનું નામ અમર રહો !'

અતિશય થાકને લીધે તે વધારે બોલી શક્યો નહીં. પોતાના નોકરની મદદથી ગુરૂપાદે વાઘના પંજાથી થયેલો સખ્ત ઘા બન્યું તેટલી સારી રીતે ધોયો ને તેનાપર પાટો બાંધ્યો, અને તેને પીવાનું પાણી આપ્યું. થોડીક ક્ષણુમાં તેને આરામ થવા લાગ્યો, ત્યારે ગુરૂપાદે વિશેષ પુછ્યું, "આવું

કર્મ કરવાનું તને શા ઉપરથી સુઝયું, અને હું કોણ હતો તે તું જાણતો નહોતો તો દુર્ગાને મારો જીવ લેવાની ઇચ્છા હતી એ તને કોણે કહ્યું?'

'**ગોરખ યોગી**એ!'

'અહા! તેજ હરામખોર!' **ગુરૂપાદ** બબડ્યા, 'ત્યારે તો કંઇ બીજી વધારે હકીકત પણ છૂપી હશેજ. તું તો હવે ત્યારે ઠગ બન્યો છે કેમ? આ પ્રમાણે આડે માર્ગે તું દોરાયો છે ને હૈયાફુટો થયો છે તે માટે હું દિલગીર છું. ભવાનીએ પસંદ કરેલા ભોગ તરિકે શું **ગોરખે** મારૂંજ નામ દીધું હતું?'

તે ઘાયલ માણસને દુઃખ થતું હતું તે તેના ચેહેરા ઉપરથી સેહેજ પણ જણાતું નહોતું, તોપણ તે દુઃખને લીધે થોડીક વાર તે જવાબ આપી શક્યો નહીં. આખરે અચકાતાં અચકાતાં પણ દ્રઢતાથી તેણે જવાબ આપ્યો કે, '**સલહાના**ના ભાઈ, કાસ્મીરના મુખ્ય પ્રધાનને પણ ચુંટી કાઢ્યો છે. પણ તેનો જીવ લેવાનું કામ મારો ભાઇ, જેને તમે સારી રીતે ઓળખો છો, તેને સોંપેલું છે. જો તે નિષ્ફળ થશે, તો તે કામ મારે કરવાનું છે.'

'અને તારો ભાઈ કાસ્મીર જવા નિકળી ચુક્યો છે કે?'

'અહીંથી થોડેક દૂરથી અમે છુટા પડ્યા અને તે ઉત્તર તરફ પોતાના કામ સારૂ ગયો.'

'પગે ચાલતો તે ગયો છે કે?'

'હા.'

'મુખ્ય પ્રધાન અને મારે માટે જે હુકમ તમને આપેલા છે તે બાબત બીજું કોઈ જાણે છે વારૂ?'

'બીજું કોઇ જાણતું નથી. અમે કામ સાધવામાં નિષ્ફળ થયા છિયે એવી ખબર પડશે ત્યારે પછી તે કામ બીજાને સોંપવામાં આવશે.'

આ વેળાએ **ગુરૂપાદે** પોતાના નોકરને ઇશારત કરી તેની સાથે એક બાજુએ ગયો, અને તેને કહ્યું, 'જઇને એકદમ તારો ઘોડો તૈયાર કર. મુસાફરી કરવાને હમણાં તારે જવાનું છે.'

તે ઘાયલ માણસનો ઉંડો શોકનો અવાજ સાંભળી **ગુરૂપાદ** પાછા તેની પાસે ગયા.

'મારા મુરબ્બી,' તે ધીમે સાદે બોલ્યો, 'ઘણી થોડી ક્ષણ હવે મારી જિન્દગી છે; તેટલા માટે અત્યાર સુધી આપે મારા ઉપર જે અનંત ઉપકાર કીધા છે તેમાં એક વધારે ઉમેરવાની મારી આપને વિનંતી છે. મારો દોષ આપ મને ક્ષમા કરો.'

'અભાગિયા માણસ, જા હું તને ક્ષમા કરૂં છું,' **ગુરૂપાદે** જવાબ વાળ્યો. 'હું જાણું છું કે એમાં તારો પોતાનો દોષ નથી, પણ બીજાઓએ તને ઉસકેર્યો છે.'

'હું હવે શાન્ત મનથી દેહ છોડીશ, અને **દુર્ગાદેવીએ** આપને બદલે મારો ભોગ લઇને જે ચમત્કાર દાખવ્યો છે તે ઉપરથી આપના અને મારાપર એમની પૂર્ણ કૃપા છે એવી ખાતરી સહિત, સુખના પૂર્વાનુભવથી અમરપદને પામીશ. પવિત્ર ઐક્યતા ! પવિત્ર **દુર્ગા** !' વધારે મોટાં સાદથી અને જાણે ફરીથી તેનામાં શક્તિ આવી હોય તેવા આવેશમાં પોતાના હાથ લાંબા કરીને તે બોલ્યો, 'હું આવું છું ! મને તમારા પ્રવિત્ર અને કીર્તિમય મંદિરમાં દાખલ કરો !' આ શબ્દો બોલતાં તે સ્તબ્ધ થઇ પાછો પડ્યો અને સંહાર કરનારી દેવીના તે નિમકહલાલ સેવકની હમેશ માટે આંખ મિચાઈ.

અસ્થિર પ્રકાશમાં જીવ વગરનું શરીર, જે શરીરનાં ગળાઇને હાડકાં નિકળ્યાં હતાં તેથી કાળા રંગને લીધે, અને કપાળપર કાઢેલા શિવના રાતા તથા સફેત ચિહ્નોને લીધે, ઘણુંજ ભયાનક દેખાતું હતું. તે ખોળિયા સામે થોડીક વાર **ગુરૂપાદ** ટગર ટગર જોઈ રહ્યા, ને પછી મનમાં બોલ્યા 'ધર્મ અને ધર્માંધપણાને લીધે માણસ શું ન કરી શકે ? બીજી રીતે સારા અને શાન્ત લોકોને તે ગુન્હેગાર, ખૂની અને ગાંડા બનાવી દે છે. તે ગમે તેમ હશે, તોપણ આ માણસ કોઈ રીતે દયા લાવવા જેવો નથી. અનંતકાળ

સુધી તે સુખી રહેશે એવી પકકી ખાતરી માની સ્વમતને માટે પ્રાણત્યાગી તરિકે તે મોતને શરણે થયો છે; પણ **ગોરખ** જેવા ઢોંગી, નિર્લજ્જ હરામખોરો! જેઓ પોતાના અતિ દુષ્ટ કર્મ પાર પાડવાને માટે આના જેવા ભોળા માણસોને હથિયાર તરિકે ઉસકેરી કામે લગાડે છે તેનું શું કરવું? એજ માર્ગ સુતરો છે કે તેમનો સંહાર કરવો જોઇએ, તે શિવાય બીજા કશાને તેઓ લાયક નથી. તોપણ ના, એમ નહીં,' ક્ષણભર ડોકી ધુણાવી તે બોલ્યો, 'નહીં! નહીં! એતો વાજબી ગણાય નહીં. જેમણે કંઈ ગુન્હો કીધો હોય છે કે તે માટે યત્ન કીધો હોય છે તેમનાપર દયા લાવવાની વળી જરૂર શી! હા, જેઓએ માત્ર તેવી ધમકીજ આપી હોય છે તેમના પર જુલમ કરવો એ તો સારૂં નથી. એક ધર્મનો પંથ કયારે હાનિકારક થશે ને ક્યારે નહીં થશે તે નક્કી કોણ કહી શકશે? આ વેળાએ તેનો નોકર પાછો આવ્યો તેથી વિચારમાં ભગ પડયો. તે નોકરને કહ્યું, 'આ અહીં પડેલા માણસને લઇ જવામાં મને સહાય કર. તે મરી ગયો છે, છતાં **હુર** એને ફાડી ખાય એવી મારી ઇચ્છા નથી, બાકી **હુર** તો એને છોડે નહીં. આપણું કામ પૂરૂં થઇ રહ્યા પછી તું સવાર થા. આપણને જે વાતની અહીં બાતમી મળી છે તેથી સાવચેત રહેવાનું કહેવાને તું કાશ્મીર જલદીથી જા, અને આ માણસના ભાઇને તું બરોબર ઓળખે છે તેને શોધી કાઢવાનો પ્રયાસ કરજે. તે પોતાનું કામ કરતો અટકે તથા પોતાના સોબતીઓને તે કંઈ વાત કહી શકે નહીં, તેવા ઉપાય યોજજે. તારાથી બને તો **ગોરખ** કયાં છે તેની ભાળ કાઢજે; તારા હાથમાં આવે તો એને ક્ષણવાર પણ જીવતો મુકતો નહીં; બીજા લોકોને માટે જે દોરડું તે તૈયાર કરે છે તેને માટે તે પોતેજ ઘણે દરજ્જે લાયક છે.'

'પણ પૂજ્ય સ્વામી,' તે નોકરે અચકાતાં અચકાતાં પુછયું, 'આવા જંગલમાં અહીં હું તમને છેક એકલા મુકીનેજ જાઉં? એમ લાગે છે કે તમારા આશ્રમની જગ્યાની હવે બહાર ખબર પડી છે ને તેથી તમારો જીવ લેવાને ફરીથી પ્રયત્ન પણ કરવામાં આવે; તે માટે હમણાં જ્યારે હું તમને અતિ ઉપયોગી થઇ પડું તેવે સમયે મારે શું તમને છોડીને જવું?'

'મારા તનના સાથી,' **ગુરૂપાદે** હસીને જવાબ આપ્યો, 'મારે માટે તારે ચિંતા રાખવાની જરૂર નથી. તને જે કામ સોંપવામાં આવે છે તે જલદીથી થાય તો જે વધારે સંગીન લાભની આશા રેહે છે તેના પ્રમાણમાં મારી જિન્દગી શું હિસાબમાં છે? તું મારો ચોકીદાર હોય તે વખતે હું જેવો સલામત છું તેવોજ સલામત ખાસ કરીને જ્યાં સુધી **હુર** હૈયાત છે ત્યાં સુધી હું હઈશ. **હુર** કેવો બહાદુર હોશીયાર ચોકીદાર છે તે તો તે જોયું. આપણી પડોસમાં આવા બીજા લૂટારા ઠગો ન આવે તો તેઓ નસીબદાર ગણાશે. તેવા લોકોને હવે **હુરે** ઓળખ્યા છે, એટલે ગુપચુપ પણ તેમને તે અહીં આવવા દેનાર નથી. તારો ઘોડો તૈયાર થયો છે કે?'

'હા, સ્વામી.'

'ત્યારે જલદીથી ઉપડી જા. પણ પહેલાં જરા મને અહીં આ કામમાં મદદ કરી જજે.'

---

# પ્રકરણ ૨૮મું.

## "ફેરવેલ."

**અબુલ ફઝલ**ના અણધાર્યા ખૂનની ખબર સાંભળી શેહેનશાહ અતિ શોકમાં દબાઈ ગયો હતો. એને એમ લાગ્યું કે અત્યાર સુધી જે જે વસ્તુની એને સહાયતા હતી તે તે વસ્તુઓ એકદમ તેને છોડી દેતી હતી. તે શેહેનશાહ જે પહેલાં ઘણો સમર્થ હતો, ગમે તેવું જબરૂં તોફાન સામે આવતુ તોપણ હિંમત હારવી તે શું એ સમુળગુ જે જાણતો નહોતો, જે ભારેમાં ભારે જોખમો સામે બાથ ભિડતો હતો, અને લડાઇમાં હમેશાં ફતેહ મેળવીને પાછો ફરતો, તે શેહેનશાહને પોતાની શક્તિ ઓછી થઇ ગઈ હોય એવું ભાસ્યું, તથા પોતાના રાજ્યમાં ફરીથી જે બંડ થવા માંડ્યાં હતાં તેની સામે પગલાં ભરવાને જાણે તદન નિર્બળ થયેલો જણાયો. **અબુલ ફઝલ**ની ખબર મળતાં, ખૂન કરનાર **નરસિંધ**ને પકડી આણવાનો હુકમ ફક્ત તે પહેલ વહેલાં કાઢી શક્યો, પણ આ હુકમ અમલમાં લાવવો એ અશક્ય હતું; કારણ કે તે રાજા નાશી ગયો હતો, તથા **સલીમ** ગાદીપર આવે અને તેને પોતાપર કીધેલા ઉપકારના બદલામાં સારી જગ્યા બક્ષીસ કરે તેની રાહ જોતો દૂરના દેશમાં એક નિર્ભય આશ્રમમાં ભરાયો હતો. તેમ છતાં પણ **અકબર**ના જેવો વિલક્ષણ પુરૂષ ગમે તેવી ભારે દિલગીરી હોય તોપણ તેના ભારમાં દબાઇને બેસી રહે એવો સંભવ નહોતો. કેટલાક દિવસ સુધી તે મેહેલમાંથી બહાર નિકળતો નહોતો, અને **ફૈઝી** તથા પોતાના કેટલાક વિશ્વાસુ મિત્રો શિવાય બીજા કોઇને પોતાની હજુર આવવા દેતો નહોતો. પણ વખત જતો ગયો તેમ બીજા લોકો પોતાના કામસર કે રાજ્યના કામસર પોતાની મુલાકાત લેવા આવતા તેમને મળવાની એનામાં હિંમત આવતી ગઈ. આ બીજા લોકો પૈકી એક વેળાએ પાદરી **એકવેવીવા** આવ્યો હતો. આગ્રામાંથી જતાં પહેલાં શેહેનશાહની જાતોજાત રજા લેવાની તેની ઇચ્છા હતી.

'ત્યારે તમે, પૂજ્ય પાદરી સાહેબ, અમને છોડી જાઓ છો શું?' તે જેસ્યુઇટને શેહેનશાહની હજુર લાવવામાં આવ્યો કે **અકબર** બોલ્યો.

'હવે મારાથી વધારે વાર રહી શકાય તેમ નથી,' **એકવેવીવાએ** જવાબ આપ્યો. 'અમારા મુખ્ય ધર્મગુરૂએ મને પાછા ગોવે જવાનું ફરમાવ્યું છે. પણ અહીં આગળ અમને જે માન મળેલું તથા અમારા ઉપર જે ઉપકાર થયા છે તેને માટે આપ નેકનામ શેહેનશાહનો અંતઃકરણથી આભાર માન્યા વગર તથા જાતોજાત દર્શાવ્યા વગર જવું મને દુરસ્ત લાગ્યું નહીં, અગરજો હાલ આપને જે સખત અને કારી ઘા લાગ્યો છે તેવા વખતમાં આપને તસ્દી આપતાં મારૂં મન અચકાતું હતું. **અબુલ ફૂઝલ** એક યોગ્ય પુરૂષ, દિલોજાન દોસ્ત, તથા નિમકહલાલ નોકર હતો, તેથી એના જેવા પુરૂષના મોતથી જે ખોટ પડે છે તેની દિલગીરીમાં તેની યાદગીરીથી કંઈક દિલાસો મળે છે. પણ,' ક્ષણવાર થોભીને તે વધારે બોલ્યો, 'આ કંઈ મને પુરતા દિલાસાનું કારણ લાગતું નથી.'

'પુરતા દિલાસાનું કારણ નહીં?' અજાએબ થઈ **અકબરે** પુછ્યું, 'એ કરતાં તમારે વધારે શું જોઇએ છે?'

'સ્વચ્છ આત્મા સહિત તથા સંભવિત હતું તે કરતાં વધારે સુખ ભરેલી આશા સહિત તેણે દેહ છોડયો છે એવી મારી ખાતરી થવી જોઇએ.'

**'અબુલ ફૂઝલ!'** ઉત્સુકતાથી અને શાન્ત સ્વરથી શેહેનશાહે જવાબ આપ્યો. **'અબુલ ફૂઝલ'** હું વધારે તો નથી કહેતો, પણ તમારા લોકોના જેવા સ્વચ્છ આત્માવાળો હતો, અને હું જેવી સ્થિતિમાં મરવાનું ઇચ્છું તેવી સ્થિતિમાં તે મોતને શરણ થયો છે.'

**અકબર** કંઈ વધારે બોલશે એવું તે જેસ્યુઇટે ધાર્યું, પણ તે શાન્ત રહ્યો; અને વળી **અકબરના** બોલવા ઉપરથી તેને સ્પષ્ટ જણાયું કે વધારે ખુલ્લાસો માંગવો એ વિવેક વિનાનુ ગણાશે.

'થોડાક દિવસ પછી પાછા આવવાની તમારી વકી છે નહીં વારૂ?' કેટલીક પળ ચૂપ રહી **અકબરે** પુછ્યું.

'તેનો તો મને જેવો હુકમ મળે તેના ઉપર આધાર છે,' **એકવેવીવાએ** જવાબ વાળ્યો. 'મારી પોતાની બાબતમાં તો મારે દિલગીરી સાથે કબૂલ કરવુંજ જોઇએ કે મારૂં ઉપદેશક પદ અહીં નિષ્ફળ ગયું છે.'

'નિષ્ફળ કેમ વારૂ? શું તમારૂં અહીં પુરતું રક્ષણ થતું નહોતું અને દરેક પ્રકારે તમારો આદરસત્કાર શું થયો નથી? અને વળી તમારી મરજી મુજબ ઉપદેશ કરવાની અને તમારાથી બની શકે તેને તમારા ધર્મમાં લેવાને તમને શું જોઇએ તેટલી છૂટ આપવામાં આવી નહોતી? આ સઘળું શું ધૂળમાં ગયું? થોડા વરસ પહેલાં અહીં આગલા શેહેનશાહના અમલ તળે તમારા મત તથા પંથનો ઉપદેશ કોઈ કરતું તો તેને મોતની શિક્ષા થતી; પરતુ હમણા તમે સર્વ પ્રકારે ઉપદેશ તો પુરતી છૂટથી કરી શકતા હતા.'

'ખુદાવંદ!' તે પાદરીએ ઉત્તર આપ્યો, 'આવા અગત્યના જે હક અમને અહીં મળ્યા તે નજીવા ગણીએ તો ખરેખર કૃતઘ્ન કહેવાઇએ. તેમ છતાં પણ હું કહું છું કે અમારા દૂતત્વનો મુખ્ય હેતુ તપાસતાં તે નિષ્ફળ ગયું છે. કેવી મોટી મોટી આશાભર્યા અમે આગ્રામાં આવ્યા હતા તે તો આપ જાણો છો. અમારાં પવિત્ર પુસ્તકો તથા અમારા ખ્રિસ્તી ધર્મની ક્રિયાઓમાં આપે જે ભાવિક લાગણી દર્શાવી હતી તે ઉપરથી અમને આશા થઈ હતી કે આપના ઉમદા અંતઃકરણમાં તથા કેળવાયલાં મનમાં સત્યનો પ્રકાશ આખરે થશેજ–**શાહ અકબર** ખ્રિસ્તી ધર્મનો સર્વોત્કૃષ્ટ નામાંકિત નહીં પણ નામાંકિતમાંનો એક શિષ્ય થશે એવી અમારી પૂર્ણ આશા હતી. પણ હવે અમને જણાય છે કે તે આશાઓ તથા ધારણાઓ સઘળી વ્યર્થ હતી; તેટલા માટે અમે કહીએ કે અમારા મુખ્ય ઉદ્દેશમાં અમારૂં દૂતત્વ નિષ્ફળ થયું છે એ શું વાજબી નથી? તોપણ કદાચ એમ હોય કે અમારા ઉપદેશમાં કોઈ બાબત એવી કઠિન હશે કે જે તમારા તત્વવેત્તાઓ હમણા સમજાવી શકતા નથી; પણ વધારે અભ્યાસ કરવાથી તથા શોધ કરવાથી તે તદન સ્પષ્ટ થશે. ખ્રિસ્તી ધર્મથી પશ્ચિમના દેશમાં અનેક ફાયદા થયા છે અને અહીં પણ તેવાજ ફાયદા થવાની વકી છે.'

'જુદા જુદા મત સંબંધી જે સવાલો ઉઠેલા છે તે ડાહાપણથી અમે એક કોરે રાખ્યા છે, કારણ કે તેમાં આપણે કદી એકવિચારના થનાર નથી, અને તે બાબત તકરાર કરવાની આ ક્ષણે મને રૂચીએ નથી.

તમારા ધર્મના અનેક લાભ માટે તમે બોલો છો. તો સાંભળો: તમારા ખ્રિસ્તી ધર્મના મતથી દુનિયામાં ઘણા ફાયદા થયા છે એ હું ખુશીથી વાજબી ગણું છું; એ મુજબ નહીં પણ આપણા સ્વદેશબંધુઓમાં પરસ્પર પ્યારનાં તથા આત્મભોગનાં તત્વો લાગુ પાડવાથી બીજા કોઇપણ ધર્મ કરતાં કદાચ એથી વધાર લાભ થયા છે; તથાપિ અમે તમને જણાવ્યું છે તે મુજબ આવાં તત્વો ફક્ત તમારાજ ધર્મ મતો શિખવતા નથી; એનાથી વિશેષ બીજા ગ્રંથોમાં છે. વળી તમારા મતથી જેમ ઘણો લાભ થયો છે તેમ કેટલાક ગેરલાભ પણ થયા છે. આખી દુનિયામાં ન જોવામાં આવેલી એવી, બીજાઓને પોતપોતાના ધર્મ પાળવા દેવાની ગેરમરજી તમે શું દાખવેલી નથી ? તમારા દેશબંધુઓના અતઃકરણ પર જુલમ ગુજારવાની ખાતર તમે-તમે પાદરીઓએ, પશ્ચિમ દેશોમાં તમારૂં મહાત્મ્ય ઘણું વધારી દીધું નથી ? તમારા પંથના મત વિષે તમારાથી કેટલીક બાબતમાં જુદા વિચારના હતા એટલાજ માટે તમે સેકડો અને હજારો લોકોને ફાંસીને લાકડે ચઢાવ્યા નથી ? અને આટલું બધું છતાં તમે તેને ફાયદો કહો છો ? એમ હોય તો ભલું કરવાના તમારા વિચાર વિચિત્ર પ્રકારના જણાય છે અને દેશબંધુઓ માટે પ્યાર રાખવાનો તમારો રસ્તો અજાએબ જેવોજ છે. મને કહેશો વારૂ,' એકી નજરે **એકવેવીવા** તરફ જોઇને **અકબર** અગાડી બોલ્યો,–'મને કહેશો કે તમારો હુકમ માનતા રાજાઓમાંથી એકાદની હું ખ્રિસ્તિ પ્રજા હોત તો, હમણા જેને તમે આટલું બધું માન આપો છો તેને બદલે ત્યારે મને કેવી રીતનો તમે સત્કાર આપતે ? શું મને તમે કેદખાનામાં ન નખાવો અને તેમ છતાં પણ અનાસ્થામાં દૃઢ રહું તો મને જીવતો બાળી મુકવાને યા ફાંસીને લાકડે ચઢાવવાને એક ન્યાયાધીશને સોંપી ન દો કે ?'

આ સાંભળી તે જેસ્યુઇટ ગભરાયો ને જરા પાછો હઠ્યો. **અકબર** તરફથી આવા સવાલની તેણે આશા રાખી નહોતી, અને તે શું જવાબ આપે ? બેશક જે સ્થિતિની **અકબરે** કલ્પના કરી તેવી સ્થિતિમાં તે હત તો સોએ સો ટકા એની એવીજ અવસ્થા થાત એ ના પાડી શકાય તેવું હતુંજ નહીં.

'જહાંપનાહ,' તે જેસ્યુઇટ ડચકિયાં ખાતો ખાતો બોલ્યો, 'એ પ્રમાણે તો નહીંજ બને! હિંદુસ્તાનનો સમર્થ શેહેનશાહ **અકબર** અમારા એકાદા રાજાની પ્રજા હોય એવું અમે કેમ ધારી શકીએ?'

'બેશક મારે સારે નસીબે તે પ્રમાણે નથી. પણ તમારા જવાબ ઉપરથી ખુલ્લું જણાય છે કે મારા એ તર્ક ને વિચાર કાલ્પનિક નથી. હવે એક બીજો સવાલ: હાલમાં હિંદુસ્તાનનો હું શેહેનશાહ છું તેવી સ્થિતિમાં મારે માટે તમે શું વિચાર કરી રાખ્યો છે? તમારા રાજાઓ, જેઓ તમારા હુકમને તાબે રહે છે તેના જેવો મને તમારે બનાવવો છે અને તમારા પાદરીઓનો જુલમ જારી રાખવાને સારૂ હથિયાર તરિકે મારો ઉપયોગ કરવાની તમારી ઇચ્છા છે? મારા ધર્મમાંથી હું તમારા ધર્મમાં આવું તેને માટે તમે સ્વાભાવિક રીતે ઘણા ઇંતેજાર છો. ત્યારે પહેલી ને છેલ્લી વારજ હું તમને કહું છું કે એવું તમે કદી જોનાર નથી. તમારા ઇવેન્જલીસ્ટોને હું પસંદ કરૂં અને ખાનગી રીતે તેમને સ્વીકારૂં તોપણ હું ધર્મભ્રષ્ટ થનાર નથી. એક રાજા એવું પગલું ભરે તો આખા રાજ્યમાં કેવા નાશકારક પરિણામ થાય તે હું સારી રીતે જાણું છું, તેથી તમારા હાલના ખ્રિસ્તી ધર્મ સાથે મારે કંઇ લેવા દેવા નથી, એ પાદરી સાહેબ, તમે સારી રીતે જાણજો.'

'ત્યારે અમારે તો એટલુંજ કરવાનું રહ્યું છે કે અમારા પ્રભુ **ઇસુ ખ્રિસ્ત** સમક્ષ તમારે માટે પ્રાર્થના કરવી-જેથી અમારા ઉલટવાળા પણ નિર્બળ પ્રયત્નોથી જે કામ અમે સાધી શક્યા નથી તે કામ તે પોતે કોઇ ચમત્કારથી પાર પાડે, અને મારી ખાતરી છે કે આ અમારી પ્રાર્થના વ્યર્થ જશે નહીં. હે સમર્થ શેહેનશાહ, આપ વિચાર કરો કે પૃથ્વીના મોટા મોટા એની આગળ નહીં જેવા છે અને જેઓ એની સામે થાય છે તેને એ શિક્ષા કરી શકે છે. આખરે એ, એજ ફક્ત, જય મેળવશે અને **ઇસુ ખ્રિસ્ત** તથા તેનો પવિત્ર ધર્મ દુનિયાનો અંત આવશે ત્યાં સુધી ચિરંજીવ રહેશે.'

'એમ કરવું એ તો કદાચ તમારૂં કામ હશે,' **અકબર** પોતાની હંમેશની ધૈર્યતા મુજબ શાન્ત ન રહેવાયાથી બોલ્યો, 'પણ મારૂં કામ તો મારી પ્રજાની સ્વતંત્રતા તથા તેમના હક જાળવવાનું, અને જેમ મુલ્લા તથા બીજા પંથોના ધર્મગુરૂની સામા, તેમ તમારી સામે તેમનું રક્ષણ કરવાનું છે. તમારી મરજી પડે તો અહીં રહો, ને મરજી પડે તો જાઓ; રહેશો તેથી મને લાભ નથી, જશો તેથી ટોટો નથી. તમને ઠીક લાગે તેમ ઉપદેશ કરો અને દેવળો બાંધો. મુસલમાનોને તેમની મસજીદમાં અને હિંદુઓને તેમનાં દેવાલયો તથા મંદિરોમાં જેવા હક મળે છે તેવાજ હક તમને મળશે. તેમ છતાં પણ મારે તમને એક સૂચના કરવી જરૂરની છે. મલબાર કિનારા ઉપર જે પ્રમાણે કયારનું થાય છે તે પ્રમાણે તમારા ધર્મમાં ભ્રષ્ટ થયેલા પર કે બીજા કોઈ લોકો ઉપર જે ઘડીએ તમે જુલમ ચલાવવાનો પ્રયત્ન કરતા માલમ પડશો તેજ ઘડીએ મારા રાજ્યમાંથી તમારે ઉચાળા ભરવા પડશે, તમને દેશનિકાલ કરવામાં આવશે, ફટકા બાંધી મરાવીશ ને ફરીથી મારા રાજ્યની હદમાં કદીપણ પગ મુકવા દઇશ નહીં.'

**હોયોલા**નો શિષ્ય આ શબ્દો સાંભળી ઘણો ગુસ્સે થયો, તોપણ તેણે ગુસ્સો દબાવી રાખ્યો. શેહેનશાહ સામે તે શું કરે કે કેવો જવાબ તે આપે? પહેલાંથી સર્વ પ્રકારની છૂટ આપનાર આ શેહેનશાહની વર્તણુક માટે તેને કંઇ ફરિયાદ કરવાની હતી નહીં; અને એના જેવા ત્રાસ ઉપજાવનારા સમર્થ રાજકર્ત્તાને તુચ્છકારી કાઢે તે તો એની ખરેખરી મુરખાઇ કહેવાય. વળી તેમ કરવાથી "સ્વધર્મરક્ષણાર્થપ્રાણોત્સર્ગ"નો એને કંઇ ચાંદ મળે તેવું નહોતું. એના જેવો લાચાર ધર્મગુરૂ જો કદાપિ ધમકીવાળી કે અપમાન ભરેલી ભાષા વાપરે, તો સદ્દગુણસંપન્ન શેહેનશાહ એને આંગળી સરખી અડકાડે નહીં, પણ તે એને પોતાને તથા એના સોબતીઓને સુરત વદાય કરી દે ને ત્યાંથી ગોવે મોકલવાને વહાણપર ચઢાવી દે કે ગોવે પહોંચતાં એને પૂર્ણ આદરસત્કારથી કિનારે ઉતારવામાં આવે! કદાચ શેહેનશાહ એટલી પણ તસ્દી ન લે, પણ ફક્ત હસીને કહે કે એને માટે મે રસ્તો ખુલ્લો રાખેલો છે તે એને બતાવી દો. ખરેખર, ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ કરનારી એક

મંડળી, જે બીજી જગ્યાએ ઘણી સમર્થ તથા ભય ઉપજાવનારી ગણાતી હતી, જેને જોઇને લોકો કાંપતા હતા, અને રાજાઓ તથા બીજા ધર્મ-ગુરૂઓને જેની આગળ તાબેદાર હોય તેમ પોતાનાં મસ્તક નમાવવાની જરૂર પડતી, તે મંડળીમાંના એક પાદરીની અહીં આગળની સ્થિતિ આ વેળાએ ઘણી દયામણી તથા શરમ ભરેલી જણાતી હતી.

તે નાસીપાસ થયેલો અને ચૂપ થઈ ગયેલો પાદરી વિચારમાં પડયો હતો, તેટલામાં **અકબર** પાછો પોતાના હંમેશના સ્નેહયુક્ત સાદરપણાથી બોલ્યો, 'પૂજ્ય પાદરી સાહેબ, જે તકરાર તમે પોતેજ ઊભી કરી હતી તેમાં મારી પોતાની સત્તા જાળવી રાખવાની ખાતર ઘણાજ નિખાલસ દિલથી સખત શબ્દો મારે વાપરવા પડયા છે તે માટે હું ખરેખર દિલગીર છું; અને તમે ગુસ્સે થઇને અહીંથી જાઓ એવી મારી લેશમાત્ર મરજી નથી. તમારી તરફથી તથા તમારા પુસ્તકોમાંથી હું ઘણું શિખ્યો છું, અને તે રસ્તે પ્રાપ્ત થયેલું જ્ઞાન મને ઘણો સંતોષ પમાડે છે, તેથી હું તમારો ઘણો આભારી થયો છું. તમારી મરજી મુજબ હું વર્તી શકતો નથી, તોપણ ખરૂં માનો કે મને તે માટે દિલગીરી લાગે છે. અગરજો કેટલીક બાબતોમાં આપણા વિચાર મળતા આવતા નથી, તોપણ એમ ન ધારશો કે તે કારણને લીધે હું તમારે માટે ઓછું માન ધરાવું છું યા તમારે માટે હલકો મત રાખું છું. અમને છોડીને જવાની તમારી ઇચ્છા છે તો ભલે, પણ મિત્રભાવ રાખી આપણે છૂટા પડવું જોઇએ. તમારા ધર્મના સ્થાપનારે વાજબી કહ્યું છે કે તે સલાહ કરવાને નહીં, પણ લડાઈ કરવાને આવ્યા હતા; તથાપિ મને કહેવા દો કે શાન્તિનું રાજ્ય સ્થાપવાને તથા લોકોમાં માંહોમાંહે પ્યાર ઉત્પન્ન કરવાને તેણે યત્ન કીધો હતો; એવા તમારા પંથના મુખ્ય સ્થાપનારનો દાખલો લઇ આપણે તે પ્રમાણે જુદા પડવું એ મને દુરસ્ત લાગે છે.'

થોડીક વાર પહેલાં **એકવેવીવા**એ શેહેનશાહ આગળ તેના સામર્થ્યને લીધે પોતાનું મસ્તક નીચું કીધું હતું, પણ આ વેળાએ જુદા પ્રકારની શક્તિ દાખવનારા **અકબર**ની વ્યવહારિક મોટાઇને લીધે તે મોહવશ થઇ ગયો હતો. તે ધર્માંધ, અતિ જુસ્સાવાળા, તેમજ ઉત્સાહી પુરૂષને પોતાને

પણ તેનું કહેવું યોગ્ય લાગ્યું. ક્ષણભર નિસ્તેજ વદને તે ઉભો રહ્યો, પણ પછી એ બાથ ભિડનારો, કોઇથી ડરે નહીં તેવો પાદરી, પોતાના સમક્ષ બેઠેલા, કઠિન હૃદયના, તથા પવિત્ર કહેવાતા ધર્મની સૂચના ન ગણકારતા, એવા શેહેનશાહને છેલ્લી સલામ કરતાં ધ્રુજતો ધ્રુજતો ધીમે સાદે અતિ ખિન્ન હૃદયથી નીચે મુજબ બોલ્યો:—

'પ્રતાપી શેહેનશાહ, આપને નાખુશ કરે તેવું મારૂં કંઇ બોલવું થયું હોય તો તે માટે તથા આપના રાજ્યમાં આપને હાથે અમારા ઉપર થયેલા ઉપકારો માટે અમે કૃતઘ્ની જણાયા હોઇએ તો તે માટે અમને ક્ષમા કરશો. એ મુજબ થયું હોય તો અમારા પથ માટેનો જુસ્સો, જેથી અમે ઉશ્કેરાઇએ છિયે, તેને લીધે તેમ થયેલું ગણજો; કારણ જે ઉત્સાહને લીધે આપની રૈયતના ભલા ખાતર આપની જિન્દગીનો અમૂલ્ય વખત આપ ગાળો છો, તેના કરતાં ખરેખર અમારો ઉત્સાહી આવેશ ઓછો નથી. અગરજો અમારી પ્રાર્થના આપ બિનઉપયોગની ગણશો, તોપણ ખાતરીથી માનજો કે અમે જ્યાં જ્યાં જઇશું ત્યાં ત્યાં આપને માટે હંમેશાં પ્રાર્થના કરીશું.'

આટલું કહી તે પાદરીએ પૂજ્ય ભાવથી પોતાનું મસ્તક નમાવ્યું ને અકબરે તે પ્રમાણે શાન્ત રહી પાછું નમન કીધુ કે ધીમે ધીમે તે પાદરી તે ઓરડામાંથી પાછલે પગે બહાર નિકળ્યો. આ વેળાએ પોતે જાણે માળા જપતો હોય તેમ તેની આંગળીઓ થોડી થોડી હાલતી હતી.

---

# પ્રકરણ ૨૯મું.

## છેલ્લી મુલાકાત.

**અકબર**ની હજુરમાંથી જતાં રાજમેહેલના એકાદા માર્ગમાં, જ્યાં ફક્ત એકજ દિવાનું ઝાંખું અજવાળું પડતું હતું ત્યાં આગળ એક સામા આવતા માણસ સાથે તે પાદરી અથડાયો, કે તરતજ તેણે માફ માંગી. તેના જવાબમાં તે શખસે મનમાં શાપ દેવા માંડયો: 'મુવોરે એ ચંડાળ ખ્રિસ્તી કુતરો!' એમ તે બબડયો. પણ તે પાદરી બોલ્યા વગર ચાલતો થયો. એ શખસ **અબદુલ કાદર બેદાઉની** હતો. તે શેહેનશાહની મુલાકાત લેવા આવ્યો હતો તેથી એક નોકર તેને શાહની હજુર તેડી જતો હતો. **અકબર**ની નજર એનાપર પડતાં બોલ્યો, 'તમે જુઓ છો કે તમારી સાથે વાતચિત કરવાને હું હમેશાં ખુશી છું. અગરજો દિલગીરી ભરેલા બનાવને લીધે આ છેલ્લા થોડા દિવસ થયા હું મારા મિત્રોને ઘણો થોડો મળુ છું, તે છતાં આજે સવારે તમે મારી મુલાકાત લેવાનું પુછાવ્યું ત્યારે તમને મળવાની મે સેહેજ પણ આનાકાની કરી નહીં.'

'જહાંપનાહ,' બહારથી માનપૂર્વક પણ ખુલ્લી રીતે ગુસ્સામાં, તથા શેહેનશાહે એને સ્નેહભાવથી આવકાર આપ્યો તેની જરાક પણ કદર ન કરતાં **અબદુલ કાદર** બોલ્યો, 'હું તમને છેલ્લો સલામ કરવા આવ્યો છું. મારો અહીંથી જવાનો વખત નજદીક આવ્યો છે.'

'મારા પ્રિયમિત્ર! તમે પણ,' **અકબરે** પુછયું, 'એકાએક અમને છોડીને શામાટે જાઓ છો?'

'અહીં રહીને દિનપર દિન જે મને નિંદા જેવું લાગે છે, અને જેને લીધે મને અતિશય ખેદ થાય છે તે જાતે જોવાની નાખુશી; વળી તમારી આગળ પાછળ ચાલતાં કાવતરાં તથા કપટ, જે હું જાતે જોઉં છું અને હું અહીં વધારે વાર રહું તો જેમાં મારે મરજી ઉપરાંત સામેલ થવું પડે, તેવાં કાવતરાં ને કપટમાં ભાગ લેવાની નાખુશીને લીધે મારૂં મન હવે અહીંથી ઉઠી ગયું છે. શેહેનશાહ **અકબર**, તમારૂં રાજ્ય હવે ચગડોળપર

ચઢયું છે ને એનો નાશ પાસે આવતો જાય છે. જે વેળાએ સાવચેત થવાનો વખત હતો તે વેળાએ તમારો પોતાનો બચાવ કરવાને મેં તમને સૂચના આપી હતી. હવે તો કદાચ તે વખત જતો રહ્યો છે. નક્કી ઠરાવ શું થયો છે તે હું જાણતો નથી, ને જાણવાની હું ઇચ્છા પણ રાખતો નથી. આપણા પવિત્ર ધર્મ માટે મુરખાઈ ભરેલો તથા સાપરાધ તિરસ્કાર તમે બતાવ્યો છે તેથી જે વિરોધ તમે પેદા કીધો છે તે મારા ધારવા પ્રમાણે એવો બળવાન છે કે તે દબાવી શકાય તેવું નથી. તમારા પુત્ર **સલીમ**ના અતિલોભનો વિચાર કરો, તથા બીજા ઓછા લોભી નહીં એવા લોકો, જેઓ હાલમાં તેમને નહીં મળતી પદવી તથા નિમણુકો પોતાના હાથમાં લઈ શકે તેટલા માટે, **સલીમ**ને આડે રસ્તે શી રીતે દોરવી જવો એ વાત સારી રીતે જાણે છે, તે લોકોના છૂપા એક સંપનો વિચાર કરો ! એ સઘળી બીનાઓનો પુખ્તપણે વિચાર કરશો તો મારી પેઠે તમને જણાશે કે હાલની સ્થિતિ તમારા રાજ્યની હૈયાતિ માટે બેશક ઘણોજ ભય ઉપજાવનારી છે. પણ મે કહ્યું છે તેમ,' એની આવી ભવિષ્યની વાણી સાંભળી શેહેનશાહના મુખપર જે હાસ્યસૂચકચિહ્ન જણાયાં તેપર લક્ષ આપ્યા વગર તે અગાડી બોલ્યો, 'અહીં જે બનાવો બને છે ને જેની ઘણે દૂર પણ વાતો ચાલે છે તે બનાવો રોજ રોજ જાતે જોવાને હું અહીં રહેવાનો નથી. પવિત્ર કુરાનને તમે ધિક્કારી કાઢયું છે તથા પગ તળે જાણે છુંદી નાંખ્યું છે; મોટા પેગમ્બરની તમે હાંસી કરો છો; અગ્નિના પૂજક નાસ્તિકો પાસેથી શિખેલાં ઇશ્વરનિંદક આચરણ તમે છૂટથી પાળો છો; ખુલ્લી રીતે દરબારમાં અને છૂપી રીતે તમારા ઓરડાઓમાં અમારા કટ્ટા દુશ્મન યાહુદી તથા ખ્રિસ્તીઓની તમે મુલાકાત લો છો; તેમને પુષ્કળ માન આપો છો, તથા ઘણાં ઘણાં નજરાણાં આપો છો—આવા એક પુરૂષને તમારા મેહેલમાંથી જતો મેં હમણાજ જોયો છે,—હિંદુ કોમના ધંતરમંતર કરનાર તથા જાદુગરોનો, તથા શેતાને જાતે જેમને મોકલ્યા હોય છે એવા સઘળા લોકોનો સત્કાર કરો છો; ખરેખર **જલાલુદ્દીન મહમદ** તમે તમારૂં નામ તો શોભાવો છો ! ! **જલાલુદ્દીન** ધર્મની સત્કીર્ત્તિ ! નિઃસંદેહ કોઈ અશુભ વખતમાં તમારૂં એવું નામ પડાયું

હશે, કે જે નામનું તમે આવી નિર્લજ્જ રીતે સાર્થક કર્યું છે. હમણા વળી તમો, તે સઘળું જાણે બસ ન હોય, જાણે એ બાબતમાં પૂર્ણતા મેળવવી હોય તેમ, પેલા **અબુલ ફઝલ**, આપણા ખરા ધર્મના મુખ્ય શત્રુના નામને હદ બહાર માન આપી, તેને સર્વથી શ્રેષ્ઠ પદવી આપો છો; તેનો ભાઈ **ફૈઝી**, જે અલ્લાહને માનતો નથી, તેની સોબતમાં તમો રહો છો; તેણે તમને અન્યાયને રસ્તે દોરવ્યા છે, અને આપણો પવિત્ર **ધર્મ** ત્યાગ કરવાને ઉસકેર્યો છે; આવા અયોગ્ય માણસને તમે જાહેરમાં માન આપો છો, અને તેના ગુણ હરઘડીએ ગાયા કરો છો. જો **અબુલ ફઝલ**ની જિંદગીના અનુભવથી તમે ચેત્યા ન હો તો વેળાસર એના મોતનો દાખલો લઈ કંઈ ચેતો. એ મુવો તે વખતે બનેલી સર્વ હકીકતોની બેશક તમને ખબર મળી છે; પણ હું કહું છું તે માનજો કે ખરેખરી વાત તમને જણાવવામાં આવી નથી. મારાપર ગમે એટલું દુ:ખ પડે તોપણ ખરી વાત ખુલ્લી કરીશ અને **અબુલ ફઝલ** કેવી રીતે મોતને શરણ થયો છે ને તમને જણાવીશ. તમારા શિવાય સઘળા લોકોને જે ભયંકર હેવાલ જણાયેલો છે તે સાંભળી તમે ખરેખર કાંપશો. જ્યાં સુધી તેને વાચા હતી ત્યાં સુધી જેમણે એને સાંભળેલો તેમને ત્રાસ છુટે તેવી રીતે પોતાના અલ્લાહને નિંઘા વગર **અબુલ ફઝલ** રહ્યો નહોતો; ત્યાર પછી કુતરાની માફક તે ભસવા લાગ્યો તથા ચીસો પાડવા લાગ્યો; અને જે નિત્ય શિક્ષાનો તે ભોગ થનાર હતો તેની શરુઆતની વેદના એને તેજ ક્ષણથી થવા માંડી હોયની તેમ તેના અવયવોનો ઘાટ બદલાયો, અને તેના હોઠનો રંગ ફીકકો પડી ગયો!

'આ નક્કી જુઠાણું છે, શરમ ભરેલું જુઠાણું છે!' અત્યાર સુધી તે જનુનીના બકવાટને શાન્તિથી સાંભળતો હતો તેમાંથી એકદમ ઉસકેરાઇને **અકબર** બોલી ઉઠયો. 'તમારા જેવા ધર્મજનુની લોકો જ્યારે વિચારશક્તિને એક કોરે મુકી દઈ, ઉત્તમ ગુણ ધરાવનાર શખસની વર્તણુકપર બટ્ટો મુકવાનો યત્ન કરો છો ત્યારે તમેજ ફક્ત જેવી નિંદા કરી શકો છો તેવી આ ધિક્કારવા જોગ નીચ નિંદા છે. **અબુલ ફઝલે** કેવી સ્થિતિમાં દેહ છોડી છે તથા તેની મરતી વખતના કયા શબ્દો હતા તે એક વિશ્વાસુ

શખ્સે મને કહ્યા છે; તેટલા માટે તમારા મગજમાંથી કાઢેલા બુટ્ટા તમારી પાસેજ રહેવા દો. મારે તે સાંભળવા નથી. મને પોતાને અપમાન ભરેલું જે જે કહેવાની તમે હિંમત ધરી છે તે મેં ધીરજ રાખી સાંભળ્યું; મારી જગ્યાએ કોઇપણ શેહેનશાહ હોય તે જેવી છૂટ તમને કદી પણ આપે નહીં તેવી છૂટ મેં તમને આપી છે, અને તે છૂટનો તમે ગેર ઉપયોગ કર્યો છે તો તે હું સહન કરી શકનાર નથી. મારા પોતાનાપર હુમલો કરો, જે બાબતની મને ખાતરી થઈ હોય અને જેને માટે મેં મારા મન સાથે વિચાર બાંધ્યા હોય તેની સામે તમારે જોઈએ તેટલું તમે બોલો; તમારા શેહેનશાહ **અકબર**ને તમે ગાળો દો; એ સઘળું ચાલશે; તેને માટે હું તમને ક્ષમા કરીશ; પણ મારા દિલોજાન અને કાવતરાંથી મોતને શરણે ગયેલા મિત્રને તમે ખોટો ફજેત કરો નહીં; નહીંતર જે ખોટી રીતે નિંદાયેલો પ્રતિપક્ષી પોતાનો બચાવ કરી શકે તેમ નથી તેને માટે બાયલી રીતે આડું તેડું બોલનારની એકદમ જીભ કાપી તેને બોલતો બંધ કરવાને મારી સત્તા હું વાપરીશ.'

'જોઈએ તો મારૂં માથું લો,' કંઈપણ ગભરાયા વગર શેહેનશાહની સામું જોઈ રહીને **અબ્દુલ કાદર** બોલ્યો; 'તમારી ખાતર મારી જિંદગીનો ભોગ આપવાને હું તૈયાર છું તે તો તમે જાણો છો. મારા મોતથી અગરજો તમને કશો ફાયદો થનાર નથી, તોપણ કંઈ નહીં તો તમારો ગેરવાજબી ગુસ્સો એથી કદાચ સમી જશે. તમે માનો કે ન માનો, પણ હું જે સત્ય વાત માનતો હતો તે વાત મેં તમને કહી છે. મે મારી ફરજ બજાવી છે, અને તમે તમારી ફરજ, અથવા જેને તમે ફરજ ગણો છો તે બજાવવાને મુખત્યાર છો.'

'બસ થયું,' પોતાનો ગુસ્સો દબાવીને **અકબર** બોલ્યો, 'તમારી જિંદગીની હું જેમ પરવાહ રાખતો નથી તેમ તમારા મોતને માટે આકાંક્ષાએ રાખતો નથી. કંઇપણ ઇજા વગર અહીંથી તમે ચાલ્યા જાઓ, પણ હવે પછી મારી હજુરમાં આવવાની કદી હિંમત કરશો નહીં!'

એક શબ્દ પણ બોલ્યા વગર **અબ્દુલ કાદરે** પીઠ ફેરવી, અને મગરૂરીમાં બેદરકાર ચેહેરા સહિત દરવાજા તરફ ચાલ્યો; પણ દરવાજા

આગળ લટકાવેલા પડદા **ઉપર તેણે હાથ** લગાડયો કે **શેહેનશાહે તેને** નામ દઈ બોલાવ્યો, **અને** તે ગર્વિષ્ઠ **મુસલમાન** આશ્ચર્યતાથી પાછો **ફર્યો.** '**અબદુલ કાદર,**' શેહેનશાહે કહ્યું, 'આવી રીતે આપણે જુદા પડવું **એ** ઠીક નથી. આપણે એક બીજાને લાંબો સમય થયા ઓળખીએ **છીએ,** અને એક બીજાને માટે એટલું બધું માન ધરાવીએ છીએ કે આમ છુટા પડી શકતા નથી. હું જાણું છું કે આપણા બેની વચે મતફેર છે તે **છતાં** તમને માન પ્રતિષ્ઠા મળે તે મને મળ્યા બરોબર છે. હું પોતે તમને એક વિદ્વાન અને સમજુક પુરૂષ તરિકે ગણું છું એટલુંજ નહીં પણ એક બહાદુર અને આબરૂદાર ગૃહસ્થ તરિકે માનું છું કે જે સદ્‌ગુણો હાલના વખતમાં વધારે અગત્યના છે. મારી પાસેથી કોઇપણ શખસ, અને અવશ્યે કરીને તમે, ગુસ્સે થઇને જાઓ એવી મારી ઇચ્છા નથી. તમે ભલે જાઓ, હું સમજું છું કે તમારો ગયા વગર છુટકો નથી. ભાવી છે તે બનશેજ, પણ તમારા મનમાં ગુસ્સો રાખી ન જાઓ; સલાહશાન્તિમાં તથા મિત્રાચારીમાં આપણે ઘણાં વર્ષો જોડે ગાળ્યાં છે તેનો વિચાર કરો અને જે કારણને લીધે આપણું છૂટા પડવું અવસ્યનું થયું છે તે કારણ વિસારી દેજો.'

**અકબર** બોલવા લાગ્યો તે વખતે **અબદુલ કાદર**નો ચેહેરો તદન બેદરકાર રહ્યો હતો, પણ ક્ષમા [illegible]ાર શેહેનશાહના ઉમદા શબ્દો સાંભળી ધીમે ધીમે તે નરમ પડયો. અગરજો કે તેણે એક શબ્દ પણ મ્હોંમાંથી કાઢયો નહીં, તોપણ **અકબરે** પોતાનો હાથ લંબાવ્યો તે વેળાએ તે ગગળી ગયો હતો એવું એના ચેહેરા ઉપરથી સ્પષ્ટ જણાતું હતું. હોંસથી તેણે **અકબર**નો હાથ પકડયો, અને પોતાનું માથું નમાવ્યું કે તેના ઉપર આંખમાંથી આંસુ પડયું. પછી તે ફર્યો અને તેની મુલાકાત છેલ્લીજ થઈ, કારણ કે શેહેનશાહ જેમને ફરીથી મળનાર નહોતો તેમાંનો એ પણ એક હતો.

---

## પ્રકરણ ૩૦મું.

## ખરો રસ્તો કયો ?

**અબ્દુલ કાદર બેદાઉની, અકબર** શેહેનશાહને છોડી ગયો કે જે પડદો પોતાના ઘણા વરસના મિત્ર પાછળ પડયો તે તરફ શેહેનશાહ કેટલોક વખત ટગર ટગર જોઇ રહ્યો. આખરે લથડીઆં ખાતો ખાતો ખુલ્લા ઝરૂખામાં તે ગયો અને બગીચાઓપર નજર ઠારી ઊભો રહ્યો. સ્વચ્છ રૂપેરી ચાંદરણામાં ત્યાં સઘળુ ઘણુંજ શાન્ત હતું. તેમાં ફુવારાઓ ધીમે ધીમે આનન્દ આપે તેવી રીતે ઉડતા હતા. આખરે ઘણો થાક ચઢવાથી એક આરસના આસનપર તે બેઠો અને પોતાના હાથવડે પોતાનું મ્હોડું ઢાંકયું.

આ પ્રમાણે ત્યારે તે સઘળાઓ એને એક પછી એક છોડીને ચાલ્યા ગયા. દુષ્ટ દૈવે **અબુલ ફઝલ**ને એની પાસેથી નિર્દય રીતે ખુંચાવી લીધો, ખ્રિસ્તી પાદરીઓ ગુસ્સામાં ચાલ્યા ગયા, અને **અબ્દુલ કાદર** હંમેશને માટે એને છેલ્લી સલામ કરીને સિધાવ્યો. આ સઘળું એવે વખતે બન્યું છે કે જ્યારે અવશ્યે કરીને તનના દોસ્તનો એને ખરેખરો ખપ હતો તથા તેની મદદની જરૂર હતી. વળી જે વેળાએ ઘણાં ભયનાં ચિહ્નન ઊભાં થયાં હતાં ને મુસીબતો વેઠવાની હતી; જે વેળાએ એનો પોતાનોજ શાહજાદો એની સામે બંડ કરવા તૈયાર થયો હતો ને લોકોની આબાદી તથા તેમના કલ્યાણ વાસ્તે આટલા લાંબા વખત સુધી જે રાજદંડ એણે ધારણ કીધો હતો તે છિનવી લેવાને તે શાહજાદો યત્ન કરતો હતો; તે વેળાએ આ બધું નવું જુનું ધર્મની ખાતર થતું હતું, કેમકે **સલીમ** ખરા પંથના નામથી બંડ કરવા ઊભો થયો હતો એ ખરી વાત હતી; અને ધર્મજનુનીઓના ઉસકેરાવાથી **નરસિંહે** આ અયોગ્ય પગલાં ભર્યાં હતાં એવું સઘળાનું માનવું હતું.

'ધર્મ ત્યારે શું છે ?' **અકબર** પોતાનાજ મનમાં બોલવા લાગ્યો. 'માણસના આત્માને શાન્તિ તથા આનન્દ આપનારૂં, તેને પોતાની લઘુતાનું

ભાન કરાવવું, તેનામાં નમ્રતા અને પૂજ્યભાવ આણવું અને પોતાના જાતિભાઇઓને માટે પ્રેમ તથા બીજાઓના ભલા માટે જિન્દગી ગાળવાની ઇચ્છા ઉત્પન્ન કરનારૂં શું એ સુખ છે ? અથવા જેમ જેમ માણસના ધર્મ બાબત વિચાર ખાતરી ભરેલા થતા જાય છે તેમ તેમ તેને બીજાઓ સાથે વધારે મગરૂર તથા વધારે મિજાજી બનાવનારી શું હાનિકારક એ કોઈ વસ્તુ છે ? કે એ કોઈ પ્રકારની મુરખાઈ છે કે જેથી મોટા મોટા અને ઉમદા કુળના પુરૂષો અજાઈ જાય છે, બીજાઓને ધિક્કારે છે, તથા શાપ દે છે, અને જેથી લોકોમા ગુન્હા, ખુનરેજી અને કાપાકાપી પસરી જાય છે ? આખી મનુષ્ય કોમ એક મતે અને એક જથે કોઈ પણ ધમ પાળવો બંધ કરે તો તેથી ફાયદો થાય કે નુકસાન થાય ? એ સવાલનો જવાબ આપી શકાય તેમ નથી. એમાં ઘણીજ વિરુદ્ધતા સમાયેલી છે ને તે છતાં દરેક જણ વિચાર કર્યા વિના તેના જવાબ દેવાને તૈયાર થશે. ધર્મ-ભક્તિ ધર્મને બહાને પૂજા ન હોય તો માણસને મોક્ષ ન મળે તથા સસારમંડળમાં વ્યવસ્થા ન રહે એ બાબતમાં સઘળાનો એક મત જણાય છે; પણ ધર્મ પસદ કરવાનો સવાલ આવે ત્યારે એકદમ લડાલડીનો જુસ્સો પેદા થાય છે, અને દરેક માણસ કહે છે કે, "મારો ધર્મ, અને મારોજ ધર્મ માત્ર ખરો છે'–તત્ક્ષણ મ્યાનમાંથી તરવાર ઉછળાવા માંડે છે ને સત્ય વાત નક્કી કરવાને હથિયાર તથા બલાત્કાર કામે લગાડે છે. સઘળી પ્રજાને સંતોષ આપે તેવો તથા મનુષ્ય જાતને પ્રેમના પાશથી બાંધે તેવા ધર્મનો પથ કોઈ દિવસ નિકળે એવો સભવ છે ખરો ? એવો પથ મે શોધી કાહાડયો છે એવું માની હુ મગ્ન થતો હતો એ શું નિરથક અને મુરખાઈ ભરેલું સ્વપ્નું હતું ? અફસોસ ! દિલોજાન દોસ્તો ગુમાવવા એ શોકજનક છે, પણ સ્વીકારેલા મોહરૂપી મતો, જે વધારે પ્યારા હોય છે, તે ગુમાવવા વળી વધારે શોકજનક છે.'

આવી સ્થિતિમાં **અકબર** હતો તે વેળાએ એના ખભા ઉપર કોઇનો હાથ પડયો તેથી તેણે ઊંચું જોયું. **ફૈઝી,** જેને પહેલાંથી ખબર આપ્યા વગર શેહેનશાહની હજુરમાં જવાની સદર પરવાનગી હતી તે આવીને એની પાસે ઊભો હતો.

'શેહેનશાહ **અકબર**,' **ફૈઝી** બોલ્યો, 'ગમગીની ભરેલાં તથા વ્યર્થ ચિંતનમાંથી જાગૃત થાઓ. તમારી સાથે સરખાવતાં હું ઘણોજ નિર્બળ છું તો મારે તમને કહેવું શું યોગ્ય છે કે તમે **મર્દ** થાઓ? તોપણ એવી રીતે બોલવાની મારે જરૂર છે. એક ખરા સલાહકાર અને અતિ પ્રિય મિત્રના મૃત્યુથી તમને લાગે છે તેના કરતાં મારા પ્રિય ભાઈનું મૃત્યુ મને કંઈ ઓછું સાલતું નથી. વખત એવો બારિક આવ્યો છે કે આપણે બન્નેએ જાગૃત થવું જોઇએ, અને રાજ્યના ઉપર જે ભયો હજી ઝઝુમી રહ્યા છે તેનો અટકાવ કરવાને અસમર્થતા આણતી દિલગીરીમાં આપણે મચ્યા રહેવું એ દુરસ્ત નથી–તેટલા માટે, તમે પાછા **મર્દ** થાઓ ને તમારો જુસ્સો દાખવો એવું તમને કહેવાની હિંમત ધરૂં છું. આ પ્રમાણે નિરાશ થઈ જવું તમને યોગ્ય નથી, અને જો **અબુલ ફ્ઝલ** જાણી શકે તો તેની જિન્દગીમાં પહેલીજ વાર કદાચ કહેશે કે **અકબર** શેહેનશાહ દોષ વગરનો નથી.'

'મારા દિલોજાન તથા મમતાળુ મિત્ર,' **અકબરે** જવાબ આપ્યો, 'તમારા નિખાલસ વચન માટે હું તમારો ઘણો ઉપકાર માનું છું. વિચાર કર્યા કરવાને બદલે હવે કામ કરવાની જરૂર છે ખરી; છતાં પણ હું જે વિચારમાં તલ્લીન થઈ ગયેલો તમને માલમ પડયો હતો તે વિચાર કેવા પ્રકારના હતા તે સંબંધમાં તમોએ કદાચ ભૂલ કીધી છે. તમારા ભાઈ વિષે તેમાં થોડાકજ વિચાર આવતા' એટલું કહી **એકવેવીવા** અને **અબદુલ કાદરની** છેલ્લી મુલાકાતનું તથા તે ઉપરથી એના મનમાં ઉત્પન્ન થયેલા તર્કવિતર્કોનું એણે **ફૈઝી** આગળ વર્ણન કર્યું.

'આ સઘળી બાબતોમાં,' ક્ષણવાર વિચાર કરી **ફૈઝી** બોલ્યો, 'મારા ઉદાર મનના શેહેનશાહ તથા તત્વશાસ્ત્રી મિત્રના ગુણોને આભાસ જોઉં છું. જે વિષયની તમે હમણા વાત કહી તે સંબંધમાં મારો શો મત છે તથા મારી કેવી લાગણી છે તે તો તમે જાણો છો. ધર્મપૂજાને લોકો જ્યારે હદ વગરની ખરા સત્વ રહિત ગૂઢ લાગણી ગણે છે, અને વળી કલ્પના શક્તિમાંથી ઉત્પન્ન થયેલા પ્રમાણ રહિત સિદ્ધાંતો અને મતો ઉપર તે આધાર રાખે છે, ત્યારે એવી પૂજાને હું વધારે વજનદાર ગણતો નથી.

લોકો મને નાસ્તિક કહે છે તેમાં તેઓ ગમે તેટલે અંશે ખરા હોય, તો પણ હું કોઈ વાત માનતો નથી એવું તેમનું ધારવું વાજબી નથી. ખરૂં પુછો તો હું ઘણી વાતો માનું છું. અનુભવ જેનો મજબુત પાયો હોય તેના ઉપર હું વિશ્વાસ રાખું છું. એક કરતાં વધારે વાર મેં તમને જણાવ્યું છે તેમ ફક્ત સ્થૂલ દેહનું નહીં, પણ અવશ્ય કરીને મનુષ્યના આત્મા તથા મનનું જે ક્રમાનુસાર સંવર્ધન-તેના નિયમને હું ખરો માનું છું. બીજા સુધારકો તથા ધર્મ સ્થાપનારાઓની માફક તમે જે મોટા સિદ્ધાંતનો ખુલાસો શોધી કહાડવાની ઘણી ઇચ્છા રાખો છો તે આ સંવર્ધનમાંથી મળી આવે એવું મને લાગે છે. આપણે મનુષ્ય પ્રાણીએ કયાંથી શરુઆત કીધી, કેટલે સુધી આપણે કયારના વધી ચુકયા છીએ તેનો વિચાર કરો, અને કયાં સુધી આપણે હજી એ વધારો કરી શકીએ તેનો વિચાર કરો. મૂળમાં આપણે સાધારણ પ્રાણી કરતાં સારા નહોતા, પણ હજારો વર્ષો વીત્યા બાદ આપણે બુદ્ધિમાન પ્રાણી થયા છીએ, અને બીજાં હજારો વર્ષો ચાલ્યાં જશે ત્યારે આપણી સ્થિતિ કેવી હશે ? હમેશાં શોધ જારી રાખવાથી તથા જ્ઞાનનો વધારો થવાથી આપણામાંના થોડાને નહીં, પણ કદાચ સર્વેને, અમર આત્મા તથા સૃષ્ટિના પદાર્થના જરૂરના એકત્રપણા વિષે સ્પષ્ટ જ્ઞાન શું તે વેળાએ થશે નહીં ? જે મોક્ષ પામવાની ઇચ્છા કોઈ મનુષ્ય પ્રાણી દૂર કરી શકતો નથી તેવો મોક્ષ ભવિષ્યમાં મળશે એવી આપણી ખાત્રી કરીને આપણી આત્મપ્રીતિને શાન્ત પાડનારૂં ફકત એકજ સાધન ધર્મપૂજા એ છે એવું બરોબર વિચાર કરતાં જણાય છે, તો આવા ધર્મપૂજાના દાંભિક નામથી હાલ આપણે જે તરંગી વિચારો કબુલ કરીએ છીએ તે વિચારો અનંતકાળમાં મળેલાં જ્ઞાનવડે તથા સંતોષ વડે શું આપણે મનમાંથી ખસેડવા નહીં ?'

'તમારો જુસ્સો તો ઘણો ચઢેલો જણાય છે,' **અકબર** બોલ્યો, 'અને દીર્ઘદષ્ટિથી તમે જુઓ છો-મને લાગે છે કે છેક ટોચ સુધી તમે જાઓ છો. હું હાલના વખતનોજ વિચાર કરૂં છું, ભવિષ્યનો વિચાર કરતાં મારા મનનું સમાધાન થતું નથી.'

'પણ હું શું કંઈ હાલના સમયને તદન વિસારી દઉં છું કે ?' **ફૈઝીએ** પુછયું. 'દરેક માણસે પોતાથી બનતો સઘળો પ્રયાસ કરીને પોતાની ફરજ

સંપૂર્ણ રીતે બજાવવી એ શું મારા મતનો અથવા તમને ગમે તો કહો કે મારા તત્વશાસ્ત્રનો પહેલોજ નિયમ નથી કે ? બેશક, ધ્યાન અને જ્ઞાનની ખાતર જો ખરૂં સત્વ છોડી દેવામાં આવે તો તે બન્ને નિરર્થક છે. હાલના જમાનાના લોકોની સ્થિતિ સુધારવા પાછળ આપણી શક્તિ ચલાવવાનું તત્વશાસ્ત્ર ન શિખવાતું હોય તો તે એક તરંગ અને આત્માનો ખોટો ભાસ આપનાર મોહરૂપ કારણ ગણી શકાય. આપણા મનમાં ધારેલો હેતુ પાર પાડવાને ઉત્સાહ અને ખતથી કામ કરવું એ અને અસભવિત વાતોની ઇચ્છા રાખવી તથા તે પછી આપણી નિષ્ફળતાથી નાસીપાસ થઈ પાછા હઠવું એ જુદી જુદી વસ્તુઓ છે. ધર્મમાં અથવા વિશેષ રીતે-લોકોના ધર્મમાં કે અદૃશ્ય દુનિયા વિષે લોકોની થયેલી ખાતરીની બાબતમાં એવુંજ સમજવાનું છે. કોઈ કહેવાતા ઇશ્વિરપ્રેરિત સુધારકની સૂચના ઉપરથી ધર્મની તરતજ સંવૃદ્ધિ થતી નથી પણ ધીમે ધીમે યુગના મહાત્મ્યથી તે થાય છે; અને તે દરેક બાબતમાં એક અવશ્યની સાધનભૂત વસ્તુ પ્રાપ્ત થવી જોઇએ–એ સાધનભૂત વસ્તુ તે–લોકોની કેળવણી તથા સુધારો–છે, જે તેમની આબાદી વગર કદી ફળીભૂત થઈ શકે તેમ નથી; અને કેળવણી તથા સુધારાના મુખ્ય પાયાની બાબતમાં શું **અકબર**ને પોતાને ઠપકો આપવાનું અને નાસીપાસ થવાનું ખરૂં કારણ છે ? શું એ એમ કહી શકશે કે તેમના તાબામાં સોંપેલા લોકોના કલ્યાણ માટે એમણે જોઇએ તેટલો, બલકે વધારે, પ્રયાસ કીધો નથી ? નેકનામ શેહેનશાહ સાહેબ, મારા કૃપાળુ સરદાર ! આપને જે કામ સોંપાયુ છે તે વિષે વિચાર કરો, અને ધર્મસંબંધી વિચારો એક કોરે મુકી, શરૂ કીધેલા કામને ખંતથી જારી રાખવાને આપના કાર્યના પરિણામથી ઉત્તમ પ્રકારનું ઉત્તેજન મળે તેવું છે કે નહીં તેની તુલના કરો.'

**ફૈઝી**નું બોલવું તદન વાજબી હતું. શેહેનશાહે દાખલ કીધેલા તથા ફતેહ પામવાથી જારી રાખેલા સંસારી સુધારાનાં તેણે વખાણ કીધાં તે કંઈ એક દરબારી કુતરાનું ખુશામતનું વચન નહોતું. તે બોલવું સત્ય ને યથાર્થ હતું. ત્યાર પછીના સૈકાના અનુભવ ઉપરથી પણ માલમ પડે છે કે **ફૈઝી**નું કહેવું શબ્દે શબ્દ ખરૂં હતું. **અકબરના** ધર્મ સંબંધી તરંગી વિચારોનું કંઈ પણ ચિહ્ન તેના મૃત્યુ પછી રહ્યું નહોતું; પણ તેની

વસુલખાતાની પદ્ધતિને આધારે એના પછીના હિંદુસ્તાનના સઘળા રાજકર્ત્તાઓએ બંધારણ બાંધ્યું છે, અને ડચ (વલંદા) લોકોનાં હિંદુસ્તાનમાં આવેલાં સંસ્થાનોમાં આ રીત દાખલ કરવાની એક હોશીયાર અને બુદ્ધિશાળી અંગ્રેજે એક વેળાએ સખ્ત ભલામણ પણ કરી હતી; ને તેમ થયું હોત તો ઘણો સારો ફાયદો થયો હોત, પણ ભરતખંડના સુબાઓના આળસ તથા અજ્ઞાનપણાને લીધે તે ભલામણ ઉચકી લેવામાં આવી નહોતી.

'ફૈઝી, તમે વાજબી વાત કહો છો,' ઊભો થઈને તથા મનમાં નવો જુસ્સો આવ્યો હોય તે પ્રમાણે પોતાનું મસ્તક ઊંચું કરીને શેહેનશાહ બોલ્યો; 'આપણે કામ કરવું જોઈએ, વિચાર કર્યા કરવો એ ઠીક નથી. થાકયા વગર તથા અટકયા વગર રાત દિવસ આપણે કંઈ પણ કામ કરતા રહેવું જોઈએ એમાં શક નથી. મારો મુખ્ય સહાયક મિત્ર ગુજરી ગયો છે તેથી તમારે મને મદદ કરવાની છે, ને હું તમને વચન આપું છું કે જેમ અકબર તમારાથી સંતોષ પામશે તેમ તમે તેનાથી સંતોષ પામશો. પણ એક વધારે અવનવી બીના છે તેપર લક્ષ રાખવું યોગ્ય છે. બીજી વાતો તમને પસંદ પડતી નથી તોપણ તેનાં ચિહ્ન તમે કૃપાદૃષ્ટિએ જોશો એવું હું ધારૂં છું. પેલો સમર્થ પણ હાલ નબળી સ્થિતિમાં આવેલો દેખાવ જુઓ! મારો આત્મા ઘણા દિવસ થયા જે સ્થિતિમાં નિર્માલ્ય થઈ ગયો છે તેવી સ્થિતિ હું એનામાં આ વેળાએ જોઉં છું. પણ આવતી કાલે સવારે સૂર્ય પાછો ઉગશે, અને હું પણ, જેવો હાલમાં છું તેવો નહીં પણ જેવા થવાની જરૂર છે તે સ્થિતિમાં, એકવાર ફરીથી દેખાઈશ. શેહેનશાહની તે ફરજજ છે કે જ્યાં સુધી લોકોમાં જાગૃતિ આવી નથી ને તેમનામાં ઉત્સાહ આવેલો જણાતો નથી, ત્યાં સુધી આખા રાજ્યમાં જ્ઞાન અને ઉત્સાહ શેહેનશાહ તથા તેના સલાહકારો તરફથી પસરાવવા જોઈએ. જો કદીમદી હું તે ભુલી જાઉં, તો મારા પ્યારા ફૈઝી, અબુલ ફૈઝલની માફક, રાજાની પવિત્ર ફરજનું મને તરત સ્મરણ કરાવજો; અને આજે અત્યારે જે પ્રમાણે હિંમતથી બોલો છો તે પ્રમાણે નિડરતાથી મને કહેવાનું હોય તે કહેજો.'

---

# પ્રકરણ ૩૧મું.

## ગુલાબદાન અને સલહાના

પોતાના લશ્કર સહિત **શેહેનશાહ** ઉત્તર દેશ તરફ જવાને નિકળ્યો હતો, અને સઘળી તરફથી બાતમી કઢાવતાં માલમ પડયું કે તે આગ્રા શેહેરથી કેટલેક દૂર જઈ પહોંચ્યો છે. લશ્કરની સાથે પહેલાં કૂચ કરી ગયેલી ટુકડીમાં સામેલ થવાનો હુકમ મળવાની **સિદ્ધ** હજી રાહ જોતો હતો. આમ હતું ત્યારે હુકમ આવે ત્યાં સુધીનો વખત ગાળવાને માટે **રીઝીયા ગુલાબદાન**ની ફરી ફરી તે મુલાકાત લેતો હતો એમાં આશ્ચર્ય જેવું કંઈ નથી. એક દહાડો સંધ્યા કાળે તેના મકાન તરફ તે ફરતો ફરતો ગયો, અગરજો પહેલાંના જેટલી ઉત્કંઠાથી આ વેળાએ તે ત્યાં જવાનું મન કરતો નહતો. ધીમે ધીમે તેને માટે એના મનમાં અવિશ્વાસ વધતો ગયો હતો; પણ તેની ગુપ્ત વાતો તથા કાવતરાંની વધારે ખબર મેળવવાના કંઇક હેતુથી પણ તે **ગુલાબદાન**ની વારવાર મુલાકાત લેતો હતો. પણ જે જે વાત જાણવાની તે કાળજી રાખતો હતો તેના કરતાં ઘણી બાબતો આ સાંજના એના જાણવામાં આવશે એવો એને લેશ માત્ર પણ વિચાર આવેલો નહીં. **રીઝીયા**ના બાગની દિવાલના નાના દરવાજાની આગળ તે આવી પહોંચ્યો ત્યારે હંમેશની માફક તે દરવાજો બંધ નહોતો. તેની કુંચી ઘણું કરીને બેદરકારીને લીધે, તાળામાંજ રહી ગયેલી હતી. તે જોઇને **સિદ્ધ** ઘણું વિસ્મય પામ્યો. દરવાજો ખુલ્લો હોવાને લીધે રિવાજ મુજબ સૂચના આપ્યા વગર તે અંદર દાખલ થયો. દરવાજો સંભાળથી બંધ કરીને બંગલા તરફ જવાને તે ઉતાવળથી અગાડી ચાલ્યો. ઓટલાની નજદીક જતાં આશ્ચર્ય પામવાનું એને વિશેષ કારણ મળ્યું.

---

**ટીપ**—'**સલીમ**નું બંડ **અકબર** કાશ્મીરમાં હતો ત્યારે નહીં પણ **અકબર** દક્ષિણમાં હતો ત્યારે થયું હતું. વળી જે સમય લીધો છે તે સમયે કાશ્મીર સ્વતંત્ર નહોતું, પણ તે પ્રાંત તો ૧૫૮૬માં **અકબર**ને તાબે થઈ ખાલસા થયો હતો.'—'વિજ્ઞાન વિલાસ'—અકટોબર ૧૮૮૮—'**ઈરાવતીની પુસ્તક પરીક્ષામાં**'—પૃ. ૨૩૦.

એ ત્યાં જાય છે એટલામાં એક માણસ આવ્યો જેને પહેલ વહેલાં તો એ ઓળખી શકયો નહીં, પણ અનેક નાના મોટા છોડવાઓની ઘાડી ઝાડીની ઘટામાં તે જતો હતો ત્યારે દિવાના પ્રકાશથી એને માલમ પડયું કે તે શખસ તેનો કાકો **સલહાના** હતો. **ગુલાબદાનને** જોઇ સલામ કરવાને બદલે **સલહાના** ઘણાજ જુસ્સાના આવેશથી બોલ્યો, 'આપણી સઘળી યુક્તિ બહાર પડી ગઇ છે. કોઇએ નિમકહરામીથી સઘળી બાતમી આપી દીધી છે. શેહેનશાહ પણ—' **ગુલાબદાન** ભયભીત થઈ સાંભળતી હતી તેના આગળ તે વધુ બોલ્યો 'આપણા સઘળા પ્રપચથી વાકેફગાર થયો છે. તેને શી રીતે ખબર મળી તે હું જાણતો નથી, પણ એ વાત તો નક્કીજ છે કે સઘળાં કાવતરાં તેના જાણવામાં આવ્યાં છે. તમે જાણો છો કે **ગોરખ** જુદા વેશમાં લશ્કરની સાથે રહેલો છે, તેની તરફથી મને પક્રેપાયે આ ખબર મળી છે. છેક શરુઆતથી આપણા કૃત્યની **અકબરને** ખબર છે એટલુંજ નહીં, પણ આપણી યુક્તિમાં આપણે જે પછવાડેથી ફેરફાર કીધો છે તેની ખબર પણ તેના ગુપ્ત દૂતોએ એને આપી છે. **અકબર** એવો પાકો ને નિપુણ છે કે આપણી પહેલાંની યુક્તિની એને ખબર મળી ચુકી હતી એવું આપણને જણાવવા દીધું; પણ પછવાડેની યુક્તિની એને બાતમી મળી છે તે વાત જણાવવા દીધી નથી, એથી જાણે આપણે એમ ધારીએ કે તે ફાંસામાં આવી પડયો હતો; વળી હમણાં તે અને તેનું લશ્કર જાણે ખરેખર કાશ્મીર દેશ તરફ જતાં હોય તેવું બતાવવાને તે બાજુએ કૂચ કરી ગયાં છે, પરંતુ તેમાં પણ યુક્તિ લડાવી છે. તે બધું તો ઠીક છે, પણ તે એકાએક પોતાનાં પગલાં પાછાં ફેરવશે અને એકે સપાટે આવીને આપણે સહીસલામત છીએ એવું આપણે ધારતા હોઇશું તે વેળાએ આપણાપર અહીં આગ્રા શેહેરમાં હુમલો કરશે. નિર્ધારેલે દિવસે **સલીમ** પોતે શેહેનશાહ તરિકે ઢંઢેરો પિટાવે નહીં તેવું એને જણાવવાને ખરે વખતે મને હમણાં એ વાતની સૂચના મળી છે. તેમ છતાં પણ એથી આપણને કંઈ ઘણો લાભ નથી. સઘળી વાત **અકબર** શેહેનશાહની જાણમા બરોબર આવશે ત્યારે, અગરજો તે એવાં કૃત્ય કરનારા **સલીમને** પકડશે તો નહીંજ, તથાપિ આપણને તે છોડશે નહીંજ; તેટલા માટે આખરના ઉપાયોજ કામે લગાડવા એ શિવાય બીજો ઇલાજ આપણે સારૂ દેખાતો નથી.'

'તે ઉપાય તે કયા છે?' **ગુલાબદાને** ગભરાઇને પુછ્યું.

'**ગોરખ** અને તેના શાગિર્દો આપણને મદદ કરી શકશે ને તેમણે મદદ કરવીજ જોઇએ. શેહેનશાહને આગ્રામાં આવી પહોંચવાનો વખત મળે ત્યાર પહેલાં તેની જિન્દગીનો અંત આણવો.'

આ શબ્દો સાંભળતાંજ **સિદ્ધના** આખા શરીરમાં હૃદયકંપ થયો અને પોતાના જમૈયાની મૂઠપર હાથ મેલ્યો તથા અગાડી ધસવા જતો હતો પણ પાછો થોભી ગયો.

'આમાંની કંઇપણ વાત **સલીમને** જાણવા દેવી નહીં,' **સલહાના** અગાડી બોલ્યો, 'તેમ આ કૃત્ય થયા પછી પણ આપણે એને કહેવું નહીં. બેશક એને શક તો જશેજ, પણ જાણે પોતે લેશ માત્ર પણ એ વાત જાણતો નથી એવાં આચરણ રાખશે; અને એથી કંઇ આપણે માટે તે હલકો મત બાંધનાર નથી કે ઓછું માન આપનાર નથી. **ગોરખની** સાથે મળીને સઘળી ગોઠવણ કરવા સારૂ હું કાલે લશ્કરની છાવણીમાં જાઉં છું, કારણ ત્યાં એને પોતાના જુદા વેશમાં શી રીતે ઓળખી કાઢવો તે મને કહેલું છે. તે અરસામાં **સલીમને** સૂચના આપવાનું કામ તમારે માથે છે. જુદા જુદા વેહેમ ઉભા થાય એવી ધાસ્તીથી હું જાતે એને મળવા જવાનો નથી. તમારો અને એનો સબંધ હાલમાં કેવા પ્રકારનો છે તે મને કહેશો.'

'ઘણા દિવસ થયા એ મને અહીં મળ્યો નથી,' **ગુલાબદાને** જવાબ વાળ્યો, 'અને શા કારણથી તે આટલો લાંબો વખત થયા મારી પાસે આવ્યો નથી તે પણ હું જાણતી નથી. છતાં તે બાબત હું ઘણી કાળજી રાખતી નથી. ગમે તેમ થાઓ, ગમે તેવી વિપત્તિ પડો, પણ મનેજ તે સુલતાના તરિકે ગ્રહણ કરવાનો છે પણ એ આશા તે શેહેનશાહ થાય ત્યાર પછી ફળીભૂત થશે, ત્યાર પહેલાં તો નહીંજ.'

'અને તે અવસરની રાહ જુઓ છો તે અરસામાં તમને સોંપેલા મારા પેલા ભતરીજા સાથે તમે વખત ગાળો છો, નહીં વારૂ? તે જુવાન ને બહાદુર માણસ છે અને તેના સમાગમમાં તમને આનન્દ પ્રાપ્ત થતો માલમ પડે છે.'

'થોડીક વાર તેમ હતું ખરૂં, પણ હવે તો તે મને કંટાળો આપવા લાગ્યો છે, અને વધારે વિચાર કરતાં હું ધારૂં છું કે તે કંઈ આપણને ઘણો કામ લાગવાનો નથી. માન અને પ્રતિષ્ઠા અને ફરજના અનેક મત વિષે તેની સાથે નિરતર ફરી ફરીને તકરાર કરવા પડે છે. તેની મારફતનું આપણું કામ પાર પડશે કે હું એને કોઠું આપવાની નથી. એ તો ગરજ સરી ને વૈદ વેરી જેવું એની સાથે કરવું પડશે, અને તેમ કરવાનું વિશેષ કારણ એ છે કે **સલીમ**ની સાથે મારી યુક્તિ પાર પાડવામાં તે કદાચ અંતરાય નાખશે.'

'એ શું છે ?' ઓટલા નજદીકના બાગ તરફ નજર ફેરવીને એકાએક **સલહાના**એ પુછ્યું, કેમકે તે બાજુએ કઇ પગરવ જેવું એના સાંભળવામાં આવ્યુ હતું. 'મને લાગે છે કે કઇ સણસણાટ થતો સભળાય છે; શું કોઈ પુરૂષ વગર બોલાવ્યો અંદર દાખલ તો નહીં થઈ ગયો હોય ?'

'અલ્લાહ અલ્લાહ કરો ! એ તો અસંભવિત છે,' **ગુલાબદાને** જવાબ આપ્યો. 'બાગના દિવાલનો દરવાજો તો બધ કીધેલો છે નહીં વારૂ ?' પોતે ઉતાવળથી આવ્યો તેથી તે ઉઘાડોજ રાખ્યો હતો એવું **સલહાના** તો ભુલી ગયો હતો. ' અને પેલી બીજી બાજુ તરફની કઇ ધાસ્તી નથી, કારણુ લશ્કરમાં સામેલ થવાને **ફૈઝી** આજે સવારે અહીંથી કૂચ કરી ગયો છે. તમે આ રસ્તેથી જાઓ, બાગની દિવાલ નજદીક કદાચ **સિદ્ધ** તમને મળે તેથી તેમજ જવું વધારે ડાહાપણુ ભરેલું છે.'

'ત્યારે સઘળી વાત નક્કી થઈ છે, કેમ વારૂ ?' **સલહાના** બોલ્યો, '**સલીમ** અને અહીં આગ્રામાં જે કોઈ બીજા છે તે સઘળાને સમાલવાનું તમારે માથે છે, ને **અકબર**નું હું માથે લઉ છું. મારૂં નસીબ જો ખુલ્યું હશે તો થોડા વખતમાં આપણે અને તેની રૈયત એની શેહેનશાહતમાંથી છૂટાં થઇશું.'

આટલું કહી, સેહેજ ડોકી નમાવી **સલહાના** એક પડદાની પાછળ ચાલ્યો ગયો અને **સિદ્ધ** નહીં જાણુતો હતો તેવે રસ્તે બહાર નિકળી ગયો; આથી **સિદ્ધ**ના મનમાં પહેલાં ઉભરો થઈ આવ્યો હતો તે મુજબ તેની પાછળ જવું અશક્ય થઈ પડયું.

આવે સમયે ત્યાંથી એકદમ પાછા જવું અને કાવતરાંખોરોને રાજદ્રોહના કાવતરાંમાં ઇશારો મળે ત્યાર પહેલાં શેહેનશાહને સૂચના આપી કપટનો ભંગ કરવો એજ ઉત્તમ રસ્તો હતો. પણ **ગુલાબદાન**ના ધિક્કારાયેલા સાધન તરિકે પોતે વધારે વાર કામ કરતો નથી એવું તેને બતાવવાની **સિદ્ધ**ના મનમાં અતિઉત્કઠા થઈ આવી, તે એ પોતે દબાવી શક્યો નહીં, અને એક કુદકો મારી ઓટલાપર આવ્યો અને વિકાળ વાઘણ જેવી દેખાતી **ગુલાબદાન** સામે તે ઊભો રહ્યો.

'કૃતઘ્ની ચણ્ડાળણી!' તે એકદમ પૂર આવેશમાં બોલ્યો, 'ધિક્ ધિક્! હે દુરાચારિણી! તેજ મને વિશ્વાસઘાતી બનાવ્યો હતો; પણ મનમાં નક્કી સમજજે કે તારૂં અને પેલા ખૂનીનું અતિ દુષ્ટ કાવતરૂં પાર પડવાનું નથી. તને કંટાળો આપવા લાગ્યો છું તેજ હું તેમાં ભંગાણ પાડીશ.'

'અંહં! ત્યારે તમે તો ક્યારના અમારી વાત સાંભળ્યા કરતા હતા કેમ?' **ગુલાબદાન** બોલી, અને તેના અત્યાર સુધી નમ્ર જણાતા ચેહેરાપર ધિક્કાર અને દ્વેષનાં ચિહ્ન પ્રકટ પ્રકાશી નિકળ્યાં, તથા તેથી તેના ચેહેરાપર ખુબસુરતીનો અંશ પણ રહ્યો નહીં; 'અને હમણા વળી તમે અમને ફસાવી દેવાનો ઇરાદો રાખો છો કેમ? પણ તેમ કદી બનનાર નથી.' તેનો શો ઇરાદો હતો તેની **સિદ્ધ** અટકળ બાંધી શક્યો ત્યાર પહેલાં, એક જમૈયો તેની છાતીમાં ભોંકવાને **ગુલાબદાન** તેની સામે ધસી ગઈ. સેહેજસાજ સ્વાભાવિક બુદ્ધિથી તેનો ઘા અટકાવવાનો **સિદ્ધે** યત્ન કીધો, પણ તત્ક્ષણે એક પુરૂષ, **ગુલાબદાન**ની પછવાડેથી જમીનમાંથી ઉપર આવતો જણાયો અને તેણે તે ખૂન કરનારીનો હાથ સખ્ત પજાથી પકડી લીધો, એટલે તે પુરૂષને જોઇને તેન હાથ અશક્ત થઈ પડ્યા.

**ગુલાબદ ન** એકદમ પાછી ફરી અને એક ભયંકર ચીસ પાડીને જમીનપર મૂર્ચ્છાંગત થઈ પડી. તેની પછવાડે **કૈઝી** ઊભો હતો ને **કૈઝીની** પાછળ નાગી તરવાર સહિત તેના બે ચાકર ઊભા હતા.

'ક્ષમા કરો! દયા લાવો!' થોડી વારે શુદ્ધિમાં આવતાં **ગુલાબદાન** વિનંતી કરવા લાગી, અને પોતાની આગળનો આ દેખાવ એકી નજરે જોતો **સિદ્ધ હેબક** ખાઇને સ્થિરજ થઈ ગયો.

'ક્ષમા કરો મારા નામદાર ખાવિન્દ !' એમ ફરીથી કહી પોતાનો કાળો ભમર જેવો ચોટલો જમીનપર ઘસડાય તેવી રીતે માથું નીચું નમાવીને **ફૈઝી** તરફ ઘુંટણુ ઘસડતી ચાલી, પણ **ફૈઝી**ની ઘણીજ નજદીક જવાનો તેણે યત્ન કીધો એટલે તે પાછો હઠયો.

'હે ચણ્ડાળણી, પાછી હઠ !' રૂદ્રના જેવી કોપિત આંખવાળો **ફૈઝી** ઘણા ક્રોધાવેશમાં બોલ્યો, 'મને અડક નહીં !' પછી પોતાના નોકરો તરફ ફરીને બોલ્યો, "આ ઓરતને બાંધો અને મારા મકરાના કિલ્લામાં લઈ જાઓ. ત્યાં આગળ એનાપર સખ્ત જાપતો રાખજો; અને બહારના લોકો સાથે વ્યવહાર ચલાવવાનો જરા સરખો પણ તે જો કદી યત્ન કરે, તો આજે જે શિક્ષામાંથી હું તેને ઉગારૂં છું તેનો તરતજ અમલ કરજો. એને પોતાને કે એ પાપીના શરીરના એક વાળને પણ હવે પછી હું જોનાર નથી.' એમ કહી તેની અગાડી પગ આગળ ઘુંટણીએ પડેલી સ્ત્રી તરફ તે ફર્યો અને એક લાત મારીને તેને જે કહેવા લાગ્યો, તે શબ્દ ઉપરથી એમ જરાપણ લાગતું નહોતું કે તેણે કરેલી શિક્ષા કાંઈ ઓછી થશે. 'સાસ ત્યાં સુધી આસ,' તે બોલ્યો, 'તેટલા માટે તું, કે જેનું નામ હવે મારા મ્હોંમાંથી કદી કાઢવાનો નથી, તેણે હવે યાદ રાખવું કે તારો નર્કાગારમાં પડયા શિવાય બીજી રીતે છુટકો નથી અને કદાચ મનમાં ખોટી આશાઓ રાખતી હશે તો તે આશા વ્યર્થ છે. તું એમ ધારતી હશે કે મારા કરતાં વધારે સમર્થ, અથવા જે એક દિવસ મારા કરતાં વધારે સમર્થ થશે તેવા પુરૂષનો તને આશ્રય મળશે. પણ તે વ્યર્થ તરંગ છે. તારા મનમાં એમ છે કે **સલીમ** તને મદદ કરશે અને તને કેદમાંથી છોડવશે, પણ એ સઘળી આશા વ્યર્થ સમજજે. જે શખસને તેં છેતર્યો છે તેણેજ આ પેલા માણસની સાથેના તારા સંબંધ વિષેની વાત મને કહી છે; અને એ **સલીમ** પોતેજ કે, જેને તું તદન સહીસલામત રહેલો સમજે છે.'

આ પ્રમાણે તે બોલતો હતો તે વેળાએ **ગુલાબબ્હાન** પોતાનું માથું ઊંચું કરી ધ્યાન દઇ સાંભળતી હતી, પણ તેના છેલ્લા શબ્દો સાંભળીને એકદમ તે બેભાન થઇને ભોંયપર પડી.

'તમે તમારૂં કામ કરો,' એમ **ફૈઝીએ** પોતાના નોકરોને કહ્યું કે તરતજ **ગુલાબ્નદાન-રીઝીયાને** તે ઓરડામાંથી લઈ જવામાં આવી. 'અને હવે તમે.' મ્યાનમાંથી તરવાર કાઢતાં **સિદ્ધની** નજદીક જઈ તે બોલ્યો.

'મેં મારી જિન્દગી તમારે શરણે મુકી છે,' **સિદ્ધ** જવાબ આપ્યો. 'મારો ! આપને હાથે મોત શિવાય હું બીજાું કંઇ વધારે સારૂં ઇચ્છતો નથી.'

'હું તે સમજ્યો,' વિચાર કરીને તથા ધીમેથી મ્યાનમાં પાછી તરવાર ઘાલીને **ફૈઝી** બોલ્યો. 'પણ તારી ઇચ્છા મુજબ કરવાને હું રાજી નથી. આજ જગ્યાએ બીજો કોઈ હોત તો જુદોજ વિચાર કરત. એક મુસલમાન તરત તારૂં ડોકું કાપી નાખત; એક હિંદુ તને ગુંગળાવી ગુંગળાવી મારી નાખત; એક ફ્રેન્ચ, સઘળા કરતાં બેવકુફ, પોતા સાથે દ્વંદ્વ યુદ્ધ કરવાનું જણાવત; પણ હું આમાંનો એકે રસ્તો પસંદ કરતો નથી. તને જીવતો જવા દઉં છું માટે અહીંથી કંઇપણ ઇજા વગર જા. તે જે અતિ દુષ્ટ કામ કર્યું છે તે, તથા પોતે કુલીન ઉમરાવ વર્ગનો કહેવાતા છતાં ખરી મિત્રાચારીનો તેં કેવી રીતે બદલો વાળ્યો છે તે, હમેશાં તારા મનમાં યાદ રાખી તારા દહાડા પૂરા કરજે. તું ગમે તેવી વિખ્યાતી પામશે તથા મોટી પદવી મેળવશે તોપણ આ વાત કદી તું વિસરશે નહીં, અને ગમે તેવી માન પ્રતિષ્ઠા તને મળશે, છતાં તારી જુવાનીમાં તું એક મિત્ર સાથે કેવી રીતે વર્ત્યો છે તે યાદ આવ્યાથી કોઈપણ આબરૂદાર ગૃહસ્થ અગાડી શરમથી તારે નીચું જોવું પડશે; આટલીજ શિક્ષા હું તને કરૂં છું. બસ, હવે જા.'

આટલું કહી **ફૈઝીએ** નિશાની કરી તેથી તેને પગે લાગી શરમથી નીચું જોઇ **સિદ્ધ** પાછો ફર્યો અને લથડીઆં ખાતો ખાતો બાગમાંથી, જ્યાં હજી દરવાજો ઉઘાડો રહેલો હતો, તે માર્ગે બહાર નિકળ્યો.

---

# પ્રકરણ ૩૨મું.

## શેહેનશાહની છાવણી

આગળ પાછળ શું થાય છે તેના કંઈ પણ ભાન વગર **સિદ્ધરામ** કેટલીક વાર સુધી અગાડી ચાલ્યો ગયો. રાત ઘણી મોડી થઈ હતી તે છતાં કેટલાક મજુરોને વહાણમાં માલ ચઢાવતા તેણે જોયા; અને જાણે કે તે પોતાનુંજ કામ હોય તેમ તેમની દરેક હિલચાલ ધારી ધારીને તપાસતો ત્યાં થીર ઊભો રહ્યો. કિનારા અને વહાણની વચ્ચે રાખેલા એક પાટીઆ ઉપરથી એક મોટી ભારે ગાંસડી શી રીતે તેઓ લઇ જશે તેનાજ તે વિસ્મય પામી કોઇ વાર વિચાર કરતો, ને કોઇ વાર તેમનો કઢંગી રીત જોઇને પોતાનું માથુ હલાવતો હતો. ત્યાર પછી કેટલાક સિપાઇઓ પર એની નજર પડી. એક મસાલના ઝાખા અજવાળામાં બેસી તેઓ મધ પીતા હતા અને સોગટાં રમતા હતા તે જોઇ તેમની સાથે સામેલ થવાની એને ઇચ્છા થવા લાગી. પણ આ ક્ષણે એક વિચાર ઉત્પન્ન થવાથી બીજા સઘળા વિચાર દૂર થઇ ગયા. શેહેનશાહને મારી નાખવાનું જે કાવતરૂં રચાયું હતું તે વાત એને યાદ આવી. શું **ફૈઝી**એ સઘળી વાત સાંભળી હતી કે જેથી **અકબર**ને તે ચેતવણી આપી શકે? પણ મનમાંથી આવા નવા નવા ઉત્પન્ન થયેલા સવાલોના જવાબ તે આપી શકતો નહોતો ત્યારે ક્ષણ પણ વધારે વિલંબ કર્યા વગર એણે પોતેજ શામાટે ત્યાં જવું નહીં એ નિર્ણય પર આવ્યો. પ્રાતઃકાળ થતાં **સલહુાના** ત્યાં જવાને નિકળવાનો હતો, તેથી તેજ વખતે બીજો કોઇ નિકળીને જાય તો બેશક તેની પહેલાં **અકબર**ની છાવણીમાં જઈ પહોંચે ને સઘળી બાજી બગડી જાય.

આ કારણને લીધે વધારે વિચાર ન કરતાં શેહેરના જે ભાગમાં પોતાની ટુકડી હતી ત્યાં **સિન્ધ** ઉતાવળો ગયો, ને બીજા અધિકારીને સઘળું કામ સોંપી આપ્યું. લશ્કરની નીઘેદારી ઘણી ખબરદારીથી રાખવાને તેને ખૂબ તાકીદ આપી ને સંભાળથી વર્તવાને કહ્યું, તેટલું છતાં વળી, શેહેરમાં મુસલમાનો નારાજ છે, ને કંઈ બારિક પ્રસંગ આવે તો કેમ વર્તવું તેની પણ ચેતવણી આપવાનું તે ભુલ્યો નહીં. પછી તુરત પોતાના મુકામ

પર આવ્યો. ત્યાં આગળ ઘોડાપર જીન નાખી ઘોડો તૈયાર કરવાનો હુકમ **વત્સ**ને આપ્યો–તેજ ઘોડો કે જે **રૈઝી**એ એને ભેટ આપ્યો હતો, અને જે. **રીઝીયા**નું ખરૂં નામ જાણ્યા પછી, સ્વારી માટે ઉપયોગમાં લેવા અથવા પાછો આપવાની તેનામાં કદી હિમત આવી નહોતી–અગરજો આ વેળાએ શેહેનશાહ અને તેના રાજ્યની ખાતર એણે તેપર સ્વારી કરી ખરી.

'મારી પછવાડે લશ્કરની છાવણીમાં આવવાને તૈયાર થા.' **વત્સ** ઘોડો લઇને બહાર આવ્યો કે તેને **સિદ્ધે** કહ્યું, 'પણ મારાથી તું કેટલેક દૂર રહેજે. એક કલાકની અંદર નિકળી પડીને ઘોડો દોડાવતો આવજે.' ત્યાર પછી શેહેનશાહ સામેનાં કાવતરાં સબધી જેટલી હકીકત જરૂરની જણાઈ તે એને કહી, અને પોતાનો શેઠ લશ્કરમાં કદાપિ ન માલમ પડે તો એકદમ **અકબર** પાસે જઇને તેની મુલાકાત લેવી એવો હુકમ આપ્યો. આ પ્રમાણે કહેતો કે તે પોતાના ઘોડાને એડ મારી ભરદોડથી ત્યાંથી એક સપાટામાં ચાલ્યો ગયો.

**સિદ્ધે** ઘણીજ ઝડપથી મુસાફરી કરી, અને રસ્તામાં પોતે થાક ખાધો નહીં, તેમ ઘોડાને પણ થાક ખાવા દીધો નહીં, તેથી થોડાક વારમાં તે લશ્કરની છાવણી આગળ જઈ પહોંચ્યો. છાવણીમાં ભારે ગડબડ ચાલી રહી હતી. સઘળા સિપાઇઓ બ્યુગલ ફુંકવામાં આવે તે પળે ઉઠી ઊભા થાય તેવી સ્થિતિમાં હતા, તેટલું છતાં તબુ મારીને પોતપોતાના કામમાં વળગ્યા હતા. પરોઢિયું થવા આવ્યું તે વેળાએ **સિદ્ધ** છાવણીમાં આવ્યો; ને તુરત શેહેનશાહના શિબિર નજીક આવી તેમની મુલાકાત લેવાની ઇચ્છા જણાવી. પોતાનું નામ આપતાં **અકબર**ની હજુરમાં એને લઈ જવામાં આવ્યો.

'તમે અહીં શું કરો છો?' **અકબરે** આશ્ચર્ય જણાવતાં કઠોર સ્વરે પુછ્યું, 'આગ્રામાં તમારી ટુકડીને છોડી બહાર જવાની તમને કોણે રજા આપી છે? આનો સંતોષકારક જવાબ નહીં આપશો તો તમને ઘણું ભારે થઈ પડશે.'

**'નેક નામદાર ખુદાવંદ શેહેનશાહ,' સિદ્ધે નીચા વળી નમન કરી જવાબ વાળ્યો, 'આ કરતાં બીજી વધારે અધમ બાબતનો જવાબ મારે આપવાનો નહોત તો હું પોતે સુખી માની લેત; પણ પોતાના શેહેનશાહ**

સામે મોટામાં મોટો ગુન્હો કોઈ સિપાઈ કરી શકે તેવો રાજદ્રોહનો અતિ નીચ ગુન્હો મેં કીધો છે એવું જાતે આપના આગળ જણાવવાને હું આવ્યો છું.'

'એજ બાબતનો મને વેહેમ આવેલો હતો,' શેહેનશાહ સ્થિર ચિત્તે, વિચારીને બોલ્યો, 'અને તેટલા માટેજ તમારૂં થાણું ન છોડવાનો તમને મેં હુકમ આપ્યો હતો, અને હવે તમે પોતેજ તમારાં કાવતરાં વિષે મારી ખાતરી કરવા સારૂ આવ્યા છો; ઠીક છે વારૂ. અગાડી ચલાવો.'

જેમ બન્યું તેમ ટુંકાણમાં, અને કોઈપણ બાબત છૂપી રાખ્યા વગર સિદ્ધે સાફ દિલથી સઘળુ કહેવા માંડયું. **ગુલાબદાન**ના કહેવાથી ભભેરાઈને પોતાના મિત્ર અને હિતકર્ત્તા સાથે તેણે કેવા છળભેદનાં કામો કીધાં, અને શેહેનશાહનો કેવી રીતે તે વિશ્વાસઘાતી થયો તે બધી હકીકતનું તેણે સંપૂર્ણ વર્ણન કીધું. આ બધી વાત થતી હતી તે વેળાએ **અકબર** ધીમે પગલે પસાર ભરતો હતો, અને તેના મનમાં કેવી લાગણી હતી તે તેના ચેહેરા ઉપરથી લેશ માત્ર પણ જણાતું નહોતું, પણ **સિદ્ધ** બોલી રહ્યો કે તે એની સામે ઊભો રહ્યો અને ઘણાજ જુસ્સાથી બોલ્યો, 'તેં જે ગુન્હા કીધા છે તે માટે તને બેશક તોપને ગોળે ઉડાવવો જોઇએ.'

'નિઃસદેહ! એ શિક્ષાને હું લાયક છું ખુદાવદ, અને તેટલા વાસ્તે આપ નામદારને હાથે મારૂં યોગ્ય શાસન થાય તેવા હેતુથી હું હાજર થયો છું.'

'તારૂં રાજદ્રોહનું કાળુ કર્મ ઉઘાડું પડયું છે એવી તને ખબર મળ્યા છતાં નાસી જઇને તેં તારો બચાવ શા માટે ન કીધો?'

'દરેક ગુન્હાની યોગ્ય શિક્ષા થવીજ જોઇએ; અને તેમ ન થાય ત્યાં સુધી મારા પોતાના મનમાં તિરસ્કાર પામેલો તેમજ બીજાઓથી ધિક્કારાયેલો હું શું મ્હોડું લઇને દુનિયામાં ફરૂં?'

'પણ એકદમ તેં આવો નિશ્ચય શા ઉપરથી કીધો? એનું કંઈ પણ કારણ હોવું જોઇએ. મને લાગે છે કે તેં સઘળી હકીકત કહી નથી. તારી વાતનો સંબંધ હજી જણાતો નથી.'

'આપ ખુદાવંદનું કહેવું ખરૂં છે; પણ જ્યાં સુધી મને શિક્ષા ઠરાવવામાં આવી નહોતી ત્યાં સુધી બાકી રહેલી વાત હું કહી શકતો નહોતો.

હવે તે કહેવાની હરકત નથી મારી મરજી ઉપરાંત, પેલી ઓરતે મારા ઉપર જે સત્તા મેળવી હતી તેમાં એકદમ ભંગ પડી ગયો. મારી આખપર નાખેલા પડદો એકદમ ખુલો ગયો અને હુ કોણ હતો, મેં શો ગુન્હો કીધો હતો અને હું કેવી શિક્ષાને લાયક થયો હતો, એ મને આખરે માલમ પડયું. ત્યાર પછી આગલી રાત્રે **ગુલાબદાન**ને મળેલો તે વખતના દેખાવનુ અને જે કાવતરાં વિષે તેણે છૂપી રીતે સાંભળી લીધુ હતુ તેનું સવિસ્તર વર્ણન એણે કર્યું.

**સિદ્ધ** આ પ્રમાણે સઘળી કાવતરાંની વાત કહી તે છતાં શેહેનશાહના ચેહેરાપર કંઈ પણ ફેરફાર થયેલો જણાયો નહીં. પણ તે પાછો પસાર ભરવા લાગ્યો ત્યારે તેનાં પગલાં જલદીથી ઉપડતાં હતાં. સઘળી વાત પૂરી થઈ ત્યારે કેટલીક વાર તે શાન્ત થઈ ઊભો રહ્યો, અને પછી બોલ્યો 'તારા ઉપર હું જે શિક્ષા ઠરાવવાનો હતો તે આ તારી આપેલી છેલી ખબરથી કદાચ ઓછી થાય એવું ધારવાને તને કારણ હતું ખરૂં, અને તેટલાજ મારે તે ખબર તે પહેલાંથી મને કહી નહીં એમ મને લાગે છે. મને પોતાને તથા મારા રાજ્યને તારી તરફથી ખબર મળી છે તે ઘણી લાભકારક છે; તેથી મેં જાહેર કીધેલી શિક્ષા પાછી ફેરવી શકાય તેવી નથી એમ જો તું ધારતો હોય તો તેમાં તું ભુલે છે. કોઈ માણસ અમુક ગુન્હાને લીધે મોતને પાત્ર છે એવું કહેવામાં કંઈ એમ સમજવાનું નથી કે ગુન્હેગારને માફી આપી ન શકાય; અને તારી વાત આ બાબતને મળતી આવે છે **સિદ્ધ**, મારી સામે અને બેશક તેટલેજ દરજ્જે મારા મિત્રની સામે તે ઘણુંજ અધમ કર્મ કર્યું છે. તું પોતે ગુન્હેગાર નથી, પણ ઘણી ભારે લાલચોનો તું ભોગ થઈ પડયો હતો; અને તેના ફંદમાં ફસાઈને બહાર નિકળવું કેટલું વિકટ છે તે હું પોતે સારી રીતે જાણું છું. પણ પ્રતિષ્ઠાની તારી લાગણી નાશ પામી નહોતી, અને તારા સ્વપ્નામાંથી તું જાગૃત થયો કે તરતજ તે સ્ફુરી આવી. તેં જે કૃત્ય કીધાં છે તે હું સેહેજપણ છાવરી વાળતો નથી, તેમ તારો ગુન્હો હું નાનોસુનો ગણુતો નથી, પણ સુધરી ન શકે તેવા વર્ગના લોકો, જેમને સંસારમંડળની ખાતર જીવતા મુકવા સારા નથી, તેમાંનો તું નથી એવો મારો મત છે. હું ધારૂં છું કે તારાં હવે

પછીનાં કૃત્યથી હાલનાં તારાં દુષ્કર્મ વિસારી દેવાશે. અને તારી આજની વતણુક ઉપરથી મારી ખાતરી થાય છે કે તું હવે પછી કદી પણ કાવતરૂં કરશે નહીં તેટલા માટે હું તને જીવતો રાખુ છું અને તારી પદવીએ તને કાયમ રેહેવા દઉં છું. બીજી વાર હવે હું છેતરાઉં નહીં એવા આચરણ રાખજે.'

કેટલીક ક્ષણ સુધી સિદ્ધ આનો જવાબ આપી શક્યો નહી. પણ શેહેનશાહ આગળ ઘુટણીએ પડી, તેના ઝબ્બાની કોરને માનપૂર્વક હોઠથી અડક્યો.

'હુ આપ નામદાર પાદશાહનો ઉપકાર માનુ છું.' આખરે શેહેનશાહે તેને ઉભા થવાની નિશાની કરી ત્યારે તે બોલ્યો. 'મારી જિન્દગી જે હું કઈ પણ કિંમતની ગણતો નહોતો તે સલામત રાખી તે માટે આપનો ઉપકાર થયેલો હુ સમજુ છુ એમ નથી. પણ મારા અધમ કર્મનો કોઈ પણ પ્રકારે સેહેજસાજ બદલો વાળવાની મને આપે તક આપી છે તેને વાસ્તે હુ ઘણો આસીંગણ થયલો સમજુ છું હવે મારા પર એક બીજો ઉપકાર કરવાની આપને વિનતી કરી શકુ તો તે એ છે કે ઉત્તરમાના નાનાં ઝુંડ સામે જે હમણાં લડાઈ ચાલે છે તેમાં ભાગ લેવાની મને પરવાનગી આપવી.'

'તારી આ વિનંતી પણ હું કબૂલ રાખું છું.' શેહેનશાહે જવાબ વાળ્યો, 'પણ ત્યાર પહેલાં તને એક બીજું અગત્યનું કામ સોંપું છું મારા પોતાના ઘણા વિશ્વાસુ અંગરક્ષકોમાંથી થોડાક હું તારે સ્વાધીન કરૂં છું. તેમને લઇને સલહાનાને શોધી કાઢ, એકદમ તેને પકડ, અને તેના પકડાયાની વાત ગોરખ ન જાણે તેમ બહુજ છૂપી રીતે તેને અહીં મારી પાસે લઈ આવ.'

એટલું બોલી શેહેનશાહે સૂચના કીધી કે મુલાકાત પૂરી થઈ; અને અંગરક્ષકની ટુકડી તયાર થઈ તેના તાબામાં આવી કે તરતજ તે પાછો રસ્તે પડ્યો. તે ધારતો હતો તે કરતાં પણ વહેલો સલહાના એને મળ્યો, કારણ બે સ્વાર સહિત સલહાનાએ ઘણીજ ઝડપથી મુસાફરી કરી હતી એવું એને જણાયું. આ ત્રણ જણાઓને સેહેજવારમાં હરાવી

તેમનાં શસ્ત્ર મુકાવ્યાં અને તેમને બેડી પહેરાવી; **સલહાના**એ કેટલીક વાર સુધી પોતાનું રક્ષણ કીધું, પણ આખરે તેનું ચાલ્યું નહીં. પોતાના જે ભતરીજાને તે અત્યાર સુધી ઘણોજ ધિક્કારતો હતો તેજ ભતરીજાના હુકમથી તેને મુશ્કેટાટ બાંધવામાં આવ્યો વટેમાર્ગુઓ એને ઓળખી ન કાઢે તેટલા સારૂ તેના મ્હોંડાપર એક બુરખો નાખ્યો, અને તેના પકડનારાઓ તેને શેહેનશાહની છાવણીમાં ઘસડી ગયા.

શેહેનશાહના તંબુમાં તેઓ ગયા પછી તેના બંધ છોડી નાખવામાં આવ્યા, અને **અકબર** તથા **સિદ્ધ**ની હજુરમાં તેને એકલો રાખ્યો.

'**સલહાના,** તમારૂં કાવતરૂં, અને તમારી છેલ્લામાં છેલ્લી ગોઠવણો મારા જાણવામાં આવ્યાં છે. આ તારા ભતરીજાએ મને સઘળી હકીકત કહી છે, તારા ઇષ્ટદેવને યાદ કર, ફાંસી દેનાર તારી રાહ જોય છે.'

**સિદ્ધ**ના ઉપર ગુસ્સા અને ધિક્કારની દૃષ્ટિ ફેંકી, ભોંય સાથે કપાળ અડકાડી, **સલહાના** શેહેનશાહ **અકબર**ને પગે પડ્યો. 'મને આ વેળાએ જીવતો રાખો,' તે આજીજી કરવા લાગ્યો 'હે ધર્મપાળક મહારાજ, તમારી મરજીમાં આવે તેવી મને શિક્ષા કરો, પણ મારો જીવ ન લો; હું સઘળું કબૂલ કરીશ તથા હું જાણું છું તે સઘળી વાત તમને કહીશ.'

'**સલહાના**,' તિરસ્કારથી શેહેનશાહે ઉત્તર આપ્યો, 'તું રાજદ્રોહી તથા હરામખોર છે એવું હું જાણતો હતો, પણ તું બાયલોએ છે એવું તો મેં હમણાંજ જાણ્યું. તારી પાસે વધારે કહેવરાવવાની મને કંઈ જરૂર નથી, તે હવે બિનઉપયોગનું છે; એકજ બાબત શિવાય તુ જે કહી શકે તે બધું હું જાણું છું, તે એક બાબત-**ગોરખ** ક્યાં છે ને કેવી રીતે તે માલમ પડે-એ છે.'

'હું એ વાત કહી શકું તેમ છે,' આશા આવેલી જોઈ મનમાં આનન્દ માની તે બોલ્યો. 'તે ક્યાં અને કેવી રીતે જડશે તે હું તમને બરોબર જણાવું અને પછી—'

'તને નામોશી લાગે તેવી રીતે છૂટો મુકોશ, પણ જો તારી આપેલી ખબર ખોટી માલમ પડશે તો નક્કી જાણજે કે તારૂં ડોકું છૂટું પાડવાને તરવાર તૈયારજ છે.'

**ગોરખને** તેના છૂપા વેશમાંથી ઓળખી કાઢી શી રીતે પકડવો તેની સવિસ્તર હકીકત આ વખતે **સલહાના**એ ઘણા ઉત્સુક મનથી ખુલ્લી કીધી.

'આ માણસપર સખ્ત જાપતો રાખજો,' **સિદ્ધ** તરફ ફરીને શેહેનશાહે હુકમ આપ્યો; 'અને તમે પોતે તમારા માણસો સાથે **ગોરખની** શોધમાં જાઓ. અને તમને હાથ લાગે કે વગરવિલંબે પાસેના ઝાડપર એને લટકાવી દેજો.'

કંઈ પણ ઢીલ કીધા વગર આ હુકમનો અમલ થયો. દુર્ગાના પુજારીની શોધ કરવાને તેઓ એકદમ રસ્તે પડયા, અને થોડીક વારમાં તે તેમના હાથમાં આવ્યો.

' અહા ? મારા જુવાન મિત્ર ' **સિદ્ધને** ઓળખ્યો કે ધિક્કાર દાખવતાં હાસ્યવદનથી **ગોરખ** બોલ્યો, 'તારા હિતમાં હું આટલી બધી કાળજી રાખતો હતો તેનો તું આવોજ બદલો આપે છે કે ? તોપણ ઠીક છે વારૂ, બને તે ખરી. પણ મારાપર એક ઉપકાર કર, તેમાં તને કંઈ ભારે પડવાનું નથી. મને ફસાવનાર કોણ છે તે મને કહે. **સલહાના** શિવાય બીજો કોઈ તે હોય નહીં. મારી અટકળ ખરી છે કે નહીં ?'

'તમે કરેલી અટકળ ખરી છે,' **સિદ્ધે** જવાબ વાળ્યો. પછી પોતાના નોકરો તરફ ફરીને બોલ્યો, ' અગાડી ચાલો ! આ માણસને છાવણી બહાર લઈ ચાલો, શેહેનશાહે ઠરાવેલી શિક્ષાનો અમલ કરો.'

'તે શિક્ષા કઈ છે ?' **ગોરખે** પુછયું.

'ફાંસીનું દોરડું.'

'ઘણું સારૂં, એ વિદ્યામાં તો હું પ્રવીણ છું.'

'**ગોરખને** બાંધવાની કંઈ જરૂર જણાઈ નહોતી, કેમકે નાશી જવાનો સેહેજપણ પ્રયત્ન કર્યા વગર એ સિપાઈની વચમાં તે ચાલ્યા કરતો હતો. કેટલીક વાર સુધી **સિદ્ધે** પાછા ફરીને એના સામું જોયું નહોતું, તેમ તેના ચોકીદારો તેની હિલચાલપર વધારે બારિકીથી લક્ષ આપતા નહોતા. પણ છાવણી છોડી અગાડી ગયા અને પોતાના સ્વરોને કંઈ હુકમ આપવાને **સિદ્ધ** પાછો ફર્યો ત્યારે તે યોગીના ડાબા હાથમાં તેણે એક લાંબું ચાંદડું

જોયું. એ પાંદડું તેણે રસ્તામાંથી ઉંચકી લીધું હશે કે કદાચ પોતાના કપડામાં સંતાડી રાખેલું હશે, પણ તેના ઉપર કંઈ અક્ષર કાઢતો તે દેખાયો. જરાક રહીને તેણે તે પાછું હવામાં ઊંચું ઝાલી રાખ્યું ને જાણે તે પંખો હોય તેમ હલાવતો જણાયો.

'ચૂલો હવે' **સિદ્ધ** અધીરાઇથી બોલી ઉઠયો. 'તમારી એ હાથ ચાલાકી રહેવા દો; એથી હવે તમારો શુકરવાર વળવાનો નથી, ને તે પાંદડું ફેંકી દો; તમારા ધંતરમંતરની અજમાયેશ અમે ઘણી જોઈ લીધી છે.'

**ગોરખે** તેનું કહ્યું માન્યું, પણ ત્યાર પહેલાં હસીને હવામાં તેણે બીજી બે સાન કરી; પછી તે પાંદડું તેણે ભોંયપર નાખ્યું. અને સર્વે અગાડી ચાલ્યા. થોડીક ક્ષણ પછી તે પુજારીનું જીવ વગરનું ખોળિયું એક ઝાડની ડાળી સાથે બાંધેલું લટકતું જણાયું.

આ અરસામાં બે માણસ જે તેમના દેખાવ ઉપરથી કોઈ સરદારના નોકર જણાતા હતા, તેમણે **ગોરખને** પકડાતો જોયો હતો, અને **ગોરખને** શિક્ષા કરવાની જગ્યાએ જે સિપાઇઓ લઇ જતા હતા તેમની પાછળ પાછળ કેટલેક સુધી છૂપી રીતે તેઓ ગયા હતા. **ગોરખે** જે જગ્યા આગળ પેલું પાંદડું ફેંકી દીધું ત્યાં આગળથી સિપાઇઓ અગાડી ચાલ્યા કે તરતજ તે બે માણસો રેતી વખોળવા લાગ્યા અને તેઓ જે ખોળતા હતા તે જરાક વારમાં તેમને મળ્યું. તેમના હાથમાં એક સુકું પાંદડું આવ્યું કે જેનાપર કોઇ અણીદાર હથિયારથી થોડાક શબ્દો ઉતાવળમાં લખેલા હતા. બન્ને જણાએ તે જોડે વાંચ્યું અને એકે પોતાનાં પહેરેલાં કપડાંમાં સંભાળથી તે સંતાડ્યું ને છાવણી તરફ તેઓ જલદીથી પાછા ગયા.

છાવણીમાં **ગોરખના** અંતની ખબર શેહેનશાહને મળી કે તરત **સલહાનાને** જીવતો રાખવાનો હુકમ તેમણે આપ્યો, પણ તેનાપર સખ્ત જાપતો રહે તેટલા સારૂ કેટલાક સિપાઇઓને સ્વાધીન કરવામાં આવ્યો. તેનું આખરે શું કરવું એ લડાઈ પૂરી થયા બાદ નક્કી કરવાનું હતું. **સલહાના** બરોબર જાણતો હતો કે **અકબર** રાજ કરશે ત્યાં સુધી ગમે તે કોઈ કિલ્લામાં તેને કેદી તરિકે પૂરી રાખશે; પણ **સલીમ** ગાદીપર આવશે,

ત્યારે નિ:સંદેહ પોતાને છૂટો કરવામાં આવશે, અને તે વેળાએ **સિદ્ધપર** પોતાનું વેર લેવાનો કદાચ એને તક પણ મળશે.

તેના ઉપર કંઇ એવો જાપતો નહોતો કે તેની પાસે કોઇ માણસથી જઇ ન શકાય. તેથી એક સાંજના એવું થયું કે એક સુશોભિત પોશાક પહેરી આવેલા નોકરે **સલહાના**ના હાથમાં એક વાળેલું પાનડું મુકી દીધું. તે શું હશે? ત્યાંથી નાસી જવાનો કઇ રસ્તો બતાવતો. તેના એકાદ મિત્ર-કદાચ **ગુલાબદાન** તરફથી શું છૂપો સદેશો હતો? નહી નહીં, તેમાં તેવું કશું નહેતું પરતુ **સલહાના**ના મોતનું તે નોતરૂં હતું તે ઉતાવળથી લખેલી ચિઠ્ઠીમાં જણાવ્યું હતું: '**સલહાના** જે શેહેનશાહે **મને** શિક્ષા કરેલી છે, તે તારૂં કામ સરે તે વાસ્તે મરનાર નથી; તે **મને** ફસાવ્યો છે તેટલા માટે, દુર્ગાદેવીએ પોતાના ભોગ તરિકે તને કિલ્લામાં છેલ્લો પસદ કીધો છે.'

આ વાચી **સલહાના** ઘણો ત્રાસ પામ્યો, ને તેના હાથ નિર્બળ અવસ્થામાં નીચા પડ્યા, તથા તે પાંદડું ભોયપર નાખ્યું. એ થોડા શબ્દનો અર્થ તે સારી પેઠે સમજતો હતો, અને તે જાણતો હતો કે તેને વાસ્તે ઠરાવલા શિક્ષા ફેરવી શકાય તેવી નથી; દુર્ગાના પુજારાનો છેલ્લો હુકમ અમલમા આવ્યા વગર રહેશે નહી; તેના સેકડો શિષ્ય માર્યા જશે તો ભલે, પણ તેના કહ્યા મુજબ તેઓ કર્યા વગર રહેનાર નથી. ત્યારે શું એને છુટવાની કઇપણ આશા નહોતી? કોઇપણ રસ્તો નહોતો? ખરેખર તે છુટે તેવું સમુળગુ નહોતું. આગ્રા શેહેરમાં કે કોઇ કિલ્લામા તે હોત તો કેવું સારૂં, કારણ કે ખુલ્લા મેદાનમાં બીજા કોઇને તેની નજદીક આવવાનું સહેલું છે, તેવું તે બંધિયાર જગ્યામાં તેની પાસે જવાનું સહેલું ન થઇ પડત. પણ લશ્કર તો ઘણુંજ ધીમે ધીમે ચાલતું હતું એમ તેને લાગ્યું, ત્યારે તેનો જીવ લેવાને દુર્ગાના ભકતો ફરે છે એવું પોતાના રક્ષક સિપાઇઓને જણાવી વધારે સાવચેત રહેવાની એણે વિનંતી કરી; પણ તેની ચોકી કરનાર ચોકીદારો આ વાત સાંભળી ફક્ત હસ્યા, અને તેઓ માંહોમાંહે બોલતા હતા કે, 'એમ થશે તો રાહ રંડાઇ જવાનો નથી,' તે એણે સાંભળ્યું. ત્યારપછી રાત્રે એની સુવાની જગ્યા આગળ દીવો રાખવાની આજીજી કરી;

પણ આવું તેનું બ્હિકણપણું જોઈ તેમણે આ વિનંતીને હસી કાઢી. આ સમય પછી એક ક્ષણવાર પણ તેનું ચિત્ત શાન્ત રહ્યું નહોતું. લશ્કરની કૂચ વેળાએ, દરેક ઝાડીની પાછળ કોઇ છુપાઈ રહેલી કાળી આકૃતિ જાણે તે જોતો હતો, અને પોતાને લક્ષમાં રાખી તેની પાછળ પાછળ તે ચાલતી હતી એવો ભ્રમ થયા કરતો હતો. આરામ લેવાને તેમણે મુકામ કીધો ત્યારે તે ઘણો સાવચેત રહેતો હતો, અને જંગલ તરફ તથા આસપાસનાં ઝાડોપર એ નજર રાખ્યા કરતો હતો. પછી રાત પડી. તે રાત એને ઘણી લાંબી ભયકર અને ખુટતીજ ન હોય તેવી લાગી. જરાકપણ સણસણાટ થતો કે તે ગભરાતો તથા અંધારામાં આસપાસ હાથ ફેરવતો; આખી રાત જાગૃત રહેવાનો તે પૂરેપૂરો યત્ન કરતો; પણ કેટલીક વાર તે ઝોકું ખાઇ જતો કે તરત ચીસ પાડી ઉઠતો, તથા શ્વાસ લેવાતો નથી એવું ધારી ગળે હાથ મુકતો. કેટલીક વાર એને લાગતું કે પોતાની ડોકમાં દોરડું પડયું છે ને કોઈ તેને ખેંચી લટકાવવાની તૈયારીમાં છે, ત્યારે પોતાના હાથ આમ તેમ ફેરવી તે ફક્ત તેનો ભ્રમજ છે એવી તેના મનની એને પોતાનેજ ખાત્રી કરવી પડતી. આખરે આવી ભ્રમણના એટલે સુધી વધી પડી કે વગર વિચારે તેનો હાથ હર ઘડીએ તેના ગળા ઉપરજ મુકાતો હતો. આટલું બધું થવા માંડયુ ત્યારે એને વિચાર થયો કે તેણે પોતેજ પોતાની જિન્દગીનો અંત આણવો કે પીડા પતે, પણ તેમ કરવાની એનામાં હિંમત નહોતી; પોતાના પેટમાં કટાર મારવાની તેની છાતી ચાલતી નહોતી; તેની સાથે વળી, આગ્રા શેહેરમાં તે સહીસલામત કદાચ પહોંચશે એવી એને થોડી ઘણી પણ આશા હતી. પણ લશ્કર તો વધારે ધીમે ધીમે ચાલવા માંડયું. આખરે જે કામ કરવાની **સલહાના**માં હિંમત નહોતી તે કામ કરવાનું દુર્ગાના ભક્તોએ માથે લીધું, અને તેને અંતકાળના ભય પમાડતા દુ:ખમાંથી છેવટને માટે છોડવ્યો. તેને રાખવાને માટે જે તંબુ ઠોકવામાં આવેલો હતો તેમાં તેના રક્ષક સિપાઇઓએ એક દિવસે સવારમાં તેના સ્થૂળ શરીરમાં પ્રાણ જોયો નહીં.

---

# પ્રકરણ ૩૩મું.

## પિતાનો પ્રેમ-તે કેવો આડો આવે છે.

**અકબર** અને તેના સલાહકારો ધારતા હતા તેમ, અને ખાસ કરીને **સિન્ધની** તરફથી ખબર મળ્યા પછી તેમની ખાતરી હતી તે મુજબ, આ અરસામાં આગ્રા શેહેરમાં બનાવ બનવા લાગ્યા હતા. લશ્કર પાછું આવે છે એવી ખબર **સલીમને** વખતસર મળશે અને તેથી પોતાનું અધમ કૃત્ય કરતો તે પકડાશે નહીં તથા તેમ થયેથી **શાહજાદાને** રાજ-દ્રોહનો ગુન્હેગાર ઠેરવવો બહુ મુશ્કેલ પડશે, એવી ધાસ્તી રાખવામાં આવતી હતી. પણ લશ્કરમાં રહીને મુખ્ય કાવતરાં કરનાર **ગોરખના** સંદેશા હમણાં જતા અટકી પડ્યા હતા, અને **ગુલાબદાન સલીમને** ચેતવણી આપી શકે નહીં તેવા ઉપાય યોજવામાં આવ્યા હતા, તેથી **અકબરને** વધારે આશા આવી હતી. બેશક કાવતરાં કરનારાઓને શેહેનશાહ તથા તેના લશ્કરના પાછા ફરવાની ખબર મળી હતી, તોપણ તે કાવતરા-ખોરોને પોતાના સાથીઓ તરફથી કંઈ સમાચાર મળ્યા નહોતા, તેથી તે લોકો એમ ધારતા હતા કે **અકબરના** મળતીઆઓએ આવુ કાવતરૂં અમલમાં ન આવે તે વાસ્તે ખોટી ગપ ચલાવી હશે.

સકેત કરેલે દિવસે **સલીમે** શેહેનશાહના મેહેલનો કબજો લીધો અને ખુલ્લી રીતે પોતે શેહેનશાહ થયાનો પડો વગડાવ્યો. તેની સાથે વળી તેણે કેટલાક મુખ્ય અધિકારીઓને નોકરીમાંથી કાઢી મુક્યા અને તેમની જગ્યાએ બીજાઓને નિમ્યા. આખા શેહેરના લોકો ઘણા વિસ્મય પામ્યા, તથા તેમના મનમાં ઘણો ગભરાટ થવા લાગ્યો. ધનવંત લોકોએ પોતાના ઘરનાં બારી બારણાં દઈ દીધાં અને વેપારીઓએ પોતાની દુકાનો બંધ કરી હડતાલ પાડી. આગ્રા શેહેર જે આટલું બધું વસ્તીવાળુ, ઉદ્યમી અને ધમધોકાર ચાલતા રોજગારવાળું હતું તે આ વેળાએ તદન શુનકાર અને વસ્તી વગરનુ હોય તેવું થઈ પડયું. **અકબર** પાછો આવે છે તે ખબર કાવતરાખોરો કરતાં લોકોએ વધારે સાચી માની હતી અને તેથી જ્યારે કિલ્લાનો કબજો લઈ **સલીમ** પોતાનો પાયો મજબુત કરી પોતાના

બાપ સામે ભારે પ્રતિરોધ કરશે તે વેળાએ તેમની વચ્ચે જબરી લડાઈ થશે એવો તેમને ભય રહેતો હતો. પણ શાહજાદાએ જ્યારે કિલ્લામાં દાખલ થવાની માંગણી કરી ત્યારે તે જોઇને ઘણોજ અચંબો પામ્યો કે તે કિલ્લાના સુબાએ એને દાખલ થવા દેવાની સાફ ના પાડી દરવાજા બંધ કીધા, અને શેહેરના ઉપર તોપનો મારો ચલાવવાની ધમકી આપી. તે સુબો **અકબર**નો નિમકહલાલ નોકર હતો, તેટલા માટે શેહેનશાહ સાથે કીધેલા સંકેત મુજબ તેણે **સલીમ**નો પક્ષ લીધો હતો તેથી કિલ્લો પોતાના તાબામા તરત આવશે એવુ શાહજાદાએ ધારી મુકયું હતું. તે ધારણા આમ એકાએક ભાગી પડી એટલે **સલીમ** ગભરાયો. આ વખતે લશ્કરની પાછા ફરવાની હિલચાલ સંબંધી વાતો ખરી છે એમ વધારે વધારે મનાવા લાગ્યું, અને તે લશ્કર એક દિવસમાં આગ્રા શેહેરમાં આવશે એવુ સંભળાવા લાગ્યુ. આવા બનાવોને લીધે **સલીમ** ઘણો ગુંચવાડામાં આવી પડયો એક તરફ કુવો અને એક તરફ ખાઇ એવુ એને થઈ પડયુ, અને વળી બંડ ઉઠાવવામાં જે લોકો એની સાથે સામેલ હતા તેઓ તેને છોડી ગયા હતા; તેથી એકદમ નાસી જવાથીજ તેનો બચાવ થશે એવુ એને જણાયું પણ તે માટે વળી જોઇએ તેટલો વખત રહ્યો નહોતો. આગ્રાની બહાર શેહેનશાહનુ લશ્કર આવી પહોંચ્યુ હતું અને શેહેરના દરેક દરવાજા તેણે ઘેરી લીધા હતા. તેથી થોડાએક માણસો સાથે **સલીમ** શેહેર છોડી જવાને યત્ન કરતો હતો, તેવામાં ઘોડેસ્વારની એક ટુકડીએ તેને પકડયો; અને અગરજો તેને યોગ્ય માન આપવામાંગી આવ્યું તોપણ જે મેહેલમાંથી પોતે શેહેનશાહ તરિકે ઢંઢેરો પિટાવ્યો હતો ત્યાં તેને એક બંદીવાન તરિકે પાછો લઈ જવામાં આવ્યો. પછી શેહેનશાહ પાછો આગ્રામા આવી પહોચ્યો ને તેના હજુરમાં જવાનું **સલીમ**ને તેડું આવ્યું. આ વેળાએ **અકબર**, **સલીમ**નો શેહેનશાહ, પિતા તથા ન્યાયાધીશ તરિકે બેઠો હતો. **સલીમ** હતો તો બહાદુર, તોપણુ પોતે ગુન્હેગાર છે એવું સમજવાથી તેના મનમાં જોઈએ તેટલી હિંમત રહી નહીં. તે જાણતો હતો કે **અકબર** દયાળુ સ્વભાવનો છે; તેમ છતાં પણ પોતાના રાજ્યના લાભની ખાતર જરૂર હોય તે વેળાએ શિક્ષા કરવામાં તે ઘણો કડક છે,

એ વાત પણ તે સારી રીતે સમજતો હતો. પણ જ્યારે શેહેનશાહની હજુરમાં તે એકલો દાખલ થયો તે વખતનો દેખાવ જોઈ તે વિસ્મય પામ્યો. શેહેનશાહ એક કોચ ઉપર આડો પડલો હતો અને તેણે પોતાનું માથું એક હાથ ટેકવી નીચું રાખ્યુ હતું તેનો બીજો હાથ બાજુએ લટકતો રહ્યો હતો. એ જોઈ **સલીમ**ના મનમાં ઉત્પન્ન થયેલી ખરી ધાસ્તી દૂર થઈ. રાજપુત્ર-રાજદ્રોહી તેના ઓરડામાં આવ્યો તે વખતે શેહેનશાહે કોચ ઉપરની પોતાની સ્થિતિ બદલી પણ નહીં.

આખરે, પોતાનોજ પુત્ર પોતાની સામે બળવો કરી ઘણીજ શરમથી લેવાઇ ગયેલે ચેહેરે ઊભો હતો તેની સામે એકદમ દૃષ્ટિ નાખીને **અકબર** બોલ્યો,–'**સલીમ**, તને મળવાનું મે ઘણો વખત સુધી થોભાવી રાખ્યુ. આ મુલાકાતની મને ઘણી ધાસ્તી લાગતી હતી, ને તેવી મુલાકાત ન થાય તો સારૂં એવું ક્યારનો હું ઇચ્છતો હતો, પણ અલ્લાહની મરજી!' થોડી ક્ષણ તે ચૂપ રહ્યો, અને પછી કોચ ઉપર જરા બેઠો થઈ હાથ ઊંચો કરી નીચે મુજબ ઘણાજ જુસ્સાથી બળતરાના ઉભરા તેણે કાઢવા માંડયા: 'મારા બેટા! કમબખ્ત બેટા! મારૂં કેવું કમનસીબ કે આ ઘડપણની આંખે મારે આવું જોવું પડે છે! પ્રપચી મિત્ર અને ક્ષણભરના લોભથી તું કેવો ભોળવાઈ ગયો છે! તું મને કેટલો પ્યારો હતો, અને જ્યારે બની શકતું હતું ત્યારે કોઈ બાબતની તારી સહેજ પણ ઇચ્છા થતી તો હું તરત કેવી રીતે પૂરી પાડતો હતો, તથા તને કેટલાં માન અકરામ અને ધન દોલત બક્ષીસ કીધાં છે તે સઘળુ તું જાણે છે; વળી હું જે વખતે છોકરા વગરનો હતો તે વખતે એક છોકરાની બક્ષીસ માટે અલ્લાહની કેવી પ્રાર્થના કરી હતી, અને તે પ્રાર્થના અલ્લાહે કબૂલ રાખી ત્યારે જ્યાં મે અલ્લાહની ઘણી ઘણી વાર બંદગી કરી હતી ત્યાં આગળ **ફતેહપુર સિકરી** બાંધીને કેવી રીતે તે દિવસનો ઉત્સવ કીધો હતો, તે અરે નિમકહરામ, પિતૃદ્રોહી, તું જાણે છે, કારણ મેં અને તારી માતાએ તને ઘણી વાર તે કહ્યું છે. તું આવાં કૃત્ય કરશે તથા મારી સાથે આ પ્રમાણે વર્તશે એવું મેં જાણ્યું હોત તો આટલી બધી ઇંતેજારીથી હું અલ્લાહની બંદગી કરત નહીં, અને તે બંદગી તેણે કબુલ રાખી તે વેળાએ જે બેહદ ખુશાલી મને થઈ હતી તે થતે,

નહીં. અહા ! શું તારા પોતાનાપર તું એકજ વાર થોડોક અંકુશ મુકી શકે તેમ નહોતું ? તથા ગાદીપર આવવાને માટે તારા બાપના મોત સધી ધીરજ ખમી શકતો નહોતો ? હું તારા પ્રત્યે હમેશાંજ જે પ્રીતિ રાખતો હતો અને જેને લીધે તને અગણિત ફાયદા કરી આપ્યા હતા તે પ્રીતિનો થોડો ઘણો પણ બદલો આપવો શું તારા હાથમા નહોતો ? **જ્યારે તું તારા મનપર અંકુશ મુકી શકવે અશક્ત છે, તો આટલા કરોડો મનુષ્યપર અંકુશ મુકવે કેમ શકિતવાન થશે ?'**

ક્ષણવાર તેનો પિતા બોલતો બધ રહ્યો. તે વેળાએ કેવો જવાબ આપવો તે **સલીમ**ને સુઝયું નહીં. આવી રીતના આવકારની એણે કદી આશાજ રાખી નહોતી, અને પોતાની ભૂલ છતાં, દિલગીરી ભરેલા તોપણ પ્યારથી લદબદ થયેલા શબ્દો શેહેનશાહે વાપર્યા, તેથી આ આવકારને લીધે એનું હૈયું ભરાઈ આવ્યુ; કારણ કે **સલીમ** કઈ નઠોર અથવા કઠણ હૈયાનો નહોતો, પણ અસ્થિર મનવાળો અને ભોળો હતો; અને નિરકુશિત શેહેનશાહ તરિકેના જે શાપમાંથી **અકબર** બચી ગયો હતો તે શાપ એના ઉપર લાગુ પડયો હતો.

'પણ ના,' શેહેનશાહ અગાડી બોલવા લાગ્યો, 'એમ કરવાની તારી મરજી નહોતી, અથવા તારાથી તેમ થઈ શકતું નહોતું. કોઈ પણ બાબતમાં તારી મનોવૃત્તિને દબાવી રાખવાની તારામાં શક્તિજ નથી, તો આ બાબત તું શી રીતે તેમ કરી શકે ? દારૂ પીવાનું તેં છોડી દીધું હતું તે જોઈ હું એક વાર ઘણો ખુશી થયો હતો, પણ એ સુધારો કેટલો થોડો વખત રહ્યો હતો ! મારી જગ્યાએ બીજા લોકોપર રાજ્ય કરવાની તું ઇચ્છા રાખે છે, પણ તું તારી પોતાની મનોવૃત્તિને તાબે રાખી શકતો નથી. તારી પોતાની સ્થિતિનુંજ તને બરોબર ભાન આવ્યું હોત, તો તારો પોતાનો લાભ શામાં સમાયેલો છે તેનો વિચાર કરવાથી તને ખરો રસ્તો સુઝતે. તને તરત જણાશે કે પ્રમાણિકપણાથી પોતાની ફરજ બજાવવાથી તારી ભવિષ્યમાં થનાર પ્રજાનો પ્યાર તથા તેમની તરફથી માન તને મળતે. પણ તેથી ઉલટી રીતે આવા તારા અપરાધમય આચરણથી તું તેમના ધિક્કારને

પાત્ર થયો છે, અને કેવળ મુરખાઈ ભરેલી રીતે તથા ઠપકાયોગ્ય વર્તણુકથી તેં તારૂં પોતાનું માન ખોયું છે અને તારા પોતાના તથા મારા નામને એવી એબ લગાડી છે કે જેથી તું એક તુચ્છમાં તુચ્છ ગણાયો છે. કદાચિત તારૂં કામ સિદ્ધ થતે અને તું તેમનો શેહેનશાહ થતે, તો પણ શું થયુ ? સ્વાર્થને લીધે કે ભયને લીધેજ તેઓ તારી આજ્ઞા પાળતે, પણ પ્રતિષ્ઠિત રાજા તરિકે તને માન નહીં આપતે. તારી દુષ્ટ-લોભી વર્તણુકનો હું અટકાવ કરી શકયો હોત તો કેવું સારૂં થાત ! મે તેનો યત્ન કીધો હતોજ. ફેઝી, જે હંમેશાં તારા ભલામાં છે તેની સલાહ મુજબ મેં તને અલ્હાબાદ મોકલ્યો હતો, તે એવી વર્તણુકના અટકાવ કરવાના હેતુથીજ. પણ તને ત્યાં સલહાનો મળ્યો, ને તે એક લુચ્ચો રાજદ્રોહી તથા તને આડે રસ્તે લઈ જનારાની ટોળીમાં બધા કરતાં વધારે હાનિકારક હતો એવું મે કદી ધાર્યું નહોતું પણ બસ, તારા દુષ્ટ સાથીઓના પંજામાંથી તને બચાવવાનો યત્ન નિષ્ફળ ગયો, અને તમે બધા તમારાં કૃત્યો કરતા ગયા, ત્યારે પછી આખરે જાહેર રીતે એવું બતાવવાની જરૂર પડી કે અકબરની સામે પ્રપંચ અથવા જોરજુલમ કંઈ કામ લાગી શકવાનાં નથી, તથા રાજ્યની લગામ શેહેનશાહના હાથમાં રહી છે. આમ થયું ત્યારે તમે નાસ ભાગમાં પડયા, ને મારી સમક્ષ એક બંદીવાન તરિકે તને ઊભા રેહેવાની જરૂર પડી છે. આવું પગલુ ભરવાની તેજ મને જરૂર પાડી છે, અને તેટલા માટે આ જે બનાવ બન્યો છે તેનો ઠપકો તારે પોતાને શિર ચોંટયો છે. તેં તારી જાતનેજ ઘણું નુકસાન કીધું છે, અને તું કલ્પના કરી શકે તે કરતાં પણ વધારે દરજ્જે તે મારા મનમાં ખેદ ઉત્પન્ન કીધો છે. એક બાપને હાથમાં તરવાર લઈ દુશ્મન તરિકે પોતાના છોકરાને સામા મળવા જવાની જરૂર પડે છે, તે વેળાએ તેને જે દુખ થાય છે તે કેવું હશે તે તું જાતિ અનુભવથી કદી જાણે નહીં એવી મારી ઇચ્છા છે.'

મોગલ શેહેનશાહ બોલતો અટકયો, પણ તેનો શાપ ઘણો તીક્ષ્ણ ને હૃદયના ઉંડામાં ઉંડા ભાગમાંથી નિકળ્યો હતો. આવો દિલગીરી ભરેલો અનુભવ સલીમને થયા વગર રહ્યો નહોતો; કારણ એની વૃદ્ધાવસ્થામાં એક દિવસ એવો આવ્યો હતો કે જ્યારે શાહજહાંન, જે એનો ઘણોજ

માનિતો તથા પ્યારો પુત્ર હતો, તેણેજ એની સામે માથું ઉંચક્યું હતું, એટલુંજ નહીં પણ એક કરતાં પણ વધારે વાર **સલીમને** હરાવ્યો હતો; આ વખતે એને પોતાના બાપના બધાજ શબ્દો યાદ આવ્યા હતા.

**અકબર** બોલી રહ્યો કે તરતજ **સલીમ**ની બુદ્ધિ જાગૃત થઈ, તથા જે ગુન્હા તેના નામના સલાહકારો છાવરી વાળતા હતા તથા નજીવા ગણાવતા હતા, તે ગુન્હાનું એને પુરેપુરૂં ભાન થયું. પોતાનુ હૈયુ ભરાઈ આવ્યાથી તે પોતાના બાપની અગાડી ઘુંટણીએ પડ્યો.

'બેઠો થા,' કેટલીક વાર સુધી પોતાના પુત્ર તરફ અબોલ રહી જોયા પછી આખરે શેહેનશાહ બોલ્યો, 'અને હું કહું છું તે સાંભળ. મારી મરજી મુજબ તને શિક્ષા કરવાની મને પુરતી સત્તા છે તે વિષે તો તું વાંધો કાઢી શકે તેમ નથી. પણ અત્યાર સુધીમાં તારી જેટલી ફજેતી થઈ છે તે કરતાં તને વધારે ફજેત કરવા હું માગતો નથી. મારી તેવી ઇચ્છાજ નથી, કારણ કે એમ કરવાથી મારી પછી તું ગાદીપર આવશે તે વેળાએ લોકોએ જેટલું માન આપવું જોઇએ તેટલું માન તેઓ તને આપશે નહીં, અને તેથી તારા હવે પછી થવાના રાજકારભારમા ખલેલ પડશે. જાહેર રીતે તને વધારે શિક્ષા હું કરૂં તેના કરતાં બહેતર છે કે તને નાવારસ ઠેરવું તથા તારા એકાદા ભાઇને મારી પછવાડે શેહેનશાહ તરિકે પસંદ કરૂં; પણ તેમ હું કરનાર નથી તથા કરી શકનાર નથી. તું મને એટલો બધો પ્યારો છે કે ન ચાલતેજ એવું પગલું હું ભરીશ; તેમ છતાં પણ સઘળો આધાર તારા ઉપર રહેલો છે. મારા રાજ્યના ભલાની ખાતર મારી સાથે રહી તું કામ કરવાની ઇચ્છા રાખે છે, કે તેને માટે તારૂં કંઈ વલણજ નથી ને તારામાં હાલ શક્તિ પણ નથી, તેનો મને નિખાલસ દિલથી ખુલાસો કર. પહેલું એ કે હું તને માન ભરેલું, અગરજો મેહેનતનું, કામ સોંપીશ; બીજી બાબત જો તને પસંદ હોય તો મારા દરબારમાં તું રહે, અને હવે પછીના વખત માટે રાજકારભાર ચલાવવાની વિદ્યાની જેટલી જરૂર છે તે શિખવાનો યત્ન કર. બેમાંથી શું પસંદ કરવું તે હું તારી મરજીપર રાખું

'મારા પૂજ્ય પવિત્ર પિતાજી,' **સલીમે** જવાબ આપ્યો, 'મને લાગે છે કે આપ ઉદાર દિલથી જે બે બાબતમાં રહેમ નજર બતાવવા ઇચ્છા રાખો છો તે બેનાંથી એકે માટે હું લાયક નથી, અને મારા છેલ્લા કૃત્યને લીધે મને ગાદીવારસમાંથી બાતલ કરશો તો મારાથી ફરિયાદ કરી શકાય તેમ નથી. પણ તેમ કામ પસંદ કરવાનું મનેજ આપ કહેતા હો તો કંઈપણ આનાકાની વગર હું પહેલી બાબતજ પસંદ કરૂં છું. મને ગમે તેવું મુશ્કેલ તથા ભય ભરેલું કામ આપ સોપશો તો તે બજાવવાની હું બનતી મેહેનત કરીશ. બેશક મારાપર આપે ઘણી મેહેરબાની કરી છે તથા ઘણાં માન અકરામ બક્ષીસ કીધા છે, કદાચ મારી યોગ્યતા કરતા પણ વધારે તે હતાં. આળસમાંજ મેં મારો સઘળો વખત ગુમાવી દીધો છે કે જે વેળાએ આપ દરરોજ સવારથી સાંજ સુધી રાજ્યના ભલા ખાતર મેહેનત કરતા હતા; અને આવા પરિણામે દુઃખદાયક આળસને લીધેજ રાજદ્રોહી પુરૂષો જે મોટી મોટી વાતો કરતા અને મારા હાથમાં સત્તા આવ્યા પછી હું કીર્તિપદને પામીશ એવું મને હંમેશાં જણાવતા, તેને મેં કાન આપ્યા, તેથી હું લોભાઈ ગયો. હવે તો મને ગમે એવું હલકું પણ કામ બતાવો, અને મારા નઠારા કર્મનો હું કદાચ બદલો વાળી શકીશ.'

'તારે વિષે તે બરોબર અભિપ્રાય આપ્યો છે,' **અકબર** બોલ્યો. 'અને પોતાના ગુણદોષ સમજવા એ ખરે રસ્તે ચઢવાની શરૂઆત છે. હું કબૂલ કરૂં છું કે તું મોજશોખ-વિલાસવૈભવ ભોગવતો હતો તે વેળાએ તને મેં કંઈ કામ સોંપ્યું નહીં તે માટે હું પોતે ઠપકામાંથી મુક્ત થતો નથી. પણ એ તો થનાર હતી તે થઈ. ગઈ તિથિ વાંચવાની હવે જરૂર નથી. ધનવાન તથા ફળદ્રુપ બંગાલ દેશ મારે તાબે આવ્યો તેને વધારે વખત થયો નથી, અને ત્યાંના લોકોને સ્થાયી રાજ્યના કંઈ લાભ હજી મળતા નથી તેટલા માટે તું જા અને ત્યાં આગળ મારા રાજકારભારના નિયમો અમલમાં લાવવામાં મને મદદ કર. મારા હાથ તળે, પણ ખરુંખરૂં સ્વતંત્ર રાજ્યકર્ત્તા તરિકે ત્યાં તું રાજ કરશે, અને આખરે એવો વખત આવશે કે તારા તાબાના લોકોની પ્રીતિ સંપાદન કરી તથા તેમનું માન મેળવી તું સલાહ શાન્તિમાં આખા હિંદુસ્તાનની શેહેનશાહતની ગાદીપર બેસશે.'

નવી હિંમત સહિત તથા જિન્દગીની નવી શરુઆત જાણે થવાથી પાછા આવેલા જુસ્સા સહિત, શેહેનશાહની હજુરમાંથી જવા પહેલાં તેના હાથપર માનપૂર્વક **સલીમે** ચુંબન કીધું. તે વેળાએ તેની આંખમાં આનન્દનાં તથા ઉપકારનાં અશ્રુ ભરાઈ આવ્યાં.

બાપ દીકરા વચ્ચે આ સલાહ થઈ તે ખરા અંતઃકરણની હતી, અને આ મેળાપ તથા દોસ્તીમાં હવે પછી કદી પણ ભંગાણ પડનાર નથી એવી **અકબરે** આશા રાખી હતી; પણ દૈવને દમીને માંગેલા પુત્રે પોતાના પિતાની આશા સફળ કીધી નહીં, કેમકે ઇતિહાસનાં પૃષ્ઠો સ્પષ્ટ જણાવે છે કે મનોનિગ્રહ રાખવામાં **સલીમ** ઘણો પાછળ હતો. તે વિલાસી ને સ્વચ્છંદી, રાજ્ય લોભી ને યુવતીરમણરંગમાં મસ્ત હતો.

---

# પ્રકરણ ૩૪મું.

## છેલ્લી કસોટી તથા સમાધાની

જેમ જેમ વખત ગયો તેમ તેમ આગ્રા શેહેરમાં અગરજો આનન્દ પ્રવર્ત્યો હતો તોપણ અલ્હાબાદમાં અને ખાસ કરીને ઈરાવતીના હૃદયમાં દિલગીરી ફેલાઈ રહી હતી; કારણ કે ત્યાંના નવા સુબાએ બન્યા તેટલા થોડા શબ્દોથી તેના પિતાના મૃત્યુની ખબર તેને કરી હતી, પણ સઘળી સવિસ્તર હકીકત તેને જણાવી નહોતી. વળી તેની મરજી પડે ત્યાં સુધી કિલ્લામાં રહેવાની તે સુબાએ તેને વિનતી કરી હતી. સલહાના કેવા ગુન્હા માટે અપરાધી ઠર્યો હતો તેની ઈરાવતીને બિલકુલ ખબર પડી નહોતી. અને અગરજો તે પોતાના પિતાને અતિશય ચાહતી નહોતી, તોપણ તેને માટે હંમેશાં તે ઘણું માન ધરાવતી હતી, અને છેલ્લો બનાવ બનેલો તે વિસારી દઇને, ખરા અંતઃકરણથી પોતાના પિતા માટે તે શોક કરતી હતી. આ તેની ગમગીનીમાં એક બીજો બનાવ બન્યો કે જેથી તેને વધારે કારી ઘા લાગ્યો. સલહાનાના મૃત્યુના સમાચાર એને મળ્યા ત્યારપછી થોડા દિવસમાં બ્રહ્મર્ષિ કુલુક ત્યાં આવ્યાની એને ખબર મળી ઉત્તર તરફથી એની જોખમ ભરેલી મુસાફરીમાં એનો નિમકહલાલ નોકરજ ફક્ત એનો સાથી હતો.

'પુત્રી!' ઈરાવતીની પાસે તે આવ્યો કે બોલ્યો, 'એક સંદેશો તમને પહોંચાડવાનું મે માથે લીધું છે; તે ખરેખર ઘણું શોકકારક કામ કબૂલ કર્યા જેવું છે. તે તમારે માટે તેમજ મારે માટે શોકકારક છે. તમને સારી રીતે યાદ છે તે યાદગીરીની વસ્તુ હું તમારી પાસે લેતો આવ્યો છું.' એમ કહી પોતાના કમરપટામાંથી એક ઘણોજ સુંદર હાથથી ભરેલો રૂમાલ બહાર કાઢયો અને ઇરાવતીના હાથમાં મુકયો. પોતાના ઝરૂખાની નાચે સિદ્ધને છેલ્લી વખતે તેણે જોયેલો તે વેળાએ જે રૂમાલ તેણે ઉપરથી પ્રેમની નિશાની તરિકે ફેંકયો હતો તેજ આ હતો.

'હું સઘળું સમજી,' સફેત પુણી જેવી થઈ તે ચીસ પાડી બોલી, 'એનું હવે કંઈ રહ્યું નથી.'

'એની પાસેથી હું આવ્યો ત્યારે તો તેનામાં જીવ હતો, પણ અનિષ્ટ થયું હશે એવી મને ધાસ્તી રહે છે, અને મારા શિષ્યને હવે હું જીવતો જોઇશ અને મળીશ એવી મને આશા તો નથી.'

'પણ શું થયું તે મને કહેશો?' **ઇરાવતીએ** હૃદયકંપથી પુછ્યું. 'જુઓ, હું તદ્દન શાન્ત થઈ છું, અને તમારે જે કહેવું હોય તે સઘળું સ્થિર ચિત્તથી સાંભળવાને હું તત્પર છું.'

આ ઉપરથી **સિદ્ધની** છેલ્લી લડાઈ સંબંધી જેટલી ખબર હતી તેનું ટુકુંકે વર્ણન કર્યું. શેહેનશાહે એની ખાસ વિનંતી કબૂલ રાખી તેના પોતાના રજપૂતોની સાથે ઉત્તરમાં બંડખોરોની સામે જવાની એને પરવાનગી આપી હતી. ત્યાં આગળ કેટલીક વાર સુધી સારી પઠેમ જાણીના પર્વતોમાં એણે લડાઈ ચલાવી, જેમાં તે ફતેહ પામ્યો તથા તેણે ઘણો યશ મેળવ્યો. ભયથી નાસવાને બદલે તે ભયની સામે જતો, અને ઘણાંક સાહસ કર્મ, જેથી પોતાના બહાદુરમાં બહાદુર સિપાઇઓ પણ ડરી જતા, તેમાં છાતીનો આઘો થઈ તે ભાગ લેતો અને જીત મેળવતો હતો. તેમ છતાં પણ આખરે બંડખોરોની ટુકડીઓએ, પર્વતોના એક ઘાટમાં થઇને તે જતો હતો તે વખતે વચ્ચે આવી, તેના લશ્કરના મુખ્ય ભાગથી એને છૂટો પાડી દીધો. લાંબા વખત સુધી એક ભારે રસાકસી થઈ અને તેમાં દુશ્મનના ઘણા માણસો એની તરવારથી કતલ થઈ પડયા, પણ પોતાને આખા શરીરપર ઘણા ઘા લાગ્યા તેથી તે ઘોડાપરથી જમીન ઉપર પડયો, અને તેના ઘણાક સ્વારો તેની આસપાસ ઘાયલ થઈ ક્ષત્રી ધર્મ પ્રમાણે ઇંદ્રની અપ્સરાને વરવાને ચાલ્યા ગયા. **વત્સ**, જે તેની પાસેથી એક ઘડી પણ દૂર થયો નહોતો, તે વેર વાળવાનો વ્યર્થ યત્ન કરવાને બદલે, જાણી જોઇને ઘોડા ઉપરથી પડયો અને મરી ગયો હોય તેવી રીતે અચળ પડી રહ્યો. થોડીક ક્ષણ પછી **સિદ્ધનું** લશ્કર આવી પહોંચ્યું અને તે દુશ્મનને હઠાવી દીધા, તથા **વત્સ** પાછો ઊભો થયો ને પોતાના શેઠમાં જીવ હતો તે જોઇને આનન્દ પામ્યો. કેટલાક સિપાઇઓની મદદથી તે ઘાયલ માણસને એક તરત બનાવેલી જેવી તેવી ડોળીપર સુવાડયો અને પાસેના એક બૌદ્ધ લોકના મઠમાં તેને લઈ ગયા.

'પોતાના ઘાયલ સરદારને લઇને સિપાઇઓ આવ્યા,' કુલુક અગાડી બોલ્યો, 'તે વખતે હું પોતે તે મઠમાં હતો. ત્યાંના ભલા મઠવાસીઓએ તેમનાથી બનતી સઘળી મદદ કરી. તેમનામાંનો એક વૈદકમાં પ્રવીણ હતો અને તેણે મને ખાતરીથી જણાવ્યું કે સિદ્ધને સાજો કરવામાં અમે કશી વાતે બાકી રાખીશું નહીં. થોડીક વાર પછી સિદ્ધને ભાન આવ્યું, અને મારા તરફ જોઇને મને ઓળખતો હોય તેવાં ચિહ્ન દાખવ્યાં, પણ ત્યાર પછી કેટલીક વાર સુધી તેનામાં બોલવાની શકિત આવી નહોતી. પછી તેણે કહ્યું "પૂજ્ય મિત્ર, હું તો હવે તમને છોડીને જાઉ છું; મને લાગે છે કે હવે મને સારૂં થનાર નથી. મારૂં એક કામ આ વેળાએ કરો." આથી સિદ્ધની સ્થિતિ વિષે અભિપ્રાય જાણવા મેં પેલા વૈદ્ય મઠવાસી તરફ નજર કરી, પણ તેણે પોતાની ડોકી ધુણાવી. એને પણ કંઇ આશા જેવું લાગ્યું નહોતું. વધારે બોલવાની મેહેનત ન લેવાનું તેણે સિદ્ધને જણાવ્યું, પણ સિદ્ધે તે ગણકાર્યું નહીં અને બોલ્યો, "મારે બોલ્યા વગર ચાલે તેમ નથી. ગુરૂરાજ કુલુક, મારી પેલી તરવાર સાથે બાંધેલો રૂમાલ છોડી લ્યો, જેમ બને તેમ જલદીથી તે ઇરાવતીની પાસે લઇ જાઓ, અને તેને મારા તરફથી કહો કે હમણા મારો દેહ છોડવાનો વખત નજીક આવ્યો છે તે વેળાએ તું મને જેટલી વ્હાલી છે તેટલી પહેલાં કોઇ વખત પણ નહોતી. તમે હમણાજ જાઓ, અને મારા મોતની રાહ ન જુઓ. આ નિશાની તમારે હાથે તેને મળી છે એવી ખાતરી સાથે મને પ્રાણ છોડવા દો." એટલું કહી તેણે પોતાની આંખ મિચી અને પછી કંઇ બોલ્યો નહીં. પણ તે રૂમાલ લઇને તથા મઠવાસીઓમાં અને વત્સની સારી સંભાળમાં સિદ્ધને રાખીને હું તરતજ ત્યાંથી નિકળી પડ્યો છું.'

આ હકીકત સાંભળીને ઇરાવતી બોલી, 'અમારા બન્ને માટે તમોએ આટલી બધી કાળજી બતાવી અમારૂં કામ કર્યું તે માટે હું તમારી ઓસીંગણ થઇ છું, પૂજ્ય મહારાજ ! પણ સિદ્ધ તે વખતે જીવતો હતો કે નહીં ? તમો તેની પાસેથી આવ્યા તે વેળાએ એણે દેહ છોડી નહીં હતી ને ? ત્યારે મારે તરત શું કરવાનું છે તે હું જાણું છું.'

'કરવાનું ?' કુલુકે પુછ્યું, 'તમે શું કરશો ?'

'તમારી સાથે હું **સિદ્ધ** પાસે આવીશ,' **ઈશિવતીએ** શાન્ત ચિત્તથી જવાબ દીધો.

'તમે ?' કુલુક અજાએબ થઈ બોલી ઉઠ્યો. 'એક નિર્બળ નિરાધાર સ્ત્રી, જબરા વળાવા વગર, બંડખોરો અને લુટારાનાં ટોળાંથી છવાઇ ગયેલાં પર્વતો અને જગલોમાં થઇને જવાનો શું યત્ન કરશે ?'

'**સિદ્ધ**ની મરજી સાચવવાને તમોએ આવાં ભયો માથે હોરવાની ધાસ્તી રાખી નહોતી, તો હું પણ તેટલીજ થોડી ધાસ્તી રાખું છું. હું હરકત કર્તા થઈ પડીશ એવું ધારી તમો ગભરાશો મા. હું એવી નિર્બળ નથી, અને પર્વતો તથા જંગલોથી હું સારી રીતે ટહેવાયેલી નથી તેમ પણ નથી. નહીં આવું, એમ હવે બનનાર નથી.'

કુલુક વધારે ના પાડવા જતો હતો તેથી **ઈશિવતી** અગાડી બોલી, 'મારો કરેલો ઠરાવ ફેરવવાનો યત્ન કરશો નહીં; તેમાં તમે ફાવનાર નથી; અને જો તમે મને તેડી જશો નહીં તો એક નોકરને સાથે લઈ હું મુસાફરી કરીશ. શું તમે એમ સમજો છો કે મે ઘણી ઉતાવળથી આવો નિશ્ચય કર્યો છે, ને હું તેમાંથી પાછી ડગીશ કે ? હાલ જે બનાવ બન્યો છે તેવો બનાવ કોઈ દિવસ બને તેવો સંભવ છે એવું મ એક કરતાં વધારે વાર ધાર્યું હતુંજ. મે મારી જિન્દગી ઘણી વાર **દમયંતી**ની જિન્દગી સાથે સરખાવી છે; અને તેનો દાખલો લઈ ચાલવું એવો મે મારા મનમાં નિશ્ચય કીધો હતો; અને **દમયંતી**ના આત્મભોગ આગળ મારો આત્મભોગ શા હિસાબમાં છે ? એકલી પડી ગયેલી અને પાસે કોઈપણ રહેલું નહીં એવી સ્થિતિમાં તે પોતાના કૃતઘ્ન પતિને શોધતી આખા વનમાં ભટકી હતી, અને હું તો, જો તમે હા પાડશો તો, ઠરેલ અને હિંમતવાન પુરૂષની સોબતમાં તથા તેના રક્ષણ તળે રહીને જવા માગું છું, અને જ્યાં તે પોતાના રસ્તો કરી શકશે ત્યાં હું તેની પાછળ જઈ શકીશ.'

કુલુકે જવાબ આપ્યો, 'તેના રક્ષણની જરૂર પડશે તે વખતે તે પુરતી મદદ કરવાને ચુકશે નહીં; અને જોકે તેનો હાથ અશક્ત થયો હશે, તોપણ

તરવાર વાપરવાનું તેનામાં જોઇએ તેટલું જોર છે. તમોએ જે નિશ્ચય કીધો છે તેને હું માન આપું છું, અને તે માટે તમને ઘણો ધન્યવાદ ઘટે છે. હવે મુસાફરી માટે તૈયારી કરો, અને તમારી સાથે ફરી મુસાફરી કરવાને હું ઘણો ખુશી છું.'

કંઇપણ ઢીલ વગર **ઇરાવતી**એ પોતાની દાસીને મુસાફરી માટે જરૂરની તૈયારી જલદીથી કરવાનો હુકમ આપ્યો, અને ટુંકામાં તેણે પોતાની દાસીને તે મુસાફરી કરવાનું કારણ સમજાવ્યું. નિમકહલાલ **નિપુણિકા** સઘળો હેવાલ સાંભળીને ઘણી ગાભરી બની ગઈ. પણ પોતાની અતિ પ્રિય શેઠાણીને આવાં સાહસ કરતાં વારવા માંડી કે **ઈરાવતી**એ તેને ચૂપ રેહેવાનું ફરમાવ્યું.

'ત્યારે મને તમારી સાથે આવવા દો,' **નિપુણિકા**એ આજીજી કરી કહ્યું. 'ના, તે બને તેમ નથી,' **ઈરાવતી**એ ઉત્તર આપ્યો. 'એક સ્ત્રીનું રક્ષણ કરવું એ કુલુક અને તેના નોકરને માટે બસ છે. મારી ગોઠવણ જે હાલ છૂપી રાખવાની છે, તે વિષે મેં તને કહ્યું છે; અને તેનું મુખ્ય કારણ એટલુંજ કે કદાચ હું પાછી ન આવું તો હું ક્યાં છું અને કાશ્મીરમાં હું શું કરૂં છું તેની એક જણને પણ ખબર રહે.'

'પણ વળાવા માટે સુબાને કહેવું શું તમને ઠીક લાગતું નથી?'

'ના, કારણ કે થોડાક હથિયારબંધ માણસો સાથે હોય તો બીજાને વેહેમ આવ્યા વગર રહે નહીં, અને સુબા પાસે આપણી સાથે મોકલવાની કોઈ બહાદુર સિપાઇઓની ટુકડી છે નહીં. અમે એકલાંજ હોઇશું તો સહીસલામત મુસાફરી કરવાનો સંભવ છે.'

આમ વગર વિલંબે નિકળી પડવાનો વિચાર કરવા છતાં પણ એકદમ ત્યાંથી નિકળવાનું બની શકે તેમ નહોતું. કુલુકના ઘોડા ઘણી લાંબી મુસાફરીને લીધે એટલા બધા થાકી ગયા હતા કે બીજા દિવસ સુધી તેમને થાક ખવાડવાની જરૂર હતી. આવી રીતે એક દિવસની રાહ જોવી પડી તે વખત ઈરાવતીને ઘણો લાંબો તથા દુઃખદ અને ચિંતા ઉત્પન્ન

કરનારો લાગ્યો. તેના મનમાં એકજ બાબત રમી રહી હતી. એટલામાં એકાએક તેણે કોઈનાં પગલાં સાંભળ્યાં તેથી તે ચોંકી ઉઠી, અને અચાનક ત્રાસ પામવાનું શું કારણ હશે તે પોતે ન સમજતાં ઊંચું જોયું તો જે માણસને મળવાની તે લેશમાત્ર આશા રાખતી નહોતી તેને પોતાની સામે ઊભેલો જોયો-તે માણસ તે શાહજાદો **સલીમ** હતો.

'તમે અહીં આવ્યા છો! ભલે પધારો મહારાજ!' એકદમ તે બોલી ઉઠી.

'હું બગાળે જવાને માટે નિકળ્યો છું,' **શાહજાદા**એ ઉત્તર આપ્યો; 'અને તમારા જેવી સુજ્ઞ લક્ષણવંતી સ્ત્રી કદી વિચાર ન લાવે તેવો મૂર્ખ અને અયોગ્ય વિચાર કરી જે કામ કરવાનું તમે ધારેલુ છે તેમાં તમને વારવાને માટે સારે નશીબે વખતસર આવી પહોંચ્યો છું. તમારે વાસ્તે પુરતો પ્રેમ હોવાને લીધે તમારી દાસીએ તમારો હુકમ તોડયો છે, અને તમને સમજાવવાનુ મને કહ્યું છે, ને મેં તે માટે તેને વચન પણ આપ્યું છે.'

'હું નમ્રપણે વિનંતી કરી કહું છું કે, નામદાર સાહેબ, એ બાબત આપે કંઈપણ તસ્દી લેવી નહીં. હું કંઈ હવે નાદાન નથી કે હું શું કરવાનો ઇરાદો રાખું છું તે સમજું નહીં; અને ગમે તેમ હોય તોપણ મારાપર ઉપરીપણું રાખવાનું કામ તમારૂં નથી.'

'પણ તમારા ભલાની ખાતર હું તેમ કરીશજ; અને વળી નિખાલસ દિલથી હું કહું છું કે તેનું બીજું પણ એક કારણ છે. મારો ધિક્કારાયેલો એક પ્રતિસ્પાધ, જે પોતે તમારી તરફ બેવફા નિવડયો છે, તેની પાસે તમો જાઓ તે હું સહન કરી શકતો નથી. મને તમે તરછોડી કાઢયો, ત્યારે આ માણસ હજી જીવતો હોય તો સારવાર અને લાલનપાલનથી તેના તરફ તમારી પ્રીતિ દેખાડો એ વિચાર એક ઘડી પણ હું ખમી શકનાર નથી; અને તેટલાજ માટે હું મારી સત્તાનો ઉપયોગ કરીશ અને તમારી મરજી ઉપરાંત અહીંજ રહેવાની તમને ફરજ પાડીશ.'

'તમે તેમ કરી શકો ખરા, **સલીમ**,' **ઈરાવતી** અતિ આવેશમાં આવી બોલી, 'પણ તમે તેમ કરશો નહીંજ. તમારી સત્તાનો આવી રીતે

નામર્દાઇ ભરેલો ઉપયોગ કરવામાં તમને કંઈ પણ ફાયદો થવાને બદલે નુકસાનજ થશે. મારૂં મન તમે કદી સંપાદન કરી શકનાર નથી. હું તમારી થઈ નથી ને થનાર પણ નથી. તેમ તમારાં એવાં કૃત્યોથી સિદ્ધનું મોત એક ક્ષણ પણ વહેલું આવનાર નથી. પણ તમારાં આવાં અધમ કૃત્યને લીધે તમારે માટે હું હજી સુધી જે માન ધરાવું છું તેને બદલે તમે મારા ખરેખરા તિરસ્કારને પાત્ર થશો અને હું તમને મારા ખરા અંતઃકરણથી ડગલે ડગલે ધિક્કારીશ. શું આમ થાય એવી તમારી ઇચ્છા છે ? અને વળી, એથી તમે મારા તિરસ્કારને પાત્ર થશો એટલુંજ નહીં, પણ તમે પોતે તમારી જાતને ધિક્કારશો. એક નિર્બલ સ્ત્રી, જે પોતાના શરીરપર અમલ ચલાવી શકતી નથી, તેની માફક શું તમે વર્તશો અને અવિચારી મનોવૃત્તિને તાબે થઇ જશો ? કે તેને બદલે, પોતાના ઉપર શી રીતે અંકુશ રાખવો તે તે જાણે છે, ને તેમ કરવાથી બતાવી આપે છે કે બીજા ઉપર રાજ્ય ચલાવવાને તે લાયક છે, એવા મરદની માફક વર્તવાની તમે ઇચ્છા રાખો છો ? આ બેમાંથી તમને ગમે તે વાત પસંદ કરી લો. મેહેરબાનીની રાહે હું કંઈ માંગતી નથી. પણ જો **તમે તમારા પોતા ઉપર અંકુશ રાખી શકતા નથી તો લાખો અને કરોડો લોકો ઉપર શી રીતે તમે રાજ્ય કરશો ?'**

આ વાક્યો સાંભળતાંજ ઘણીજ ઉતાવળથી પગલાં ઉપાડી **સલી**મ આમતેમ ફરવા લાગ્યો; આ વખતે તેના અંતઃકરણમાં ફરજ અને અધમ વાસના, પ્રતિષ્ઠા અને સ્વચ્છંદી લાગણીઓ એના સામસામા ઉભરા ઉત્પન્ન થતા હતા. જે સ્ત્રીનું મન હરણ કરવાનો તેણે વ્યર્થ પ્રયાસ કીધો હતો, તેને પોતાના અતિ દુષ્ટ હરીફ પાસે જવા દેવી એ **સલી**મને ઘણું ભારે લાગ્યું. આ એક ક્ષણવાર પણ તે ખમી શકે તેવું નહોતું. તેમ છતા પણ **ઇરાવતી**નું કહેવું વાજબી હતું. પોતાની સત્તાનો ઉપયોગ કરવાથી તેને કંઇ ફાયદો થાય નહીંજ; પણ તેને બદલે, તે સ્ત્રી એને માટે હાલ માન ધરાવતી હતી તેથી ઉલટો તેના ધિક્કારને પાત્ર થાય. અને વળી **ઇરાવતી**એ એને જે શબ્દો છેલ્લા સંભળાવ્યા હતા, તે એને વજ્રબાણ જેવા લાગ્યા; કેમકે પોતાના પૂજ્ય પિતાએ ઉદાર દિલથી બોધરૂપે જે શબ્દો કહ્યા હતા

તેને એ શબ્દો અક્ષરે અક્ષર મળતા હતા; આ શબ્દો ફરીથી સાંભળવાથી એની વૃત્તિ ઉસકેરાઇ અને રૂવે રૂવાં ઊભાં થયાં. ઈંદ્રિયો વશ રાખવી અને મન વશ રાખવું એ જરૂર એક શાહજાદામાં મુખ્ય ફરજ તથા મુખ્ય ગુણો તરિકે હોવા જોઇએ, પણ આ સમય પહેલાં તે વિષે એણે કદી ગંભીરાઇથી વિચાર કીધો હતો નહીં; અને દુરાચાર છોડી દઈ સારે રસ્તે ચાલવાનું અકબરને એણે વચન આપ્યું ત્યારપછી, જેને ઇરાવતી વાજબી રીતે સત્તાનો હિચકારો ઉપયોગ કહેતી હતી, એવું આચરણજ શું એનું પહેલું હોવું જોઇએ ?

'હે ભુવનસુંદરી ઈરાવતી !' આખરે તે બોલ્યો, 'મેં પહેલાં કર્યું હતું તેમ હમણાં પણ હું તમારી ઇચ્છાને શરણ થાઉં છું. આથી મને કેટલું લાગે છે તે હું કહી શકતો નથી; પણ બસ હું તમારી આજ્ઞા માન્ય કરૂં છું. અફસોસ, મેં પૂર્વે તમને જણાવ્યું હતું તેમ દૈવયોગે પહેલાંથીજ મને તમારી મુલાકાત થઇ હોત તો કેવું સારૂં થાત ? તમે મને તદ્દન જુદોજ મનુષ્ય બનાવ્યો હોતઃ પણ તે વખત હવે વહી ગયો છે. તેથી અનિવાર્ય બનાવને તાબે થવાનો હવેથી હું પ્રયત્ન કરીશ. ત્યારે તમે જાઓ; અગરજો તમે કરેલો નિશ્ચય હું ઉદ્ધત ગણું છું તોપણ ખરેખર તે હિંમત અને કુલીનતા દર્શાવે છે એવું હું કબૂલ કરૂં છું. એક વાત વધારે કહેવાની છે; હજી સિદ્ધરાજ પાસે તમે જઇ પહોંચશો તે વેળાએ તે જીવતો હશે એ અસંભવિત નથી, અને મારી ખાતરી છે કે વખતે તમે પાછાં એક થઇ જશો, અને તમે જે વચન એને આપેલું છે તે બરોબર પાળશો!! આ બનાવથી મને ઈર્ષા ઉત્પન્ન થશે, પણ જેને તમે અતિ પ્રિય ગણો છો તેના ઉપર કે તમારા ઉપર વેર લેવાનો હું કદી પણ પ્રયત્ન કરીશ નહીં! બેવકુફ તથા સ્વાર્થી સલીમે પોતાનું મન વશ રાખ્યું છે, અને હિંદુસ્તાનનો હવે પછી થનારો શેહેનશાહ પોતાની ઈંદ્રિયોને અંકુશમાં રાખી શકે છે એવું કહેવા તથા સાંભળવાની હું ઇચ્છા રાખું છું. વહેલા કે મોડા, તમને કે સિદ્ધરાજને મારા રક્ષણની જરૂર પડે તો મને જણાવવું અને હું શાહજાદા

તરિકે વચન આપું છું કે કોઈ પણ પ્રકારનું રક્ષણ કરવાને હું ચુકીશ નહીં. કદાચ એમ બનશે કે આપણે હવે પછી મળીશું નહીં. તોપણ મારે માટે સ્નેહભાવ રાખતાં અટકશો નહીં, અને જે માણસે તમારા તરફ અતિ ગાઢો પ્રેમ હોવાને લીધેજ ગુન્હા કીધા હતા તેને માટે ગુસ્સો રાખશો નહીં, તેમ તેને ધિક્કારશો નહીં.'

આનો જવાબ સાંભળવાને ઊભો રહ્યો નહીં, પણ એકદમ, છતાં મંદમંદ પગલે, તે ત્યાંથી ચાલતો થયો.

'મારા પૂજ્ય પિતાજી,' તે ચાલતાં ચાલતાં બોલ્યો, 'કંઈ નહીં તો આ એક વાર તો તમારા પુત્ર માટે સતોષ માનવાનું તમને કારણ મળ્યું છે.'



# પ્રકરણ ૩૫મું.

## હવે શું કરવું ?

પર્વતોની વચ્ચે આવેલા બૌદ્ધ લોકોના એક મઠમાં **સિદ્ધ** ખાટલાવશ પડેલો હતો, **અને ઈશાવતી** તેની પાસે બેસીને તેની સારવાર કરતી **હતી.** લાંબી અને ધાસ્તી ભરેલી મુસાફરી કીધા પછી આખરે **ઈશાવતી** ત્યાં આવી પહોંચી તે વેળાએ **સિદ્ધ** જીવતો હતો તે જાણી તે ઘણો આનન્દ પામી હતી; તે છતાં ત્યાંના વૈદ્યે તેને જણાવેલું કે એની સ્થિતિ ઘણી ગંભીર છે, તેથી તેના મનમાં થોડી દિલગીરી ઉત્પન્ન થઇ હતી. **સિદ્ધ** સુતેલો તે ઓરડામાં **ઈશાવતી**ને તેડી ગયા તે વખતે તે બેભાન સ્થિતિમાં હતો. અને એને કદી પણ પાછી શુદ્ધિ આવશે અથવા દેહ છોડ્યા પહેલાં **ઈશાવતી**ને તે ઓળખી શકશે તે કોણ કહી શકે તેવું હતું ?

ઘણાજ ઉત્સુક મનથી લાંબા વખત સુધી તેની પાસેને પાસે રહ્યા બાદ તેની તબિયત સહેજ સુધરી તેથી એની જિન્દગીની આશા આવી. **ઈશાવતી**ને જણાવવામાં આવ્યું કે તે ઘાયલ માણસની ચાકરી કરવાની તમારી ઈચ્છા હોય તો તમારે પોતે વધારે આરામ લેવાની જરૂર છે. પોતાની શરીર પ્રકૃતિ સભાળવાને કુલુકે તથા ત્યાંના બૌદ્ધ સાધુઓએ એને સમજાવી; અને તે મઠમાં આવેલા એક નાના મદિરમાં ઘંટાનાદ થતો તે વેળાએ ઘણી ખુશીની સાથે તે કોઈ કોઈ વાર દર્શન કરવા ત્યાં જતી હતી. ત્યાંના મુખ્ય મઠવાસી કથા કરતા તે વખતે મનુષ્યજિન્દગીની ચઢતી પડતી વિષે તે કેહતા, તથા દરેક મનુષ્ય પ્રાણી ઉપર કેવી રીતે દુઃખ પડતું, સુખ કેવું દુર્લભ છે, અને સસારબંધનમાંથી છૂટા પડવામાં તથા નિર્વાણ પ્રાપ્ત કરવામાં મનુષ્યનું પરમ સુખ કેવે પ્રકારે સમાયેલું છે તે જણાવતા હતા. આ સઘળું **ઈશાવતી** એક ચિત્તથી સાંભળતી હતી. આ બોધવચનમાં કુલુક તદન એકમત થતો નહીં, અને બીજી કોઇ જગ્યા હોત અથવા બીજો કોઈ સમય હોત તો તે ઉપદેશકને કુલુક કદાચ જણાવત કે ધ્યાનમાં પોતાનો કાળ વ્યર્થ ગુમાવવા કરતાં બીજાનાં સુખ

તથા ભલા ખાતર મનુષ્યે કૃત્ય કરવાં એ જિન્દગીનો ઉમદા હેતુ છે. પણ કદાચ આ વેળાએ સામી તકરાર કરવાનું નિરૂપયોગી હતું. આ બૌદ્ધ લોકોનાં આચરણ તેમના ઉપદેશ કરતાં વધારે સારાં હતાં; કારણ કે દુનિયાની ખટપટ અને જંજાળમાં તેઓ ભાગ નહોતા લેતા, તથાપિ તેઓ પોતાનો વખત વ્યર્થ ગુમાવી દેતા નહોતા. જરા પણ કટાળ્યા વગર પર્વતોમાં તેઓ ફરતા હતા, અને દરેક ગરીબ સ્થિતિના માણસની તેઓ ખબર લેતા, જ્યાં જ્યાં દુ:ખ નજરે પડતું ત્યાં ત્યાં જાતે મદદ કે ઉપદેશ આપી તેમને દિલાસો દેતા હતા, અને તેમાં ન્યાત જાત કે ધર્મનો ભિન્ન ભાવ ગણતા નહોતા.

એક દિવસ સંધ્યાકાળને સમયે **ઇરાવતી** સિદ્ધના બિછાના પાસે બેઠી હતી અને સામી બાજુએ વૈદરાજ બેઠા હતા. તે વેળાએ **સિદ્ધે** ધીમેથી પોતાની આંખ ઉઘાડી અને આસપાસ નજર કરતાં **ઇરાવતીને** ઓળખી હોય તેમ જણાવ્યું. ઘણેજ ધીમે સાદે '**ઇરાવતી**' એટલોજ શબ્દ તે બોલ્યો અને પાછી આંખ મિચી દીધી. ત્યાથી બીજી જગ્યાએ ચાલ્યા જવાની વૈદ્ય **ઇરાવતીને** નિશાની કરી, જે મુજબ તેણે મરજી ઉપરાંત કર્યું અને મનમાં ઘણી હરખાતી હરખાતી, એ સારા સમાચાર કહેવાને વાસ્તે **ડુલુક** ગુરૂ પાસે ઘણી ત્વરાથી ગઇ. બીજે દિવસે **સિદ્ધની** તબિયતમાં વધારે સુધારો થયેલો જણાયો, અને તે દર્દી બોલી પણ શકતો હતો, છતાં **ઇરાવતી** પોતાની પાસે હતી તે વખતે પણ **સિદ્ધ** વધારે બોલવાનો શ્રમ લેતો નહોતો; અને અગરજો **ઇરાવતીને** તથા પોતાના મિત્રને ઓળખી શકતો તો પણ જે જે બનાવ બન્યા હતા તેમાંનો કોઇપણ તેને આ વેળાએ યાદ હોય તેમ લાગતું નહોતું. તેના મનપર અંધકારનો પડદો ફરી વળ્યો હતો. બેભાન સ્થિતિમાંજ તે બેસતો અને પોતાની પાસે પડેલી વસ્તુઓ ઉપર ટગર ટગર જોઇ રહેતો; અને આ બેશુદ્ધિમાંથી ફક્ત **ઇરાવતીના** શબ્દોથીજ તે જાગૃત થતો. ધીમે ધીમે તેના શરીરમાં પાછી તાકાત આવી અને થોડી ઘણી હરફર મઠના મકાનમાં કરવા તે શક્તિમાન થયો, છતાં તે ઘડી ઘડીમાં અશક્તિને લીધે ઝંપાઇ જતો હતો.

એક વખત એવું બન્યું કે ઈરાવતીની સાથે મઠની આસપાસ સિદ્ધ ફરતો હતો તેવામાં ઈરાવતીના કોઈ શબ્દથી અથવા કોઈ પદાર્થ તેની નજરે પડયો તેથી (બેમાંથી શું તે ઈરાવતી પોતે પણ કહી શકતી નહોતી) તેને સઘળી વાતનું ભાન આવ્યું ને સ્મરણશક્તિ જાગૃત થઈ. એકદમ તે રસ્તામાં ઊભો રહ્યો, અચંબો પામી આસપાસની વસ્તુઓપર દૃષ્ટિ નાખીને પોતાના મ્હોડાપર તેણે હાથ ફેરવ્યો, પછી પોતાની ડોકી ધુણાવી અગાડી ચાલ્યો, અને ત્યારપછી ફરીથી વળી અટકયો, અને ઊંચા પર્વતના શિખરો તરફ, આસ્માની આકાશ તરફ અને આસપાસ આવી રહેલાં ખીણ તથા જગલો તરફ, જાણે કંઇ પુછતો હોય તેમ, વારાફરતી નજર ફેરવતો દેખાયો. એકદમ તેના મ્હોંનો રંગ ફીક્કો પડી ગયો અને બેબાકળો થઇ ઈરાવતીની તરફ ફર્યો. સ્મરણશક્તિનું પૂરેપૂરૂં જોર તેનામાં આવ્યું, પણ તે કેવી રીતે–અને કદાચ વિસ્મૃતિ શું આ વખતે વધારે સારી અને વધારે સુખદાયક નહોતી ?

'જાઓ, જાઓ !' તે આખરે બોલી ઉઠયો. 'હે કમનસીબ યુવતી ! તમે અહીં મારી સાથે શું કરો છો ? હું તમારી નજદીક આવું તે તમે કેમ સહન કરી શકો છો ? હું એક નિમકહરામ વિશ્વાસઘાતી મહાપાતકી થયો છું અને મનુષ્યપર કદી શાપ ન પડેલો તેવા ભારેમાં ભારે શાપવાળા મારા જેવા પુરૂષનો સગ તમે શું કરવા કરો છો ?'

આ શબ્દો સાંભળીને ઈરાવતી ભય–ત્રાસથી સડક થઇ ગઇ. જરૂર કરતાં વધારે તે સમજી ખરી, પણ પૂરી વાત તે સમજી નહીં. બોલવાનો તેણે યત્ન કીધો ખરો, પણ તેના મ્હોંમાંથી એક શબ્દ પણ નિકળી શકયો નહીં, અને શોકગ્રસ્ત થઇ તે સિદ્ધને પગે પડી.

'પેલો શાપ !!' બાવરો બની જઈ સિદ્ધ પાછો બોલ્યો, 'ફૈઝીનો પેલો શાપ કે, "તેં જે કૃત્યો કીધાં છે તે તારી જિન્દગી પર્યંત યાદ રાખજે; અને તારા મનના મનોરથ સઘળા પાર પડશે, તોપણ એક આબરૂદાર પુરૂષની અગાડી તારે હંમેશાં શરમથી નીચું જોવું પડશે;" ત્યારે તમારા જેવા પવિત્ર અને નિર્દોષ કુલીન વંશનાં ફરજંદ, જેમને પણ મેં મારા કુલીન

મિત્રની માફક, ઘણીજ અધમ રીતે દગો દીધો છે તેમની અગાડી શી રીતે ઊભા રહેવાની હિંમત ચલાવું? હું કહું છું કે તમે જાઓ, મારાથી દૂર રહો. મારી અને તમારી વચ્ચે એક પુરૂષનો અંતરાય પડેલો છે, અને તે ફૈઝીનો છે. મને કરેલી શિક્ષા તે સંભળાવતો હતો તે વખતની માફક ઘણીજ ધમકી આપતો જાણે અહીં આજ ને આજ પળે પ્રત્યક્ષ ઊભેલો હું તેને જોઉં છું.'

ઇરાવતીએ ઊંચું જોયું તો એની તરફ સિદ્ધ જોવાની હિંમત ધરી શકતો ન હોય, તેમ જાણે પોતાને હાથે મ્હોં ઢાંકતો તે જણાયો. 'ચાલો,' ઇરાવતીએ કહ્યું, 'ચાલો આપણે અંદર જઈએ; તમે વાને ઘેર ગયા છો અને તેથી ખોટા તરંગોથી તમે પીડાઓ છો. ચાલો હવે.'

'તરંગો?' સિદ્ધે જુસ્સામાં ઉત્તર આપ્યો. 'હે કલ્યાણિ, હું ઇચ્છું છું કે તે તરંગો હોય! પણ ના તેમ નથી. હું પાછો શુદ્ધિમાં આવ્યો છું. કૌવત પણ આવ્યું છે, અને તેની સાથે સઘળી વાતોનું સ્મરણ પણ થયું છે, જે સ્મરણ ત્રાસદાયક–તોપણ ખરેખરૂં છે. ફૈઝીના શબ્દોનો ખરેખરો ભાવાર્થ અત્યાર સુધી હું સમજી શક્યો નહોતો ને તેની મને આટલી લાગણી હજીસુધી થઈ નહોતી. પણ હમણાં મેં તમને ફરીથી જોયાં કે તે શબ્દો હું બરોબર સમજ્યો છું. શેહેનશાહ અગાડી અને હલકામાં હલકા મારા સિપાઈઓ અગાડી મેં શરમથી નીચું જોયું છે, પણ આ વખતના જેટલું પહેલાં થયું નથી. આબરૂમાં રહી મોત લાવવાનો મેં વ્યર્થ પ્રયત્ન કીધો હતો. ઇરાવતી, તમે જાણતા નથી કે તમે કોની સાથે વાત કરો છો? મારાં છેલ્લાં ગુન્હા ભરેલાં કૃત્યોની તમને ખબર નથી?'

'હું જાણું છું,' ઇરાવતીએ જવાબ આપ્યો, 'અગરજો ફૈઝી અને તમારી વચ્ચે શું થયું તે હું કદાચ સંપૂર્ણ જાણતી નથી, તેમ છતાં પણ તમે જે શબ્દો ઓચર્યા છે તે ઉપરથી જરૂર જેટલું હું સમજી શકી છું.'

'આટલું અને આવું થયા છતાં પણ તમો મારી સાથે બોલો છો?' સિદ્ધ બોલી ઉઠ્યો, 'તમે મારી પાસેથી જતાં રહેતાં નથી? તમે વળી મારા આખરના દિવસમાં મારી ચાકરી કરવા આવ્યાં છો?'

'શું મેં તમને વચન આપ્યું નથી સિદ્ધરાજ ? અને તે વચન તમે પોતે મને પાછું આપો નહીં ત્યાં સુધી તે પાળવાને હું શું બંધાયેલી નથી? અને તેમ તો તમે કીધું નથી; પણ આખર વખતે પણ તમે મારે માટે વિચાર કરતા હતા એવું સૂચવતી નિશાની શું તમે કુલુક ગુરરાજ સાથે મને આપવાને નહોતી મોકલી? અને અગરજો લગ્નની પવિત્ર ગાંઠથી આપણે જોડાયાં નથી, તોપણ કેટલાક પ્રકારની ફરજ મે મારે માથે હોરી લીધી છે.'

'ત્યારે તમારા આપેલા વચનમાંથી હું તમને હવે મુક્ત કરૂં છું', સિદ્ધ બોલ્યો. 'વાત ખરી છે કે અતિ દુ:ખદાયક અજ્ઞાનરૂપી મોહનો પડદો મારી આગળથી દૂર થયો ને મને પાછું ભાન આવ્યું તે વેળાએ પહેલાં કદી અનુભવેલી નહીં એટલા જોરથી તમારે માટે મને પાછી પ્રીતિ ઉત્પન્ન થઈ હતી. તમે એકવચની તથા ઇમાનદાર રહી શકો અને સઘળી ફરજો બજાવી શકો ખરાં, તોપણ મારે માટે તમારા દિલમાં હવે પ્રેમઝરો જારી રહેશે નહીં.'

'શરુઆતથી તમારે માટે મને હંમેશાં જેટલો પ્રેમ હતો તેટલોજ ને તેવોજ પ્રેમ હાલ પણ તમારે માટે છે એવું ખરી ખાતરીથી માનજો.'

'પ્રતિજ્ઞા અને આબરૂની અતિશયોક્તિવાળી લાગણીને લીધે તમારા મનને તમે સમજાવવાનો યત્ન કરો છો કે મારે માટે તમને જોઇએ તેટલો પ્રેમ છે; પણ તેમ હોય તેવો સંભવ નથી. અને એક દિવસ એવો આવશે કે તમે તમારા પોતાના મનને બરોબર ઓળખી શક્યાં નહીં તે માટે દિલગીરી ઉત્પન્ન થશે. જે શખસને માટે માનની લાગણી ન હોય તેને માટે પ્રીતિ પણ હોય નહીં સ્ત્રીએ તો પુરૂષને માટે ઘણું માન ધરાવવું જોઇએ, અને જ્યાં પુરૂષ સ્ત્રી કરતાં નબળો હોય કે મંદ બુદ્ધિનો હોય તે જોડું કદી સુખી થાય નહીં; માટે જાઓ, અને મને તદ્દન વિસારી દો. તમે મારૂં નામ યાદ લાવો તેટલી પણ મારામાં યોગ્યતા નથી.'

'ત્યારે શું તમે મને ખસતી કરો છો ?'

'તમને ખસતાં કરવાની અથવા તમે આપેલા વચનમાંથી મુક્ત કરવાની મને સત્તા નથી. તમને આરામ મળે તેટલા માટે તથા હવે પછી, મને તમારી ખુશીથી છોડી દો તે વેળાએ, જે ઠપકો તમારે શિર ચોંટે તેમાંથી દૂર રાખવાના હેતુથીજ હું આ પ્રમાણે કરૂં છું.'

'મારી એક વિનંતિ સાંભળો, **સિદ્ધરાજ**!' ઘણી આજીજી કરતી તેના ખભા ઉપર હાથ મુકીને **ઈરાવતી** બોલી. 'તમે જે કહો છો તે બાબત હું તકરાર કરતી નથી. મારા હક તરિકે હું કોઈપણ ચીજની ઇચ્છા રાખતી નથી કે તમારી પાસે માંગતી નથી. મારા મનની જે ખરેખરી ઇચ્છા છે તે જરા સાંભળવાની ફક્ત હું તમને વિનંતી કરૂં છું. ભવિષ્યને માટે, હે પ્રિયતમ! હું તમારી પાસે વચન માંગતી નથી. તે બાબત હું તમને તદ્દન સ્વતંત્ર રાખુ છું; અગરજો થોડા વખતને માટે હોય તોપણ હાલ તો મને તમારી પાસે રહેવા જ દો. તમારાથી હમણાં તો હું છુટી પડી શકતી નથી.'

'હાલ પણ નહીં ને હવે પછી પણ કદી નહીં!' **સિદ્ધે** દૃઢતાથી જવાબ વાળ્યો, 'આનાકાનીએ નહીં જોઇએ ને અશક્યતાએ નહીં જોઇએ, પહેલી ને છેલ્લીવાર મને છોડીને જાઓ ને મને ભુલી જાઓ.' એટલું કહી, **ઈરાવતી** અગાડી ચાલતી હતી તેને ધક્કો મારી, જે સ્ત્રીને આ ક્ષણ પહેલાં **સિદ્ધ** કદી આટલા બધા પ્રેમથી ચાહતો નહોતો તે ફરીથી એના જોવામાં આવે નહીં એવા હેતુથી એણે જલદીથી ચાલ્યા જવા માંડ્યું.

'ભલે, તેમ થવા દો.' **ઈરાવતી** પાછી ઉઠીને સોહૃદયથી–વિલપન્તી તથા મનમાં અતિશય ખેદ પામી, દૃઢ વચનથી બોલી; 'ભલે તેમ થવા દો; કદાચ તમારૂં કહેવું વાજબી છે. મારી પ્રીતિને માટે તમે જાતેજ અયોગ્ય થાઓ છો. એક વખત તમે મને વચન આપેલાં, તે છતાં તમે નષ્ટાત્મા થયા હતા, પણ તે વાત હું વિસરી ગઈ હતી ને મેં ક્ષમા આપી હતી, કારણ મને માલુમ પડયું કે તમને ખબર નહીં તેવી લાલચોના તમે ભોગ થઈ પડયા હતા. પણ હમણાં તો કશો અપકાર કે અસત્ય આચરણ ન કરેલું તેવી દૃઢ અનુવ્રતા વિવાહિતાને તજી દેવા યોગ્ય ગણો છો, ને

મેં ગુન્હો કીધો હોય તેને વાસ્તે નહીં, પણ એક વખત તમે નબળા મનના થયા હતા અને મોહક લાલચોમાં ફસાતાં બચવાને અશક્તિવાન થયા હતા એવું તમારી ભાવિ સ્ત્રી આગળ કબૂલ કરવાને તમારામાં ઘણો ગર્વ આવેલો છે, તેટલાજ વાસ્તે મને તમારી પાસેથી કાઢી મુકો છો; ત્યારે સુખેથી મને છોડી દો. તમારા વિના મારી જિન્દગી કંઈ પણ કામની નથી; પણ મરજી ઉપરાંત કોઈ પણ સ્ત્રી બીજાની પ્રીતિ મેળવી શકે નહીં, પછી તે પુરૂષને પોતે ખરા અંતઃકરણથી ચહાતી હોય તોએ શું થયું. હવે ત્યારે, એક મિત્રની સામે કીધેલા ગુન્હાના સ્મરણમાં, એક સ્ત્રી, જેને માટે તમને પ્રેમ હતો પણ તમારા આપસ્વાર્થી ગર્વને લીધે ખરતી કરી તેનો ભવ બગાડયો છે, તે સ્ત્રીનું સ્મરણ ઉમેરજો.' એ પ્રમાણે તીવ્ર શોકથી પીડિત ને ક્રોધથી પ્રદીપ્ત થયેલી **ઈરાવતીએ** વિવર્ણ વદને ઉદ્‌ગાર કાઢયા.

**સિદ્ધ** આ સાંભળીને અચકયો; શું તેણે ત્યાંથી જવું કે ઊભા રહેવું? ઊભા રહેવાની તેની મરજી ખરી, પણ પ્રતિષ્ઠાનો વિચાર મનમાં હોવાથી તેમ શી રીતે કરી શકે? એ બાબતનો કોણ નિકાલ કરશે. પોતાના કપાળ ઉપર હાથ ઠોકીને તે બોલ્યો, 'તમે કહો છો તેમાં સત્ય છે ખરૂં, પણ હું જેને વાજબી ગણું છું, તેથી એમાં વિરોધ આવે છે. તેમ છતાં પણ એક બીજોજ માણસ, જે આપણા બન્ને કરતાં ઘણો ડાહ્યો છે, તે આપણા બે જણની તકરારનો નિકાલ લાવશે.'

'શું તમે સર્વગુણસંપન્ન કુલુક પાસે ન્યાય કરાવવા ધારો છો?'

'ના તેની પાસે નહીં. તેના વિચાર ઘણા ઉમદા છે; મે જણાવેલી બાબત વિષે મારી ખાતરી થયા છતાં, આપણને સુખ મળે તેવોજ તે યત્ન કરશે એ હું પહેલાંથી જાણું છું, અને તેટલા માટે તમારૂં કહેવું વાજબી છે એવો ન્યાય કરશે. આ વખતે તો તે જે ચુકાદો કરે તેમાં અપક્ષપાતી ન્યાય થશે નહીં. હું બીજાજ એક પુરૂષને પુછવાની ઇચ્છા રાખુ છું, પણ તે સંબંધી મને તમે વધારે પુછશો નહીં. આપણા બેની તકરારનો ખરો નિવેડો તેજ લાવશે તેવી મને સંપૂર્ણ આશા છે; અને તે મને ખરી સલાહ આપશે. તેટલા માટે **ઈરાવતી**, તમે સાંભળો, જેમ બને તેમ જલદીથી

મને ત્યાં જવા દો. કદાચ હું થોડા વખતમાં પાછો આવીશ, કે કદાચ સમુળગો નહીં આવીશ. હું પાછો આવીશ તો હવે પછી મારી જિન્દગી તમારી સાથે એક નિષ્ઠાથી ગાળીશ. જો હું ન આવું તો એવું સમજજો કે તમે મને ફરીથી કદી મળનાર નથી, અને મારા તરફ જે જે બંધનથી તમે બંધાયલાં છો તેમાંથી તદન મુક્ત થયેલાં જાણજો. કંઈ પણ વાંધો ઉઠાવવાની જરૂર નથી, પણ અત્યાર સુધી તમે જેવું મારા સબંધમાં ધૈર્ય બતાવ્યું છે તેવું ધૈર્ય થોડો વધારે સમય ધારણ કરજો અને ઈશ્વર કરશે તો સઘળાં સારાં વાનાં થશે.'

નવોજ અને અણધારેલો બુટ્ટો **સિદ્ધે** જણાવ્યો તેનો જવાબ **ઈરાવતી** આપી શકે ત્યાર પહેલાં **સિદ્ધ** તો પોતાના નોકરને ખોળવાને એકદમ અલોપ થઈ ગયો. પોતાના નોકરને તે મળ્યો કે ઘોડાપર જીન નાખવાનું તથા મુસાફરી માટે તૈયારી કરવાનું તેને કહ્યું, પણ તે ક્યાં જવાને તૈયાર થયો હતો તેની **ઈરાવતીને** ખબર પડી નહીં.

આ ઠરાવથી વિસ્મય પામી **ઈરાવતી** વિલપન્તી ને શોચન્તી ધાતી ધાતી **કુલુકની** પાસે આવી અને જે જે બનાવ બન્યા તે સઘળા તેને કહ્યા તથા **સિદ્ધના** વિચિત્ર ઠરાવની તેને જાણ કરી. પણ **સિદ્ધને** પોતાની મરજી મુજબ ચાલવા દેવો તથા તેની સામે ન થવું એ **કુલુકને** વધારે સારૂં લાગ્યું, તેથી **સિદ્ધ** થોડા વખતમાં એને પાછો મળશે એવી આશા આપી **ઈરાવતીને** તેણે દિલાસો દેવા માંડયો. આ અરસામાં મઠમાં તેની આટલી બધી બરદાસ્ત થઇ તેના બદલામાં મઠના ઉપયોગને માટે ત્યાંના મુખ્ય બૌદ્ધ મઠવાસીને એક સારી બક્ષીસ આપી **સિદ્ધે** તેની રજા લીધી, અને **વત્સની** સાથે ઘોડો દોડાવતો ચાલ્યો ગયો.



## પ્રકરણ ૩૬મું.

### અનુભવીની સલાહ.

વળી સૂર્યનાં અસ્ત પામતી વખતનાં છેલ્લાં કિરણો હિમાલયની તળેટીઓ ઉપર પસરી રહ્યાં હતાં, અને **વત્સ**ની સાથે **સિદ્ધરાજ** ફરીથી એક વાર **ગુરૂપાદ**ની પર્ણકુટી જ્યાં આવેલી હતી તે ખીણ તરફ જવાને રસ્તે પડયો હતો. **ગુરૂપાદ**નો નોકર બહાર ઊભેલો હતો તેણે **સિદ્ધ**ને ઓળખ્યો તેથી તેને આવકાર દઈ, જરા પણ ઢીલ વગર પોતાના સ્વામી પાસે તેડી ગયો.

તે તપસ્વીએ પોતાના તરૂણ મિત્રનો ઘણી ખુશીથી આદરસત્કાર કીધો, પણ **સિદ્ધ**ના મ્હોડાપર જે ફેરફાર થયો હતો તે જોઇ તેના મનમાં કંઈક ચિંતા ઉત્પન્ન થઇ. તેના મ્હોડાપર પહેલાં એક વાર આનન્દનાં તથા જુસ્સાનાં ચિહ્ન માલમ પડતાં હતાં, પણ હમણાં તો તેનો ચેહેરો ફીક્કો પડી ગયો હતો, તેના ઉપર ઘણી ગમગીનીની છાયા છવાઈ રહી હતી, તથા તેના બહારના હાવભાવ ઉપરથી જે ઉત્સાહ પહેલાં માલમ પડતો હતો તે હમણાં તદ્દન જતો રહ્યો હતો. ઘણાજ ટુંકા વખતમાં તે જુવાનીમાંથી વૃદ્ધાવસ્થામાં આવી ગયો હતો, ને તેની પ્રૌઢાવસ્થામાં જોઇએ તેવો જુસ્સો, ચપળતા અને શક્તિ તેનામાં માલમ પડતાં નહોતાં, પણ માનસિક પીડાના બોજામાં દબાઈ જવાથી તે ઢીલો પડી ગયેલો જણાતો હતો; અને **ગુરૂપાદ**ને પોતાની તીક્ષ્ણ દૃષ્ટિથી એવું લાગ્યું કે માણસના મનપર ઘણીજ અસર કરે તેવી વસ્તુ જે આત્મનિંદા તેને લીધેજ આ પ્રમાણે થયેલું હોવું જોઇએ.

'અતિ પૂજ્ય,' પહેલાં વિનયથી નમન કરી **સિદ્ધ** બોલ્યો, 'અથવા એમ કહેવા દો કે, કૃપાળુ મહારાજા–'

'ના તેમ નહીં,' તે તપસ્વીએ તેને બોલતાં અટકાવ્યો,'મને **ગુરૂપાદ**ના નામથીજ બોલાવો, કેમકે હું તે કરતાં કંઇ જુદી સ્થિતિ ભોગવતો નથી.'

'આપનું કહેવું શિરે ચઢાવું છું,' **સિદ્ધે** જવાબ દીધો, 'અને મને આપ ભુલી ગયા નથી તે જાણી ખુશી થયો છું. આપના આ નિવૃત્તિ અને શાન્તિવાળા નિવાસમાં અમે ટુંક મુલાકાતે આવેલા તે વેળાએ જતાં

જતાં મને આપે જે છેલ્લાં વચન કહ્યાં હતાં તે પણ કદાચ આપના સ્મરણમાં હશે.'

'તમારી જિન્દગીના વ્યવહારમા કોઈ પણ સમયે એક ખરા મિત્રની સલાહની જરૂર પડે તો મારી પાસે ફરીથી આવવાને મે તમારી પાસે વચન લીધું હતું, અને આ વખતે તમારે અહીં તેવાજ કારણ માટે આવવું પડયું છે તે હું સમજ્યો છું. તમારા ચેહેરા ઉપરથી મને લાગે છે કે તમારૂં અહીં આવવાનું કારણ ઘણું દુઃખદાયક હોવું જોઇએ.'

**સિદ્ધ**—'તમારૂં કહેવું ખરૂં છે, અને સઘળી વાત જ્યારે તમે સાંભળશો ત્યારે તમે અજાએબ થશો કે મારી અંદરની લાગણી મારા મ્હોડાપર સંપૂર્ણ રીતે જણાઇ આવતી નથી.'

'ચાલો ત્યારે મંદિરની પેલી બાજુએ, ને ત્યાં બેસી જે જે બનાવ બન્યા હોય તેની નિવૃત્તિથી વાતો કરીએ.'

તેઓ ત્યાં ગયા અને તપસ્વીના ઘણા આગ્રહને લીધે સેહેજ નાસ્તો કરી, પ્રાપ્તયૌવના, કૃશાંગી, વિવાહિતા **ઈરાવતી**થી મઠમાં છૂટો પડયો ત્યાંસુધીની સઘળી હકીકતનું સવિસ્તર વર્ણન વિવર્ણ વર્ને કર્યું.

**ગુરૂપાદે** આ સઘળી બીના બરોબર લક્ષ આપીને કાળજીથી સાંભળી; અને સઘળી હકીકત પૂરી થઈ ત્યારે ધ્યાનમાં ગ્રસ્ત થઈ કેટલીક ક્ષણ તે શાન્ત રહ્યો; પછી આખરે, **સિદ્ધ** તરફ નજર કરી નીચે મુજબ બોલ્યો:- 'બેશક તમે તમારે માથે એક ભારે બોજો હોરી લીધો છે, પણ એક માણસ સહન ન કરી શકે તેવો કઈ તે ભારે નથી. **ગુલાબદાન**ના મોહમાં તમે ફસાયા તે અગરજો માફ કરી શકાય તેવું હોય, તોપણ તેમાં તમારો બચાવ કરી શકાય તેવું નથી; પણ તે કોણ છે એવુ તમારા જાણવામાં આવ્યા છતાં તમે તેને છોડી દીધી નહીં ને તેનાથી દૂર રહ્યા નહીં તે તમારા મિત્ર **ફૈઝી**ની સામે એવો દારૂણ ગુન્હો હતો કે તે માટે તમને કદી માફ કરી શકાય નહીં. શેહેનશાહની તરફ પહેલાં તમે કૃતઘ્ન નિવડ્યા એ કેટલેક દરજ્જે ભૂલનું પરિણામ હતું, પણ તેની નોકરીમાં રહેવું અને તેની સામે કાવતરાં કરવાં એ ખરેખર મોટો અપરાધ હતો. તમારા પોતાના કરતાં હું કંઇ

તમારાં આચરણ વધારે નરમાસથી તપાસતો નથી, પણ હું તો વધારે સખતાઇથી તે બાબત જોઉં છું. તમે એમ માનો છો કે શેહેનશાહ આગળ જઇને તમારો ગુન્હો કબૂલ કરી દીધો તે વખતથી તમારા દોષોમાંથી તમે મુક્ત થયા; પણ ના, તેમાં ઊંધું સમજી તમે ભૂલ કરી છે, અને તે વખતથી નવો ગુન્હો કરવાની તમે શરુઆત કીધી, કે જે ગુન્હો, ભૂલથી થયેલા પૂર્વે વર્ણવેલા ગુન્હા કરતાં પણ વધારે અનિષ્ટ તથા દુઃખદાયક નિવડે. તમારી માફક ઘણા ખરા મનુષ્યો એમ ધારે છે કે પશ્ચાત્તાપ કરવો તે સદ્‌ગુણ છે, અને પ્રાયશ્ચિત્ત તથા આત્મ સંયમથીજ પાપ માત્ર નિવારણ કરી શકાય છે. પણ પ્રાયશ્ચિત્ત કરનાર શખસ જે મંડળીમાં રહી કંઈ પણ ઉપયોગી કામ કરી શકે તેમાંથી તે દૂર થાય તેવા પ્રકારના અનુતાપથી, તથા પોતાને તેમજ બીજાને જેથી તે શિક્ષા કરે છે તેવા આચરણથી આખર સરવાળે જેટલી હાનિ થાય છે તેટલી હાનિ ઘણી થોડી ભૂલોથી થાય છે; અને તમે આ પ્રમાણે કરવાની ઇચ્છા જણાવી છે. પહેલ વહેલા રણસંગ્રામમાં મૃત્યુ હોરી લેવાનો તમે યત્ન કીધો, કેમકે તમારી પતિત જિન્દગીનો અંત જાતે લાવવાની તમારી ખાએશ નહીં એટલે આના જેવો સહેલો રસ્તો તમને બીજો સુઝયો નહીં. પણ તમારા એવા મોતથી શું ફાયદો થશે અથવા જે દોષ તમે કીધા છે તેમાંથી શી રીતે તમે મુક્ત થશો ? હવે વળી તેવું પ્રતિષ્ઠિત મોત તમને મળી શકતું નથી, તેથી જંગલમાં એકાંત વાસમાં રહેવાની તથા પ્રાર્થના અને તપશ્ચર્યામાં બાકીની જિન્દગી ગાળવાની તમે મરજી જણાવો છો, પણ તે શાને માટે ? આમ કરવાથી તમારૂં પોતાનું કે બીજાઓનું શું કાર્ય સરશે ? અને પછી **ઇરાવતી**, તમારી ભાવિ વધૂ, તેના સંબંધમાં શું ? તમે તેને છોડી દેવા માંગો છો, તેનું કારણ એવું નથી કે તે નિમકહરામ નિવડી છે, પણ તેની સમક્ષ તમને શરમ લાગે તેવાં આચરણ તમે કીધાં છે તેથી ! આથી તો તમને પોતાને શિક્ષા કરવા કરતાં તેને તમે વધારે શિક્ષા કરો છો. એને શું તમે ફરજ અને સદ્‌ગુણ કહો છો ? ના, મારા મિત્ર, એમ કરવાથી તમારી પહેલી ભૂલો કરતાં પણ વધારે મોટો ગુન્હો થશે. મારૂં કહેવું સાંભળીને તમે આશ્ચર્ય પામો છો; પણ તમે જણાવેલે રસ્તે જશો તો તે ગર્વ અને તુચ્છકારનો

રસ્તો ગણાશે, કેમકે તમારો દરજ્જો તમે હલકો પાડી દીધો છે, તે તમે જાણો છો. કેવળ નિર્દોષ, દૃઢ મનની, અને સ્પષ્ટ વક્તા **ઈરાવતી**નું કહેવું વાજબી છે. જે સ્ત્રી તમારાં સઘળાં છિદ્રો જાણે છે, ને જેનાં પોતાનાં આચરણ સેહેજ પણ ઠપકાને પાત્ર થયાં નથી તે સ્ત્રી સાથે પત્નીપ્રેમથી રહેવા તમારી મરજી નથી એટલા બધા તમે ગર્વિષ્ઠ થયા છો; અને ગર્વને લીધેજ ફક્ત તમને દુનિયાથી નાસવાનું મન થાય છે. તમારાં પહેલાનાં અધમ કૃત્યોથી વાકેફગાર કોઈ માણુસ તમને મળશે એવી હમેશાં તમને ધાસ્તી રહે છે. તમારી છૂપી વાત કદાચ એ જાણતો હશે એવી દેહેશતથી તમે કોઇપણ પુરૂષની સામે નજર કરવાની છાતી ચલાવી શકતા નથી. હું પુછું છું કે આ શું સદ્‌ગુણ તથા હિંમત કહેવાય? ખરૂં જોતાં શું એ હિચકારાપણું અને નબળાઈ નથી?'

'પણ **ફૈઝી**ના છેલ્લા શબ્દો,' **સિદ્ધ** બોલ્યો.

'એ બાબત તમારો વાંધો નિકળશે એ મે પહેલેથી ધાર્યુંજ હતું,' **ગુરૂપાદે** અગાડી ચલાવ્યું; 'અને તે વિચારવા જેવી બાબત છે તેની હું ના નથી કહેતો. એના જેવી સ્થિતિમાં આવ્યા પછી જે રીતે **ફૈઝી** વર્ત્યો તથા તેણે જે શાપ દીધો એ સ્વાભાવિકજ છે. તેની જગ્યાએ તમે હોત તો તમે પણ તેજ પ્રમાણે કરતે; અને મારી જગ્યાએ તે હોય તથા અપક્ષપાત રીતે એને વિચાર આપવાનો હોય તો બેશક હું કહું છું તેમજ કરે જોગાનજોગે એક અશુભ ચોઘડિયામાં માણસથી શરમ ભરેલું કામ થઈ ગયું તો તેને ઉત્પન્ન થતી નામોશીની દિલગીરીમાં ગ્રસ્ત થઈ તેણે જિન્દગી ગુજારવાની જરૂર નથી, કારણ પાછલા સમયમાં બનતા સુધી તે લોકોની પાછી પ્રીતિ મેળવી શકે છે; તેટલા માટે ત્યારે તમે જે સલાહ લેવા આવ્યા છો ને હું ખુશીથી જે સલાહ આપું છું તે ધ્યાન રાખી સાંભળો: તમારાં આચરણ કેવાં અધમ અને દોષથી ભરેલાં હતાં તેનું તમને પૂરેપૂરૂં ભાન આવ્યું છે, અને તેને લીધે **શેહેનશાહ** આગળ, **ઈરાવતી** આગળ, તથા **મારા** આગળ તમારો દોષ સ્વીકારી તમારી જાતને તમે પોતેજં આરોપી ગણી છે, તે તમે સારૂં કીધું; પણ તમારાં અધમ કર્મનું જ્ઞાન થવું

તથા તેની ખરી માહિતી મળવી તે ખરે રસ્તે ચઢવાનું છેલ્લું પગલું નથી, પણ પહેલુંજ પગલું છે. જે પ્રકારની ભૂલોથી તમે આડે રસ્તે ચઢી ગયા છો તેવી ભૂલો તથા બીજી ભૂલોમાં ફરીથી ફસાઇ પડતાં એથી તમે અટકશો તમારા પોતાના પર, તમારા મનપર પડેલી છાપ ઉપર અને તમારી મનોવૃત્તિપર વધારે સારી રીતે દેખરેખ રાખવાનું એ તમને શિખવશે. પરંતુ શરમાયા વગર બીજાઓ આગળ જે કૃત્યો તમે કબૂલ કરી શકતા નથી તેને માટે તમારે વધારે દેહેશત રાખવી જોઇએ, અને આખરે એવી સ્થિતિએ પહોંચવાની જરૂર છે કે જેથી ફરજ અથવા પ્રતિજ્ઞાની વિરૂદ્ધ તમે આચરણ આચરો એવો સંભવજ રહે નહીં; પણ લોભવિષયથી નાસતાં ફરી તેનાથી દૂર રહેવાને તમે યત્ન કરશો તો એ તમારાથી બની શકનાર નથી. લોભવિષયની સામે અટકાવ કરો અને પહેલાં તો તમારા પોતાના ગર્વને વશ કરીને જિન્દગીની શરુઆત કરો. આટલા માટે **ઇરાવતી**નો તમારી અર્ધાંગના તરિકે અંગીકાર કરો, અને તેને માટે તમે લાયક છો એવું બતાવી આપો. શેહેનશાહની પાસે જાઓ, અને જેથી તમારા દેશની કોઇ પણ પ્રકારે સેવા બજાવી શકો, તેવું કંઈ કામ તમને સોંપવાની તેમને વિનતી કરો. તમારી વિનંતી તે ખુશીથી કબૂલ રાખશે એવી મારી પૂરી ખાતરી છે. હું જાણું છું કે **ફૈઝી**થી તમે દૂરના દૂર રહેવા માંગોછો, અને હાલ તે ઠીક છે. તેને તમારે મળવું ન પડે એવી ગોઠવણ રાખવી એ તમારી ફરજજ છે, અને બે પુરૂષોને વિખુટા રાખવાને ભરતખંડ જોઇએ તેવો વિશાળ છે. આગ્રામાંજ રહીને જેવી સારી સેવા બજાવી તેવી સારી સેવા કાશ્મીર અથવા બીજી કોઇ જગ્યાએ બજાવી શકશો. આ બાબતનો વિચાર કરો, અને બરોબર મનન કર્યા પછી તમે શું નિશ્ચય કરો છો તે મને જણાવજો.—નહીં, નહીં, એકદમ મને તમે જવાબ ન આપો ' **સિદ્ધ**ને તત્ક્ષણે જવાબ આપતો જોઇ **ગુરૂપાદ** બોલ્યા, 'મને લાગે છે કે વિશ્રામ લેવાની તમને જરૂર છે, માટે તમે વિશ્રામ લો, અને મેં કહ્યું છે તે સઘળું મનન કર્યા પછી, આટલું બધું સમજાવ્યા છતાં મારી સલાહ મુજબ ચાલવાને કંઈ હરકત જેવું લાગે તો મને કાલે જણાવજો.' આટલું કહી સ્નેહથી મસ્તક નમાવી તે રાજતપસ્વી **સિદ્ધ**ને વિચાર કરવા માટે એકલો મુકી બીજા ઓરડામાં ચાલ્યો ગયો.

બીજે દિવસે **ગુરૂપાદની** રજા લઇને જવા સારૂ **સિદ્ધ** તૈયાર થયો હતો, અને આ મુલાકાત કદાચ છેલ્લીજ વારની હતી. ઘણો વખત સુધી તે બન્ને જણા ઘણી ગંભીરતાથી વાત કરતા ઊભા રહ્યા અને આખરે તે મુસાફર પોતાના ઘોડાપર સવાર થવાને ફર્યો, તે વેળાએ પોતાના સલાહકાર ગુરૂના હાથ ઘણા આનન્દથી દાબ્યા, અને ગદ્‌ગદ્ કંઠે પણ મનમાંથી ગભરાટ દૂર થયો છે એવું દાખવતે ચેહેરે તે બોલ્યો, 'આપે પુરૂષાતન આવે તેવી સલાહ મને આપી છે તે માટે, હે **ગુરૂપાદ**, હે સત્યદર્શી તપસ્વી, હું તમારો ઘણો ઉપકાર માનું છું. આપને લીધેજ હું એક નવી જિન્દગી પામ્યો છું, અને અત્યાર સુધી જે રીતે વર્ત્યો છું અને જે હું કદી ભુલી જનાર નથી, તે કરતાં તદ્દન જુદીજ રીતે હવે ચાલવાની હું આશા રાખું છે. પશ્ચાત્તાપ કોને કહેવો તે આપે મને સમજાવ્યું છે; આપે એક અયોગ્ય માણસને સારી સલાહ આપી છે એવું ધારવાને કદી મારા તરફથી તમને કારણ ન મળે એવી પરમેશ્વરને મારી પ્રાર્થના છે.'

આમ બોલી ઘણી નમ્રતાથી **ગુરૂપાદને** પગે પડી, તેની આજ્ઞા માંગી તે વિદાય થયો. બન્નેના નેત્રમાંથી હર્ષનાં આંસુઓ ખર્યા, ને **ગુરૂપાદ** પોતાની પર્ણકુટીના દ્વારમાં ઊભેલા જણાયા ત્યાંસુધી ધારી ધારીને વળી વળીને **સિદ્ધરામે** તેમને નિહાળ્યાં, ને તે દેખાતા બંધ પડ્યા ત્યારે નિરાશ થયેલો-પણ નવા ઉમગમાં આવેલો-તે પોતાના **વત્સ** સાથે ઘોડો દોડાવી ગયો.

---

# પ્રકરણ ૩૭મું.

## ધૈર્યનાં ફળ.

સિકંદરા નામના ગામની પડોસમાં એક ઘણુંજ ભવ્ય મકાન આવી રહેલું છે. તેનો દિવ્ય ભપકો તથા શોભાને લીધે હિંદુસ્તાનને ગર્વિષ્ઠ થવાનું કારણુ મળે છે, અને દરેક મુસાફરના મનમાં તે જોઈ ઘણું આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. મોગલવંશનાં વહી ગયેલાં મહત્વનાં છેલ્લાં સ્મરણચિહ્નમાંનું તે એક છે. અનેક મિનારાવાળી એક દિવાલમાં આવેલા રાતા આરસના મોટા દરવાજામાં થઈ અંદર જવાતું હતું. તેની અંદરની બે બાજુએ પુષ્કળ છાયાવાળાં ઝાડોની કુંજો હતી. વળી તે ઝાડોની પછવાડે ઘણુંજ ઊંચું તથા વિશાળ જગ્યા રોકે તેવું એક ભપકાદાર રાજમદિર આવી રહ્યું હતું. દૂરથી દેખાતા બહારના દેખાવની સૌંદર્યતાને લીધે ફક્ત નહીં પણ તે મકાનની આસપાસ આવેલા સુશોભિત કીધેલા દરવાજાઓ, મિનારાઓ, નાના મોટા ઘુમટો તથા ખુલ્લા ઝરૂખાઓને લીધે તે મકાન સાનંદાશ્ચર્ય ઉત્પન્ન કરતું હતું, તથા સ્મારક ચિહ્ન કરતાં અગણિત રાજમેહેલો અને એશઆરામના વૈભવભુવન જેવો તેનો દેખાવ જણાતો હતો. તેમ છતાં પણ હૈયાત માણસના નિવાસ માટે તે રાજમંદિર બાંધ્યું નહોતું, પણ આ દુનિયા છોડીને ગયેલા કીર્તિવંત મહાપુરૂષોની યાદગીરી રાખવાને માટે હતું–ને તે દુનિયામાં અચલ કીર્ત્તિ મેળવી ગયેલા મહારાજાધિરાજ **અકબરને** પોતાનેજ માટે. *

---

* **અકબર** શેહેનશાહ ૬૨ વર્ષની ઉમ્મરે સને ૧૬૦૫ના અક્ટોબર માસમાં ગુજરી ગયો હતો પોતાનો પુત્ર **સલીમ જહાંગીર**નું નામ ધારણ કરી ગાદીપર બેઠો તેની ઉસકેરણીથી તેને ઝેર દેવામાં આવ્યું હતું એવો ઘણાને સંશય રહેલો છે. આગ્રા શેહેરથી ચાર માઇલ દૂર સિકંદરામાં તેને દાટવામાં આવ્યો હતો, અને તેની સમાધિ ઉપર એક ઘણી શોભિતી કબર બાંધવામાં આવી હતી. આ મકાન બાંધવાનું એણે પોતેજ શરુ કીધું હતું. મી૦ ફરગ્યુસન તે સંબંધમાં કેહે છે કે, 'હિંદુસ્તાનમાં **અકબર**ના વખત પછી કે પહેલાં કોઈ પણ બીજી સમાધ બંધાયેલી તેથી તદન જુદાજ પ્રકારની આ છે અને તેનો નમુનો હિંદુ અથવા બૌદ્ધ બાંધણી

અગાડી વર્ણવી ગયેલા બનાવો બન્યા પછી કેટલેક વર્ષે, આ બાગમાં દમ્પતિનું એક જોડું મૂગુ ઊભું હતું. તેમાં એક કદાવર માણસ કિમતી પોશાકમાં હતો. તેનો એક હાથ પોતાની તરવારની મૂઠપર હતો, અને જમણો હાથ તેની પાસે ઊભેલી, તથા સુંદર વૃક્ષને વળગી રહેતી સુંદર તરૂવરના જેવી દેખાતી, એક સજીવ જેવી પુતળીના શરીરની આસપાસ આવી રહેલો હતો. **ઈરાવતી**ના સંગમાં ત્યાં **સિદ્ધરામ** ઊભેલો હતો. આ સ્થળમાંની કબર સામે આશ્ચર્યતામાં ગરક થઈ તેઓ ત્યાં જડભરત જેવાં ઊભાં હતાં, અને જે મહાન પુરૂષને તેઓ આટલી બધી વાર આ વેળાએ યાદ કરતાં હતાં, તેમના સંબંધી તેઓ પૂર્ણ માનથી વાતો કરતાં હતાં.

આ થોડા વર્ષોમાં ઘણો ફેરફાર થઇ ગયો હતો. **અકબર** શેહેનશાહ શાન્તિસ્થાનમાં બિરાજ્યા હતા, અને તેની જગ્યાએ તેનો પુત્ર **સલીમ**

---

ઉપરથી લીધેલો છે. એક મોટા વિશાળ બગીચામાં આ મકાન આવેલું છે ને તેમાં દાખલ થવાનો દરવાજો ઘણોજ મોટા અને સુંદર છે. બાગના મધ્ય ભાગમાં એક ઊંચા ચોતરા ઉપર પીરામીડના આકારમાં રોજો આવી રહ્યો છે. નીચલા માળનું માપ દરેક તરફથી ૩૨૦ ફુટ છે, અને દરેક ખુણાપર આવેલા મિનારા જુદા. તે માળ ૩૦ ફુટ ઊંચો છે અને તેની દરેક બાજુએ દશ દશ મોટી કમાનો આવેલી છે વચમાં સઘળા કરતાં એક મોટો દરવાજો છે. આ ધાબાના ઉપર એક બીજું વધારે સુશોભિત કરેલું ધાબું છે, જેનું માપ દરેક બાજુએ ૧૮૬ ફુટ છે તથા ચૌદ ફુટ નવ ઇંચ ઊંચું છે. આના ઉપર વળી ત્રીજું ને ચોથું એમ બે ધાબાં તેવાજ ઘાટનાં છે, ને સઘળાં રાતા જેપુરી પત્થરનાં બનાવેલાં છે. છેક ઉપલા ધાબાપર વચગાળામાં એક સફેત આરસનો ઘુમટ બનાવ્યો છે, ને એક અતિ સુંદર નમુનાવાળું આરસનું જાળીદાર ચોગઠું તેની છેક બહારની આખી દિવાલ તરિકે રાખ્યું છે તેની અંદર કબરસ્થાનનો પત્થર છે, જે અરબસ્તાની કોતર કામનો એક ઘણો સુદર નમુનો છે. **શાહ અકબર**નું શબ ભોંયતળિયે એક ઘુમટદાર ઓરડામાં ઘણા સાદા પત્થર તળે રહેલું છે'–ફરગ્યુસનનું 'ઇંડિયન આર્કીટેકચર'-પાનું ૫૮૩.

નામદાર અર્લ ઓફ નોર્થબ્રુક જ્યારે હિંદુસ્તાનનો વડો સુબો હતો તે વેળાએ હિંદુસ્તાનના આ ઘણા સમર્થ તથા નિપુણ રાજકર્ત્તાની સિકંદરામાં આવેલી કબરપર ઓરાડવાને એક ઘણી મૂલ્યવાન ચાદર તેણે બક્ષીસ કીધી હતી.

રાજ્ય કરતો હતો; તેણે પોતાના પિતાની મરતી વેળાની ઇચ્છા મુજબ શેહેનશાહ જે તરવાર હંમેશાં રાખતો હતો તે તરવાર કમરે બાંધી દીધી હતી, તથા તે **જહાંગીર*** નામ ધારણ કરી આ વખતે આખા હિંદુસ્તાનનો **શેહેનશાહ** હતો. **અકબર**ની સાથે તે મુકાબલે મુકી શકાશે નહીં એવું તો પહેલાંથીજ ધારવામાં આવ્યું હતું. છતાં પણ એનું રાજ્ય એટલું બધું ખરાબ નિવડયું નહોતું.

**સલીમે** પોતાની ખરાબ ટેવો કંઇ તદન છોડી દીધી નહોતી, અને **સિદ્ધે** જે સ્થિતિમાં એને જોયો હતો તેવીજ સ્થિતિમાં ઘણે ભાગે, પોતાનાજ મહેલમાં આપેલી મિજબાની વખતે, અંગ્રેજ એલચી **સર ટોમસ રોએ** **સલીમ**ને જોયો હતો. તેટલું છતાં પણ પહેલાં લાગતું હતું કે તે કદી સુધરશે નહીં તેવો દારૂડિયો તે નહોતો. **ઇરિાવતી**ના સબંધમાં તેણે પોતાનું વચન પાળ્યું હતું, અને તે નાસિપાએસ થયો હતો તોપણ સહાણી અને લાવણ્યવતી **નુરજહાં**† સાથે લગ્ન થવાથી પોતે સુખી થયેલો માનતો હતો.

* **સલીમે જહાંગીર** નામ ધારણ કરી સને ૧૬૦૫ થી ૧૬૨૭ સુધી રાજ્ય કીધું. એની મા રજપુતાણી હતી. એ નિર્દય, લોભી તથા વિષયી હતો. ત્રાસદાયક ક્રૂરતાથી એણે પોતાના પુત્ર **ખુશરૂ**નું બંડ સમાવ્યું હતું. સને ૧૬૦૮માં કપ્ટાન વિલીઅમ હોકીન્સ સુરતમાં ઉતર્યો, અને આગ્રામાં **જહાંગીરે** તેને ઘણા માનથી આવકાર દીધો. પણ બે વરસ પછી ઇસ્ટ ઇંડિયા કંપની માટે તેને કેટલાક વેપાર સંબંધી હક મળી શકયા નહીં તેથી તે સને ૧૬૧૧માં આગ્રા શેહેર છોડી ગયો. **જહાંગીર** આગળ તેની માનિતી બેગમ **નુરજહાં**નું ચલણ સઘળા કરતાં વિશેષ હતું; પણ તેને પેટ એક છોકરૂં થયું હતું નહીં. તેના ચાર છોકરામાં મોટા **ખુશરૂ**ને **સલીમે** બંડ માટે કેદમાં રાખ્યો હતો; બીજો છોકરો **પરવીઝ** દારૂડિયો હતો; **ખુરૂમ**, પછવાડેથી જેણે **શાહ જહાન** નામ ધારણ કીધું હતું, તે **જહાંગીર** પછી ગાદીએ આવ્યો હતો; અને **સહરીયાર** સૌથી નાનો હતો. સને ૧૬૧૫માં **સર ટોમસ રો** ઈંગ્લંડના રાજા **પહેલા જેમ્સના** એલચી તરિકે **જહાંગીર**ના દરબારમાં આવ્યો અને સને ૧૬૧૮ સુધી ત્યાં રહ્યો હતો. સને ૧૬૨૭ના અકટોબર માસની ૧૨મી તારીખે **જહાંગીર** મરણ પામ્યો અને તેની જગ્યાએ તેનો બંડખોર છોકરો **શાહ જહાન** ગાદીએ બેઠો.

† **નુરજહાંને** લીધેજ દારૂનાં પ્યાલાં ચઢાવવામાં નિયમિત થવાની અસર **જહાંગીર**પર થઈ હતી.

નુરજહાંનું તેના આગળ ઘણું ચલણ હતું, રાજકારભારમાં તે ઘણો આગળ પડતો ભાગ લેતી હતી, પણ હંમેશાં તેથી રાજ્યને અને પ્રજાને ફાયદો થતો હતો.

કાસ્મીર દેશને આખરે તાબે થવું પડશે એ લાંબો વખત થયા જાણવામાં આવ્યું હતું; અને સલીમનાં કાવતરાંનો ભંગ થયા બાદ, તે હાલહવાલ થયેલા દેશમાં દાખલ થઈ તે દેશ પોતાને તાબે કરવામાં અકબરને નહીં જેવી મેહેનત પડી હતી. ત્યાંનો નિર્બળ રાજા મરણ પામ્યો, તેના રાજપદને માટે અયોગ્ય કુંવરોને દેશનિકાલ કીધા અને સિદ્ધના પિતાને રાજાના પ્રતિનિધિ તરિકે નિમ્યો. સિદ્ધને પોતાને એક સારી જગ્યા મળી, તથા પોતાના પિતાની પદવી આખરે તેને મળશે એવી આશા આપી હતી. ગુરૂરાજ ડુલુક, પહેલાંની માફક નિમકહલાલ રહી, સલાહ તથા શિખામણ આપવાને હમેશાં તૈયારજ હતો. આથી ડાહાપણ ભરેલા સ્થાયી રાજ્યનાં સુખ તથા આબાદીનાં ફળ ચાખવાને લોકોને વધારે વખત રાહ જોવી પડી નહીં.

બદ્રિનાથનો તપસ્વી, પોતાનો દેશ મોગલ શેહેનશાહને તાબે થયો ત્યાર પછી લાંબો વખત જીવ્યો નહોતો; એક વખત ડુલુક તેને મળવા ગયો હતો ત્યારે ત્યાં આગળ તેને ફક્ત પેલો નોકરજ માલમ પડ્યો. તેનો સ્વામી એકાએક માંદો પડ્યો હતો, ને ત્યાર પછી થોડા દિવસમાં તે સ્વધામ ગયો હતો. હર વાઘ સ્વામીની સમાધ ઉપરજ સુઈ રહેતો, અને પોતાના મદિરમાં પાછો પ્રવેશ કરવાને નોકર તેને સમજાવવા માંડતો ત્યારે ઘુરકતો હતો. અન્નપાણી પણ તેણે તજી દીધાં હતાં અને થોડા દિવસમાં પોતાના મિત્ર તથા સ્વામીની સમાધપર પ્રાણ રહિત પડેલો જણાયો.

પરવીઝને સિદ્ધના ગુલાબદાન સાથે ચાલેલા કારભારની કદી પણ ખબર નહોતી, અને સિદ્ધને તેની તરફથી વખત બેવખત સારા સમાચાર મળ્યા હતા. કોશાધ્યક્ષ ટોડર મલની પુત્રી સાથે લગ્ન કરી તે સુખ પામ્યો હતો, અને અગરજો તે મોટા ઓદ્ધા ઉપર હતો, તોપણ પોતાના અતિપ્રિય કાકા અબુલ ફઝલનાં વિદ્યા સંબંધી તથા રાજ્યચાતુર્યવાળાં લખાણોનો સંગ્રહ કરવામાં તે ગુંથાયો હતો.

**અબદુલ કાદર** લોક વ્યવહારમાંથી દૂર રહ્યો હતો, અને અગરજો પછવાડેથી વધારે ડાહ્યો થયો હતો તોપણ એના ધારેલા ખરા પંથ માટે તેટલોજ ધર્માંધ તથા જનુની હતો. અનેક બાબતમાં એ આશાભંગ થયો હતો ત્યારે એ કાજી સાહેબ પોતાનીજ *તવારિખ લખવામાં દિલાસો માની લેતો હતો તે ગ્રન્થમાં **અકબર** માટે એણે સખત ફરિયાદ કીધી છે અને અગરજો **અબુલ ફઝલ** તથા **ફૈઝી**એ એને કદી પણ માઠું લગાડયું નહોતું તોપણ તેમને ઘણી ગાળો ભાંડી છે.

**પાદરી એકવેવીવા** ફરીથી આગ્રા શહેરમાં આવ્યો નહોતો, પણ તેનું કામ જારી રાખવાને બીજાઓ આવ્યા હતા અને તેઓ તેના જેટલીજ ફતેહ પામ્યા હતા ! ! અગરજો ત્રણ સૈકા વહી ગયા છે, તોપણ હિંદુસ્તાનમાં પરધર્મસ્વીકાર થવો એ તો પાશ્ચિમાત્ય ઉત્સાહી લોકોનું હજી એક સ્વપ્નુંજ મનાય છે.

નિમકહલાલ **વત્સ**, વાતુડી પણ સારા સ્વભાવવાળી સૈરેન્ધ્રી **નિપુણીકા** સાથે પરણ્યો કે નહીં તે ઇતિહાસ કર્ત્તા જણાવતા નથી; પણ પોતપોતાનાં શેઠ શેઠાણીની માફક તેમણે કર્યું હશે એ ઘણે દરજ્જે સંભવિત છે. **સિદ્ધ** તથા **ઇરાવતી**ના સુખમાં કંઇ ઊણું પડયું હતું નહીં, જો કે **સિદ્ધ**ના મનમાં બેચેની ઉત્પન્ન કરનારી પાછલી વાતોનું ઘણીક વાર સ્મરણ થતું હતું, પણ તે વાતો એના મનપર અસર કરી એને ગમગીનીમાં ન નાખે તેમ કરવાને ધીમે ધીમે તે શિખ્યો, અને **ઇરાવતી**થી પણ પોતાની ગમગીની છુપાવવા લાગ્યો. જ્યારે જ્યારે એના ચેહેરાપર પાછલા વખતના વિચારથી શોકનાં ચિહ્‌ન દેખાતાં ત્યારે ત્યારે **ઇરાવતી** ઘણીજ દિલગીર થતી હતી તે એના જોવામાં આવતું હતું, કેમકે **ઇરાવતી** આગળ **સિદ્ધે** સઘળું કબૂલ કર્યું હતું તેથી **સિદ્ધ**ના શોચનું કારણ તેને તરત સમજાતું હતું. તેમનાં લગ્ન થયા પછી થોડા વખતમાં **ઇરાવતીને** પુત્રની પ્રાપ્તિ થઈ, ને **ઇરાવતીને સિદ્ધ** જેટલો ચાહતો હતો તેથી વિશેષ પ્યારથી તે પુત્રને તે ચાહતો હતો. **સલીમ**ની આકાંક્ષાની તથા **ઇરાવતીએ**

* "તવારિખી બેદાઉની"ના નામથી આ ગ્રન્થ મશહૂર છે.

તેને જવાબ આપેલો તેની એને ખબર પડી ત્યારે પોતાને કેવું અણમોલ રત્ન પ્રાપ્ત થયું છે તેની એને સમજ પડી, પણ સલીમના સબંધમાં ઇરાવતીની વર્તણુકનાં જ્યારે આશ્ચર્ય પામી સિદ્ધ વખાણ કરતો ત્યારે તે ફક્ત એટલોજ જવાબ દેતી હતી કે 'મારી જગ્યાએ કોઈ પણ બીજી સ્ત્રી હોત તો તે મારી માફકજ વર્તતે.'

ઉપલી સંધ્યાકાળે અકબરની કબર આગળ વિચારમાં નિમગ્ન થઈ સિદ્ધ ઘણી વાર ઊભો રહ્યો હતો એટલામાં તેની તરફ આવતા કોઈ પુરૂષનાં પગલાં સાંભળવાથી પાછો તે સચેત થયો–તેની તરફ આવતા પુરૂષને ઓળખવાથી તે તરતજ હેબક ખાઈ પાછો હઠયો, અને કંપિત દુ:ખિત હૃદયે જે શબ્દ એના મ્હોંમાંથી એકાએક નિકળી ગયો તે સાંભળી ઇરાવતી સમજી કે એક દુ:ખદાયક સમાગમ તે વખતે થયો હતો. સિદ્ધ બોલી ઉઠયો, ' રે ફૈઝી ! '

તે દમ્પતિ આગળથી જે પુરૂષ વિચારમાં ને વિચારમાં જતો હતો તે એકાએક અટકયો, અને પછી જે માણસે એની આટલી બધી પ્રતિષ્ઠા લીધી હતી તેને જોઇને તથા બરોબર ઓળખીને તે ખંચાયો, પણ સેહેજ વારમાં પોતાનો વિચાર બદલી નાખીને ધીમે ધીમે આગળ વધ્યો, એટલે સિદ્ધરામને જલદીથી પાછો ફરતો તેણે જોયો કે તરત જેની સદ્દવૃત્તિ સદાજ ઊર્ધ્વગામી હતી, મહાત્માઓનું લક્ષ્ય સદા ઉચ્ચ રહે છે તેવો, કર્તવ્યમાં કુશળ, સત્યસ્વરૂપી તે મહા પુરૂષ બોલ્યો, 'અહીં ઊભો રહે અને મારૂં કહેવું સાંભળ. જે શેહેનશાહ હંમેશાં પોતાના શત્રુઓને શિક્ષા કરવા કરતાં માફ કરવામાં વધારે આનન્દ માનતો હતો તથા તિરસ્કાર એ શું વસ્તુ છે તે જે જાણતો નહોતો, તે શેહેનશાહની સમાધ આગળ મારે કંઈ પણ ગુસ્સો બતાવવો ન જોઇએ. તેનો ઉમદા દાખલો લઇ તે મુજબ ચાલવાનો તથા મારા પ્રત્યે જે ખરાબ વર્તણુક તેં ચલાવી હતી તે માટે તને માફ કરવાનો મે ઘણી વાર યત્ન કીધો હતો. છતાં હું તેમ કરી શકયો નહીં, મારામાં તે માટે શક્તિ જણાઇ નહીં. પણ આ પવિત્ર જગ્યાપર જ્યાં દૈવયોગથી આપણે એકઠા મળ્યા છિયે, ત્યાં મારી સ્થિતિમાં અકબર

પોતે હોત તો જે કામ કરતે તે કરવાને હમણા મારામાં શક્તિ આવેલી જણાય છે. હું તને ક્ષમા કરૂં છું, દિલોજાન મિત્ર **સિદ્ધરામ**.'

આ સાંભળી શોકનિમગ્ન **સિદ્ધ**નું હૈયું ભરાઈ આવ્યું અને નીચે મ્હોડે પોતાના કુલીન શત્રુની સામે તે ઊભો રહ્યો અને મનના આવા ઉકળાટમાં પણ જે માણુસ પોતાની વૃત્તિઓને વશ કરી શક્યો તે માણુસ તરફ **ઈરાવતી** સાનદાશ્ચર્યથી જોઈ રહી.

'ઊંચું જો,' **ફૈઝી** અગાડી બોલ્યો, 'તારા પહેલાના મિત્રથી વધારે વખત દૂરને દૂર રહેવાની કંઈ હવે જરૂર નથી. મારા ગુસ્સામાં જે શબ્દો મે તને કહ્યા હતા તે તો ગેરવાજબી નહોતા, પણ તારા જેવી વૃત્તિના માણુસને બેશક તે ભયંકર અને કદાચ ઘણી સખત શિક્ષા તરિકે લાગ્યા છે. તેની અસર તારાપર કેટલી બધી થઈ હતી તથા તેને લીધે તું કેવાં આત્મઘાતક કૃત્યો કરવા તત્પર થયો હતો તે કુલુક તરફથી મારા જાણુવામાં આવ્યું છે. આપણા મિત્રે મારી ખાત્રી કરી છે કે, પહેલા વહેલાં તો તમે ફોસલાવનાર હતા નહીં, તમે અજ્ઞાન અવસ્થામાં હતા અને તે સ્ત્રીનો પ્રભાવ તથા તેની આકર્ષણશક્તિ હું સારી રીતે જાણું છું. પણ હવે કંઈ તેની હસ્તી રાખવાની નથી. પોતાની દુષ્ટ જિન્દગીનો અંત કેદખાનામાં તે પોતેજ લાવી છે. પણ હવે પાછલી વાત બંધ કરવી યોગ્ય છે. ખાસ કરીને પતિવ્રતા, યશસ્વિની, મહાભાગા, તમારી કુલીન અર્ધાંગના તરિકે મારે જેને પ્રણામ કરવા જોઇએ તેની સમક્ષ ગઈ ગુજરી યાદ કરવાનું કારણુ નથી. આપણી છેલ્લી મુલાકાત થયા પછી તમારે માટે મેં જે હકીકતો સાંભળી છે તેથી એક પ્રતિષ્ઠિત ગૃહસ્થનાં માન તથા મિત્રાચારીને તમે પાછા લાયક થયા છો. તેટલા માટે પૂર્વપેરે આપણે સ્નેહભાવથી આલિઙ્ગન કરી સંતોષ અને આનન્દ પામીએ.'

**સિદ્ધ**ના મનમાં જે લાગણી થઈ આવેલી તેને તે એટલો તો વશ જેવો થઈ ગયો હતો કે તે પોતાનો હાથ લંબાવી શક્યો નહીં કે બોલી શક્યો નહીં. તેથી **ઈરાવતી**એ **ફૈઝી**ના હાથમાં તેનો હાથ આપ્યો અને બોલી,

'આપના ઔદાર્ય માટે અમીર ઉલઉમરા ! હું અંતઃકરણથી આપનો ઉપકાર માનું છું. અમારાં લગ્ન થવાથી સુખ પ્રાપ્ત થયેલું તે છતાં તેમાં જે કલંક રહેલું હતું તે આપના શબ્દોથી દૂર થયું છે, અને જે સીસાના ભારણરૂપ શાપના બોજાને લીધે મારા સિદ્ધરામ અત્યારસુધી ઉદાસ તથા બેચેન રહેતા હતા તે પણ આપના કૃપાળુ સ્વભાવને લીધે આખરે એના શિરપરથી ખસી ગયો છે.'

'હું શબ્દ ખોળું છું,' અંતે સિદ્ધ બોલ્યો, 'પણ મારા અંતઃકરણમાં આ ક્ષણે જે લાગણી થાય છે તે દર્શાવવાને મને શબ્દ જડતા નથી. એક સમયે એક ડાહ્યા પુરૂષના શબ્દથી મને દિલાસો મળેલો તથા મારામાં કૌવત આવેલું હું સમજતો હતો, તથા તેથી મારી જિન્દગી નવી શરુ થયેલી હોયની તેમ લાગતું હતું; પણ નવો જન્મ થયેલો તો પહેલ વહેલાં મને હમણાજ લાગે છે. આપ નામદાર સાહેબની મિત્રાચારી હું હંમેશાં ઘણી કિમતી ગણુતો હતો, અને તેટલા માટે આવી શરમ ભરેલી રીતે, અને તેપણ મારા પોતાનાજ ગુન્હાને લીધે, તે મિત્રાચારી ગુમાવી તેથી મારી આત્મનિંદા ઘણી ભારે હતી, અને મારાપર થયેલી શિક્ષા વધારે સખત લાગી હતી. આપ આટલા બધા ઉદાર દિલથી મને આપના મિત્ર તરિકે પાછા કબૂલ કરવાની ઇચ્છા બતાવો છો તે એક ઉમદામાં ઉમદા બક્ષીસ સમાન માની લઉં છું.'

'આપણી આ આકસ્મિક મુલાકાત,' પ્રસન્ન થઇ અનુકંપાવાન ફૈઝીએ ઉત્તર આપ્યો, 'ઘણો થોડો વખત ચાલશે, અને હવે પછી ફરી મુલાકાત થવાનો સંભવ નથી. રાજ્યની નોકરીમાંથી હું નિકળ્યો છું તે તો તમે ક્યારના જાણો છો. સલીમ, અથવા ગર્વથી ભરેલું જે નામ તેને વધારે પસંદ છે તે મુજબ, જહાંગીરને મારે માટે તથા મારા ભાઇને માટે કદી-પણ સારો વિચાર નહોતો. તે ઉપરાંત કેટલાંક કારણોને લીધે તેના હાથ તળે નોકરી કરવી મને ભારે પડે તેવું છે, તેથી જાહેર કામકાજોમાં ભાગ લેવાનું મેં બંધ કીધું છે અને આગ્રા શેહેરમાં એકાંત વાસમાં હું રહેલો છું. પણ હમણાં ઇરાનના રાજા શાહ અબ્બાસે મને પોતાની રાજધાનીમાં તેડાવ્યો છે, અને ત્યાં વિદ્યા સંબંધી અભ્યાસ તથા શોધ કરવાના કામમાં

હું રોકાઇશ. *આ આમંત્રણ મેં કબૂલ રાખ્યું છે. આવતી કાલે ઇસ્પાહાન જવા હું નિકળવાનો છું અને કદાચ ત્યાંજ રહીશ. પણ મારા શેહેનશાહ મિત્ર, જેમાં મારૂં સર્વસ્વ સમાયેલું હતું, સિદ્ધ, જે મારા પ્રાણ કે સુખ કરતાં પણ આલે હતા, તે મિત્રના છેલ્લા શાન્તિ સ્થળની છેલવેલી મુલાકાત લીધા વગર આ દેશ છોડવો એ મને ઠીક લાગ્યું નહીં; એ મિત્રની સામે તમે દુષ્કર્મ કીધું હોત તો હું નથી ધારતો કે હું તમને કદી ક્ષમા કરી શકતે. એમનું મહત્વ તથા એમની ખોડ સર્વેને આનન્દમય લાગતાં હતાં, પણ ગાઢો પરિચય ન થવાથી તેની ખરેખરી માહિતગારી મેળવવાની તક તમને કદી હાથ લાગી નહોતી, તદપિ તમે એમને માન આપતા હતા તથા એને મહાન પુરૂષ તરિકે ગણતા હતા એવું તમારી વર્તણુક ઉપરથી તમે દાખવ્યું છે.'

'વાત ખરી છે કે,' પરમમોદને પામેલા સિદ્ધે જવાબ વાળ્યો, 'સંપૂર્ણ રીતે એમના ગુણ અવગુણ હું જાણી શકયો નહોતો, તોપણ એમને માટે મારા મનમાં અતિ પ્રેમ તથા પૂજ્ય ભાવ ઉત્પન્ન થાય તેટલે દરજ્જે તો હું એમને ઓળખી શકયો હતો. એક બીજો મહાત્મા, જે થોડાજ વખતપર દુનિયા છોડી ગયો છે, જેમનો હું ઘણોજ આભારી થયો છું તથા જેમનું નામ મને અતિપ્રિય લાગે છે તેમને હું ઓળખતો હતો; પણ બે રાજામાં મોટો કોણ એવો સવાલ મને પુછવામાં આવે તો હવે મારી ખાતરી થઈ છે તે ઉપરથી એમજ કહું કે તે એકાંતવાસી તત્વજ્ઞાની, જેણે સાંસારિક આનન્દ તથા મોટાઇનો ત્યાગ કીધો હતો, તેના કરતાં ગાદીપર બેઠેલો તત્વજ્ઞાની, જે હાનિકારક પક્ષો તથા બુરા વખતે એક સરખી વર્તણુક, ન્યાયીપણું, સમદર્શીપણું તથા મનની સ્થિરતા શી રીતે જાળવવી તે સારી રીતે જાણતો હતો, તેજ વધારે ચઢિયાતો થયો હતો.'

'અને પૂર્વમાં તથા પશ્ચિમમાં હવેની સઘળી નવી પ્રજા એજ પ્રમાણે કહેશે,' ફૈઝી શોકાર્ત્ત હૃદયે બોલ્યો. 'ઘણાએ રાજાને માનિતાઓએ તથા

* આ આમંત્રણની નોંધ અલબત્ત ઐતિહાસિક નથી. વાર્તાના પ્રયોજન અર્થે ફૈઝીની જિન્દગી લાંબી હતી એવું સૂચવવામાં આવેલું છે. ખરૂં જોતાં, પોતાના ભાઈ અબુલ ફઝલના ખૂન થયા પહેલાં ફૈઝી દેવલોક પામ્યો હતો.

ખુશામતખોરોએ **સમર્થ** એ ખિતાબ આપેલો છે, પણ તે કંઈ વાજબી ગણાય નહીં. ખરેખરા સમર્થ થવું એનો અર્થ એ છે કે એક રાજાએ પોતાપર અંકુશ કેવી રીતે રાખવો તથા બીજાઓપર શી રીતે અમલ ચલાવવો તે તે બરોબર જાણે છે અને પોતાના જાતભાઈનાં ભલાની ખાતર કેવી રીતે દિલગીરી શોષવી તથા મેહેનત કયે પ્રકારે વેઠવી તેની તેને સંપૂર્ણ માહિતગારી છે. અને આજ બાબતમાં આ પેલા અહોકાળ વિશ્રામ લેતા મહાત્માએ પોતાનું મહાનપણું દર્શાવ્યું હતું. બીજા ઘણાએ મહારાજા છે અને હવે પછી પણ કદાચ ઘણા થશે કે જેમનાં નામ ઇતિહાસમાં **અકબરશાહ**ના નામ કરતાં વધારે જાણીતાં થશે અને એના કરતાં પણ વધારે કીર્તિ મેળવે એ સંભવિત છે, પણ "મહાત્મા"નો ઘણો ઉત્તમ અને ખરો અર્થ સમજવો અને મહાત્માની પદવી ભોગવતી વેળાએ મનુષ્ય પ્રાણી તરિકે કેમ રહેવું તે **અકબરશાહ**ના જેટલું જાણતો હોય એવા રાજકર્ત્તાનું નામ તવારિખમાંથી કોઈ ભાગ્યેજ બતાવી શકશે. પણ હવે,' **સિદ્ધ** તથા **ઈરાવતી**ના હાથ ઝાલી **ફૈઝી** બોલ્યો, 'છેલ્લી સલામ, પ્રિય મિત્રો, મારા તન મનનાં સાથીઓ તમો બન્નેને છેલ્લી સલામ. અહીંથી હું ઘણે દૂર જઇશ તે વખતે મને કોઈ કોઈ વાર યાદ કરતાં રહેજો; હવે તો તમે કંઇ પણ દુઃખ વગર તેમ કરી શકશો. વળી જે બોજો સહન કરવો મને ઘણી વાર મુશ્કેલ લાગતો હતો તે આ સમાગમથી મારા મનપરથી સારે નસીબે ખસ્યો છે.'

**ફૈઝી** તેમને છોડી ચાલ્યો ગયો ત્યાર પછી કેટલીક વાર સુધી **સિદ્ધ** અને **ઈરાવતી**એ તે બગીચામાં વિચારમાં ગુમ થયેલાંજ ફર્યા કીધું અને આખરે મહાત્મા **શેહેનશાહ**ની યાદગારી ખાતર છેલવેલું નમન કરવાને જે જગ્યા આગળ તેઓ આવ્યાં હતાં, ત્યાંથી તેઓ મંદમંદ પગલે ગયાં.

'આ પ્રમાણે તેઓ સઘળા ચાલ્યા જાય છે,' ઘર તરફ તેઓ ફર્યાં તે વખતે **સિદ્ધ** મનન કરતો બોલ્યો-'જે જે માણસોને ઓળખી માન આપવાનું મન થતું તે સઘળાઓ આપણો ઉત્સર્ગ કરે છે. હમણા જે મહાપુરૂષ આપણી પાસેથી ગયો તેને ઘણું કરીને તો આપણે પાછાં મળનાર

નથી. પણ **અકબર, ફૈઝી, અબુલ ફઝલ** જેવા મહાત્માઓ, તેમની જિન્દગીનો મૃત્યુ અહીં છેડો લાવે છે તે વેળાએ, મૃત્યુ પામેલા ગણાતા નથી, પણ જે યાદગીરી તેઓ પોતાની પાછળ મુકી જાય છે તેમાં અને તેમનાં અતિ ઉપયોગી કૃત્યોમાં તેઓ ચિરંજીવ છે. તેવા મહાપુરૂષો સંબંધી વિચારોજ તેમની પાછળ જન્મનારા માણસોમાં હિંમત લાવે છે; ને એ શું ત્યારે ખરેખરી અમરતા-ચિરંજીવીપણું નથી ?'

# સમાપ્ત

# ઈરાવતી

**શેહેનશાહ અકબરના સમયની એક ઐતિહાસિક વાર્ત્તા.**

એની સને ૧૮૮૮માં પ્રગટ કરેલી પહેલી આવૃત્તિ સંબંધે
અપાયેલા કેટલાક **અભિપ્રાયો.**

આ પુસ્તક સંબંધી મુંબઈ ઇલાકાના દેશીછાપાના રિપોર્ટર અને દેશી ભાષાનાં પુસ્તકોના રેજીસ્ટ્રારે મુંબઈ સરકાર તરફ મોકલેલા પોતાના સને ૧૮૮૮-૮૯ની સાલના રિપોર્ટમાં નીચે મુજબ પોતાનો અભિપ્રાય લખ્યો છે:—

**"The following books alone deserved particular notice:—**

... ... ... and *Iravati* **are novels based on historical incidents** ... ... ... *Iravati is the best Gujarati novel of the past year* and is dedicated to His Highness Sayajirao Gaekwar."

"મી૦ મોદીએ પોતાના ગ્રંથને અતિઘણો રસિક કરવામાં બહુ શ્રમ લીધો હોવો જોઈએ ને તે શ્રમમાં તેઓ ફત્તેહ પણ પામ્યા છે. ઈરાવતીમાં મી૦ મોદીએ પોતાની છટાદાર કલમથી મૂળ ગ્રંથકર્ત્તાના ઉદ્દેશને અનુસરીને એટલે લગણ ઉત્કૃષ્ટ બાનીની ઝમક આણેલી છે કે અમે ઘણા સાદર પૂર્વક એ ગ્રંથ વાંચી ગયા છીએ. મહાન પ્રતાપી મોગલ શેહેનશાહના રાજ્ય કાળનો આ અતિઘણો રસભરિત ઇતિહાસ છે. છતાં આ માત્ર ઇતિહાસજ નથી, પરતુ એક ઘણી સુરસ, બોધક, શિક્ષણીય અને હૃદયરંજક વાર્ત્તા છે. એમાં રાજ્યનિપુણતા, સાહિત્યનું લાલિત્ય, રાજકુંવરનાં લક્ષણો, પ્રતાપી શેહેનશાહનાં સુચરિત્રો, કવિઓ અને ફીલસુફોની ફીલસુફી, ધર્માંધપણું ને મતાંધપણું, પતિવ્રતા સ્ત્રીનો પ્રેમધર્મ, પુત્રનું કપુતપણું, મહાન પુરૂષની ઉદારતા અને જાદુગરનાં કાવત્રાં, કાશ્મીર, અલાહબાદ અને આગ્રા શેહેરની સ્થિતિ, ને અકબર જેવા પ્રતાપી પુરૂષની ધૈર્યતા, ઉત્તમ વિચક્ષણ પ્રતાપી બુદ્ધિ, સમાનતા ને રાજનીતિની કુશળતા એ સઘળું એવી તો

સરસ રીતે ચિત્રેલું દર્શાવ્યું છે કે, તેવું અમે ક્વચિતજ જોવા પામ્યા છીએ..............શેહેનશાહ અકબરનાં અનેક ચરિત્રો લખાયલાં છે, પણ આ ગ્રંથમાંથી તેની જે ઉત્તમ પ્રતિની છબી નિકળી શકે છે તેવી ઉત્તમ પ્રતિની છબી બીજામાં નથી.........અકબરશાહનું આ ચરિત્ર એટલું બધું તો રસ ભરેલું આનંદ આપનારૂં, મનને સંતોષ પમાડનારૂં, ને રસિકોનાં હૃદય તલ્લીન કરનારૂં છે કે તે વાંચવાની એકેએક વાંચનારને અમે ઘણી સારી રીતે ભલામણ કરીએ છીએ.........આ ઇરાવતી, કન્યાઓ ને સ્ત્રીઓના હાથમાં મૂકવા યોગ્ય ઘણો અચ્છો ગ્રન્થ છે...........આ ગ્રન્થ મહારાજા શિયાજીરાવ ગાયકવાડને અર્પણ કરવામાં આવ્યો છે, ને શેહેનશાહ અકબરનો આ પ્રતાપી ગ્રન્થ અર્પણ કરવા યોગ્ય આર્યાવર્તના રાજાઓમાં એ એકજ રાજા છે ને તે યોગ્ય પણ છે."—**ગુજરાતી.** (મુંબઈ)

"આ પુસ્તકના વાંચનારનો શ્રમ મિથ્યા જવાનો સંભવ નથી. એકંદર જોતાં એ પુસ્તક સારૂં છે અને બોધકારક છે, અને અમારા વાંચનારને એની ભલામણ કરીએ છીએ."—**બુદ્ધિપ્રકાશ.** (અમદાવાદ)

"મૂળ કથાનું વસ્તુ અકબર બાદશાહના વખતને લગતું છે, ને કાશ્મીરના રાજ્યની હકીકત સાથે અકબરના સંબંધોનું વર્ણન કરતાં, રાજકીય પ્રકરણો પ્રેમચાતુરી, પ્રેમપરિસીમા, દેશપ્રેમ, ત્યાગ, સંસાર, ઇત્યાદિ અનેક વિષયથી બહુ સરસ, અને રમુજી, ઉપરાંત સુબોધદાયક છે. રા૦ છગનલાલે ભાષાન્તર પણ બહુ સરળ તથા શુદ્ધ ભાષામાં કરેલું છે, જેથી ગૂજરાતી વાચક વર્ગને એક અતિ ઉત્તમ કથાનો સારી ભાષામાં લાભ થયો છે."-**પ્રિયંવદા.** (નડિયાદ)

"આ (ઇરાવતી) નામની રસિક વાર્તાનું પુસ્તક......ઉપકાર સાથે સ્વિકારીએ છીએ...તેમાં હાલના રાજા ને કારભારીઓને શીખામણ મળે એવું ઘણું છે. હાલની અધકચરી કેળવાયલી આર્ય સ્ત્રીઓ જેઓ પ્રાચીન આર્યમહિલાઓના ખરા પત્નીધર્મ ભૂલી જઈ...અવિચારની થઈ જાય છે તેમને ઇરાવતી ને સલિમ વચ્ચે ચાલેલી વાતચિત અચ્છો ફટકો લગાવી સારો ધડો આપે છે...રાજાઓને અથવા કારભારીઓને અકબર જેવો મહાન પાદશાહ અને અબુલફજલ અને ફૈજી જેવા શાણા ને ઉત્સાહી

કારભારીઓ પોતાનાં નિત્ય કર્મો અને પ્રજાના કલ્યાણ તરફ નિરંતર કાળજી બતાવી સારી ચેતવણી આપે છે. વળી અકબર જેવા પ્રજાપ્રિય પાદશાહના સમયમાં પણ કાવતરાં ને ખટપટ ચાલી હતી તે ઉપરથી તેવી ખટપટોથી હાલના રાજા કારભારીઓને સાવચેત રહેવાને આ વાર્તા રસ્તા ને સૂચના સૂચવે છે. ટુંકામાં આ પુસ્તક ભાઈ છગનલાલે લખીને ગુજરાતી પુસ્તક-ભંડારમાં રસિક ને ઉપયોગી વધારો કરી ગુજરાતી પ્રજાને આભારી કરી છે. અમે એ પુસ્તક સર્વ ગુજરાતી વાંચનાર સ્ત્રી પુરૂષને વાંચવાની અને. તેની એક એક નકલ પોતાની લાયબ્રેરીમાં રાખી તેને આશ્રય આપવાની ભલામણ કરીએ છીએ...એ વાર્તાની ભાષા સહેલી ગુજરાતી છે. તેમાં રસ, જ્ઞાન, શિક્ષાનાં તત્વ એ સર્વનો સાથે સમાવેશ છે."—**વિજ્ઞાનવિલાસ.** (રાજકોટ)

"ઈરાવતીનું પુસ્તક આજકાલના કચરા રૂપ થોથા જેવું નથી એટલુંજ નહીં, પરંતુ એવાં સરસ ને નિર્મળ ભાષામાં રચાયલાં પુસ્તકો ઘણાંજ જૂજ જોવામાં આવે છે......"ઈરાવતી"ની ભાષા ને ભાવાર્થ બને એક એકથી સરસ છે."—**ગુજરાતમિત્ર.** (સુરત)

"As regards the *Iravati* I must say that I read the work whole through with great interest and as far as my humble opinion goes, it is translated in an excellent manner. In fact, it looks as if it is compiled originally in the Gujarati language. The story selected for your work is also very instructive. It really teaches moral in its various forms, the prominent of which is the high chastity and strict fidelity of the fair sex.

I am glad that you have given the benefit of your learning and leisure hours to the Gujarati-reading public by the publication of such a valuable book as *Iravati*.

*Bombay, 5th August 1888.*

(Sd) **Cursondas Valubhdas.**
(a respectable Bhatia gentleman)

"ઇરાવતી" એ નામનું એક રસિક વાર્તાનું પુસ્તક મેં અથથી ઇતિ સુધી વાંચી જોયું છે. એ પુસ્તકમાં હિંદુસ્તાનના મહાન પ્રતાપી શેહેનશાહ અકબરના દરબારનું યથાર્થ ચિત્ર આપવાનો ઉદ્દેશ રાખવામાં આવેલો જણાય છે. રાજા નહિ પણ "રાજાધિરાજ"ના પદને વાસ્તવિક રીતે યોગ્ય એવો અકબર જેવો શેહેનશાહ, જેના જેવો અશોક સિવાય કોઈ હિન્દુ-રાજા ભાગ્યેજ થયો હોય, તેવા પ્રતાપી પાદશાહના અમલમાં પ્રજાની સ્થિતિ કેવી હતી, તેની રાજનીતિ કેવી હતી, વિદ્વાન, વિવેકી અને રાજકાર્યમાં કુશળ એવા મંત્રી આદિની પસંદગી કરવામાં તેની કેવી દીર્ઘદૃષ્ટિ હતી, એક વિસ્તીર્ણ દેશ ઉપર રાજ ચલાવવાના અને તેની પ્રજાને ન્યાય વગેરેથી રાજી રાખવાના જોખમ ભરેલા કામમાં મન રોકાયલું છતાં પણ તત્ત્વજ્ઞાન જેવા ગહન વિષય ઉપર જુદા જુદા મતના ધર્મવેત્તાઓ સાથે ચર્ચા કરવામાં તે કેવો ઉત્સાહી અને આતુર હતો અને તેમાં તેની બુદ્ધિ કેવી હતી એ સઘળું ઇતિહાસના શોખીનોને અને અભ્યાસીઓને આ ગ્રંથ ઉપરથી જાણવાને બની આવે તેમ છે. અર્વાચીન કાળના રાજવંશીઓને અકબરનું ચરિત્ર મનન કરવા યોગ્ય તેમજ અનુકરણ કરવા યોગ્ય છે. એ મહાન પ્રતાપી શેહેનશાહની કારકીર્દીના ચિત્રની સાથે નાયકા ઇરાવતી અને નાયક સિદ્ધના નિર્મળ પ્રેમ પ્રસંગની મૂળ ગ્રંથકર્ત્તા તરફથી જે યુક્તિથી સંકલના કરવામાં આવી છે તે ખરેજ પ્રશંસનીય છે. વાર્તાનું લખાણ છાછરૂં નથી પણ સઘન છે. એમાંના વિચારો પણ ગંભીર છે. મી૦ છગનલાલની ભાષા સરળ અને રસિક છે.

મુંબઈ

(સહી) સવિતાનારાયણ ગણપતિનારાયણ. (કવિ)

